श्री

# श्री अंबिका काव्य.

## રાણા જસવતસિંગજીનો જસ

આરાસુર દરબાર વર્ણન.

અંતર લાપિકા

જય સઘળે વરત્યો તમે, તરત સિંહ ગજી રાય;
માજીના હુકમથી જય જય સઘળે થાય.




અમદાવાદ

મામાની હવેલી મધ્યે અમદાવાદ યુ. પ્રી. અને
જનરલ એજન્સી કંપની (લિમિટેડ)ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપી.

સંવત ૧૯૩૭. સને ૧૮૮૧.

કીમ્મત ૧ રૂપીઓ.

# अनुक्रमणिका.

૨૯ સ્વસ્તશ્રી આરાસુર માંહેરે. અરજી
૨૯ કરજોડી પ્રણામ કરૂ પહેલોરે. પરમાનો
૩૦ જેજે આરાસુરની રાણી તારી અકળકળા ન કળાણી
૩૦ મારી અંબામા આણંદભરી
૩૩ મતબાલીરેમા મુખડાંની બલીહારીરે દરશણ દીજે
૩૩ દેવ કુંડાળા દયા તે બહુ કરજોરે. ચિઠી
૩૪ ધનધન આજુનો દીન અંબામાવડીરે
૩૫ પ્રથમ ગણપતીનુ દરશણ આવી કરજોરે. મુજરો
૩૭ વધામણુ. માતભવાંનીરે.
૩૮ અલબેલીરે અંબેમાત દરશણ કરવાને. પહેલી
૪૦ ચાલો જઇએ દરશણ કરવા અંબેમાત બિરાજેછે
૪૦ શેવો શેવો અંબે આરાસુરી માતને
૪૨ નિરખુ સદા ભરપૂર
૪૨ શણગારનોછે. ગૌરીપુત્ર પ્રથમ પાય કે લાગુ પ્રેમશુરેલોલ
૪૬ અંબામા દીઠી આણંદમાંજો
૪૭ માતભવાની ભજમન ભવમે સફળ જનમ તેરા. છંદ
૪૮ તુજબિન મેરો કોન દુઃખ ભાગે આરાસુર કે રાણી હો
૪૯ અંબાસે કાંમ હેરે
૪૯ આવ્યને વહેલીરે અંબા તુ આવ્યને વહેલી. સંકટનુ

થાળ વખત ગાવાના ગીત.

૫૦ પ્રાતસકાળેરે કરૂણાવતી
૫૧ ધન ધન આરાસુરની રાણી
૫૧ મહંમાયા દેવી બ્રહ્માણી રૂદ્રાણી મહંમાયા

આરતિયો.

૫૨ જે જે અંબેમાત જે આરાસુરી આઇમા
૫૨ જે દેવી જે દેવી જે અંબે આઈ
૫૩ જે આદ્યા શક્તિમા જે આદ્યા શક્તિ
૫૪ પુજન પારાનુ કરીએ
૫૪ મુજરો માનજો મ્હારો હે બાળાત્રિપુરારે
૫૫ શરણે આએકી રાખો લાજ
૫૫ અંબે નામ તણી લહે લાગી
૫૫. ભગવતી ભાવ ધરી મન ભજીયે

૫૬ ભવભય નાશની ભજો ભગવતી ભાવેરી
૫૬ સુખ તણી દાતા અંબે મોરી માતા
૫૬ મને પ્યારી લાગેછે અંબે માત
૫૭ માજી તારા પારાનો પ્રબળ પ્રતાપ

પરભાતિયા.*

૫૭ જાગોને અલબેલી અંબા દેવી ડુંગરવાળીરે
૫૭ હુંતો પાયે પડુ પરમેશ્વરીને મારા પ્રાણ થકી પ્રીત્યે
૫૮ શીશ નામુ સલખનપુર રાણી
૫૮ હુંતો નિત્યો નમી નમસ્કાર કરૂ
૫૮ ભજો માત અંબિકાને ભાવશુ ભવાની
૫૮ અંબિકાજી માત ભજે ભવની બીડ ભાગે

ગરબિયો.

૫૯ અલબેલીરે અંબેમાત જોવાને જઇએ.
૫૯ અલબેલીરે અંબેમાત, દરશણ કરવાને. બીજી
૬૦ ચાલો ચિત ચાચરમાં જઇએ. મહિના.
૬૧ મારૂરે મન માન્યું માજી સાથે.
૬૧ હુતો વારીરે અંબેમાત તારા લટકાને.
૬૨ સલખનપુરની રાંણીરે, જાણી બધા જગતમા જેને,
૬૨ આવ્યાં સંકટ ટાળોરે, ન્યાહળો નિજ દાસ ભણીરેમા.
૬૩ છબિલી મઇયા સલખનપુરની રાય. અરજ
૬૩ અંબે મઇયા તુ રખવાળી સકળ ભુવનકી તુ દાતા.
૬૪ અંબેકુ યાદ કરેસે, ખુબ જીંદગાની પાયા.
૬૫ સુનીએ મૈયા મેરી અરજ ઘડી ઘડી.
૬૫ નેનુસે નેહ ભરકે, દેખો બેઠી અંબેલાલરે
૬૬ દેખો દેખો અંબે મતબાલીસે
૬૬ મેતો લગીરે બલઇયાં અંબે લાલીસે
૬૬ અંબે લાલીસે મેરો મન લાગ રહ્યો
૬૭ એલત હોરી ભવાંની
૬૭ એસે મત બાલી હોરી
૬૮ સમરૂ સદા ભરપૂર
૬૮ તખતપર બિરાજે નગારી નાદ બાજે

સંકટનો ગરબો.



બાલાજી કાવ્ય. પરભાતિયાં.

ગરબા વિગેરે.

## જાહેરખબર.

આ કળજુગમાં મતાંતિ મનુષ્યો શ્રી જગદંબાને માનતા નથી પણ જ્યારે દુનિયામાં કે કોઈ દેશમાં કે કોઈ ગાંમમાં મહામારી ના રોગનો ઉપધરવ થાયછે ત્યારે કંગાળ થઈને સર્વે મનુષ્યો, કરગરી કાંઈ ઉપાય નથી ચાલતો એટલે છેવટે શ્રી અંબાજીની સ્તુતીકરેછે ને બાધાઓ વિગેરે માનતાઓ માનેછે.

નવરાત્રીના દીવસમાં માતાજીના ગરબા વિગેરે અત્યંત ખુશી થૈને સર્વેસ્રીયો ગરબા ગાયછે ને ગવડાવે છે, બીજે ઠેકાણે ગાવા જાયછે પણ મુરખો મતવાળા એમ નથી સમજતા કે છેવટે જુગદંબાવના છુટકો નથી. પણ હું એમજ કહુંછુ કે કોઈ તરેથી ભેદ કે મત ન ગણાતાં દેવીયોનુ ધ્યાન કે અનુષ્ટાંન પાઠ પુજન કરવું એમ નિશ્ચે આ કળયુગમાં નીમ લેવો એ ઉત કૃષ્ટ છે. હાલતા સમયમાં પ્રત્યક્ષ પારો તે ખરૂ સત્ય શ્રી જગદંબા મા રહેલુ છે એટલુ બીજા દેવોમાં રહેલું નથી, જુવો કે જ્યારે લોકોને વિઘ્ર કે દુઃખ અત્યંત આવી પડેછે ત્યારે બ્રાહ્મણો પાસે નવદુર્ગા નુ એટલે ચંડીપાઠનુ આરાધન કરાવેછે. કે બીજી દેવીયોનુ અનુષ્ટાંન કરાવેછે તો તેને સર્વે સમજે માતાજી કામ તેનુ પારપાડે છે. પણ એના જેટલું બીજા દેવોથી પુરૂ પડતુ નથી જુવો કે સક્રાદી દેવોને દુઃખ પડ્યું ત્યારે તેને સાહ્યતા માતાજીએ અનેક રીત સ્વરૂપ ધરીને દૈતોને મારી નાખ્યા, ને પાછી હઠી નથી. તેની હકીકત ચંડી પાઠમાં અતિસે લખેલીછે. અને બીજી પણ ભાગવતમાં. દેવી ભાગવતમાં બ્રમાંડ પુરાંણમાં રૂદ્રયામળમા. તંત્રરાજમાં મહત્વતા બતાવેલી છે. દેવી રહસ્યમા વિગેરે બીજા ગ્રંથ માં પ્રથમ સ્તુતી સરસ્વતી, સારદા વિગેરે નામથી સર્વે દેવાએ તથા રૂષીઓએ ને મનુસ્યોએ મોટા મોટા ગ્રંથમાં કરેલી છે. તેટલા સારૂ સરવે મત્ત છોડીને એકાગ્ર ચીતેથી શ્રી માતાજીનુ ધ્યાન ને આરાધન કરવુ એ ઉત્ત કૃષ્ટછે. પછી તો જેમ જેની મરજી આવે તેમ કરો તો કોઈનો ઉપાય નથી.

આ ચોપડીમા. શ્રી આરાસુરી મહાતમ મને પરોક્ષયેથી મળેલુ તથી મે મારી અલ્પ બુધિથી વરણન કરેલુ છે. બીજા ગરબા વિગેરે રાગ રાગણીના મને મારા હેતે શ્રીઓયે આપેલા તે મે આ ચોપડીમાં દાખલ કરેલા છે. તે મધે મારા બનાવેલા છે.

તેમાં હું સર્વે કવિશ્વરોને વિનંતિ પુર્વક અરજ કરૂંછુંજે મે તાલ પ્રબંધ કે માત્રા ગણ્યા વિગેરેનુ ગણતર લીધેલુ નથી ને મારી બુદ્ધિ પ્રમાણે મે બનાવેલું છે. તેની અંદર કાંઇભુલ ચુક કે અક્ષર રહિગયા હોય તો મારા ઉપર કૃપા કરીને માફ કરશો. એવી હું અત્યંત આશા રાખુછુ.

નિચેના પુસ્તકોમાં મારા ગુરૂ શ્રૌતસ્માતકર્માનુષ્ઠાની પંડ્યોપ નામક. વાસુદેવ ઊપનામ મંગસશંકર ગોવીંદ દેવજી રેવાશી અસલ શ્રી મથુરાજીના પણ હાલ ઘણા વર્ષથી અમદાવાદમાં વાસ કરેલો. તેના બનાવેલા વેદના પુસ્તકો.પોતે સંવત ૧૯૩૦ના ફાગણ સુદી ૮ ને દીવસે કૈલાશ વાસ કીધો ને તેમની આપેક્ષા રહીજવાથી મે સરવેને ઉપયોગ લાગે તે મે અલ્પ બુધિપ્રમાણે મેળવી અરથ કરીને છપાવી પ્રસિધ કરવાંછે તે તૈયાર છે.

૧ આન્હિક રૂગવેદ શાંખાયની શાખાનુ નિત્ય કર્મ. કી. ૦।
૨ રૂગવેદ ત્રીકાળ સંધ્યા ટીકા સાથે. કી. ૦=
૩ નવરાત્રી પુજન દીપદાન વિગેરે. કી. ૦।
૪ મંગળાષ્ટક લગન વખત તથા જનોઈ વખત ભણકી.—
૫ { શિવ રહસ્યોક્ત શિવપુજન પુરાંણોક્ત રૂદ્રી. નમક ચમકની પાર્થિવેશ્વર પુજન સાથે. કી. ૦=
૬ માતાજીના તથા માહાદેવજીના ગરબાની ચોપડી. કી. ૦=
૭ { હાટકેશ્વર મહાદેવ નગરખંડની યાત્રા તથા અંબામાનીયાત્રા તથા કાશીવિશ્વનાથ મહાદેવની પંચ તીરથી કીર્તનાવળી નામની ચોપડી. કી. ૦।
૮ સિદ્ધપૂર યાત્રા તથા ઉત્તંકંઠ જાગ્નાળીની આરતી કી. —
૯ ડાકોર યાત્રા શાખીલાઓને સારૂ. કી. —
૧૦ શ્રી અંબિકા આરાસુર મહાત્મની ચોપડી. કી. રૂ. ૧

આ સરવે પુસ્તક તથા ચોપડીયો મારા મુકાનમાંથી રોકડી કીંમતે મળશે. ને દેસાવર વાળા પાસે ટપાલ ખરચ રાખેલુ છે. બીજુ શ્રી માતાજીમાંથી મળશે. ઠેકાંણુ આરાસુર દરબારમાંથી.

### વસંતતિલકાછંદ.

### કવીજનોને વિનંતિ.

બાંહે ધરી હિત કરી જેમ તેમ પાળો,
લાડી હસી સકળ જ્ઞાતિય સર્વ ન્યાહળો;
ભાશા ન જાણું કવિની કર ગ્રંથ આજે,

ઇછિત ફળ વરિને કરી દ્યો સદા જે. ૧
બાગો તણી રચિ કલા લાખોજ માયે,
ભાઈ વિચિત્ર અતિશય પુષ્પો જણાયે;
માજી તમારી ભગતે કરી વાંછનાઓ,
ભાશા ન જાણુ કવિજીને પ્રસંન થાઓ. ૨

દુહો.

સંવત૧૯૩૭ના મહા શુકલ
આદ્ય નિધ ગુણ રૂષિતણા, વેદ માસ ભુ પક્ષ
પુનેમ સોમ
પહેલો પોડવ તીથિયે, બીજો વાર લહુ લક્ષ. ૧
૧૪મી ફેવરવારી
બ્રહ્માંડની તારીખ કહુ, વિશ્વેદેવાછે આજ
સને૧૮૮૧
વનસ્પતી દળ પૃથ્વિમા, અંગ્રેજ કરેછે રાજ. ૨

વસંત તિલકા.

રાજા પ્રજાથિ હિત કર્મ સદાજ થાયે,
વિપ્રો મળીજ સઘળે અતિ હર્ષ ગાયે;
ગુરૂ કૃપાથકિ હવે ગુણ ગાવુ સારા,
બાલાજીને શ્રી ત્રિપુરેશ્વરી મૃતધારા. ૧

દુહો.

હરિ લંબોદર શિવજી, જુગદંબા રવિ દેવ
ભેદ ગણે કોઈ પાંચમાં, છે બ્રહ્મ હત્યા હરેમેવ
શ્રી જગદંબાર્પણમસ્તુ.

| (છત્ર) | (નિશાન) |
|---|---|
| શ્રી | શ્રી |
| શ્રીજશ્રી | શ્રીજ |
| શ્રીજગજશ્રી | શ્રીજગ |
| શ્રીજગદંગજશ્રી | શ્રીજગદં |
| શ્રીજગદંબાદંગજશ્રી | શ્રીજગદંબા |
| શ્રીજગદંબાર્પબાદંગજશ્રી | શ્રીજગદંબાર્પ |
| ણ | ણ |
| મ | મ |
| સ્તુ. | સ્તુ. |




# श्रीअंबिका महात्म्य.

## श्रीगणेशायनमः ॥

### पद.

ગણુપતિદેવા તું ગરીબ નિવાજે. (૨) વાર.
ચંદનચરચીત પુષ્પે વધાવું, સિંદુરે કરૂ શેવા. ગણુ૦ ૧
થાળ ભરી અમૃત મોદીક, દેૐ મિઠાઈ ઘણા મેવા. ગણ૦ ૨
પુજા કરી હું તો પાવલે લાગુ, ભકિત ભવોભવ લેવા. ગણુ૦ ૩
સિવાનંદના સ્વામી રસિક શીરોમણુ, વર આપ્યાના ઘણા એવા. ગ૦ ૪

### પરભાત.

ઉઠ પ્રભાત સમર લેતો શ્રી ગણેશદેવા.
નામ લેતા વિઘ્ર હરે, સકળ વાકિ શેવા. ઉઠ૦ ટેકા.
એકદંત દયાવંત, ચાર ભુજ ધારી;
મુસ્તક મુગટ સોહિયે, મશકની અસ્વારી. ઉઠ૦ ૧
પેરન વાંકા પાન ફુલ, ખાનેકુ મેવા;
અમર દેવ સ્તુતિ કરે, સુર કરે શેવા. ઉઠ૦ ૨
માતાજાકિ પારવતી, પિતા મહાદેવા;
દાસ વિપ્ર જનકા પતી, રિદ્ધિ સિદ્ધિ લેવા. ઉઠ૦ ૩

## ॥ श्रीगणपतिनोगरबो ॥

સમરંતા સુખ પામિયે ને, સાહ કરે સુઢાળોરે;
દરશણે દુઃખ વામિયે ને, મોટો દેવ દુંડાળોરે. ૧
પેંહરણ એને કંચુકીને, માથે સુંદીર ખુપરે;
સિંદુર અંગે શોભતુને, એછે આનંદ રૂપરે. ૨
ચારભુજાનો દેવતાને, ગૌરિનો ગજદંતરે;
સુરપતી શેવા કરેને, મહીમાછે અત્યંતરે. ૩
કટી સોહિયે કટી મેખલાને, ઘુઘરીયો બઉ ચર્ણેરે;

બાંહે બાજુબંધ બેરખાને, કુંડળ ભળકે કર્ણરે. ૪
મત્તો પવિત્ર સર્પનુંને, શ્રીવંત્રાનો હારરે;
ઉદર એને એસવાને, મોદિકનોછે આહારરે. ૫
ડાબા હાથમાં કમળ ફુલને, જમણા હાથમાં ફરશીરે.
કર કમંડળ બેરખાને, રેહેછે અર્મા વરશીરે. ૬
એવા ગણપતિ પુજીયેને, શંભુ જેના તાતરે;
મનવાંછીત ફળ પામીયેને, ઉમિયા એની માતરે. ૭
સુદ્ધબુદ્ધ બે નારિઓને, સ્વામી કાર્તિક ભાઇરે;
રિદ્ધિ સિદ્ધિ બે કુંવરીઓને, ક્ષેમ કુશળ જમાઇરે. ૮
લક્ષ લાભ બે દીકરાને, એવું તો ઘર સુત્રરે;
સાચે મને શેવજો, એ છે પારવતીના પુત્રરે. ૯
નામ લેતા સિદ્ધિ પામિયેને, છે શિવજીનું વરદાનરે;
નિત્ય ઉઠી શિશ નામિયે, તો પામિયે બહુ સંતાનરે. ૧૦
સાંભળજો સહુ માનવી તમે, એટલું કહ્યું કરજોરે;
ગરબો આ ગણેશનો તમે, આગળથી ઓચરજોરે. ૧૧
ગાશે સુણશે ભાવસુને, તેના કારજ સરશેરે;
ગાવા પહેલા મન લાવજુને, વિનવીયે હર વરેપરે. ૧૨
સંવત સત્તર છાશિયોને, ઉતમ આસો માસરે;
નવરાત્રિની પંચમી, ગુણ ગાયે દલપતદાસરે. ૧૩
માગુ મનથી એટલું જે, પોચે મનની આશરે;
સુખ સંસારના ભોગવેને, અંતે સ્વર્ગ નિવાસરે. ૧૪

## માતાજીના પરભાતીયા.

આશરો એક આધાર આરાસુરી, અવનીમાં આવીને સરવ ગાવું.
મોટ મોટેરા તે માન મુકી કરી, આપ જોયા વિના આપ ખોવું.ટેક,
ધરથકી ધંન તે અંધ કીધો નહી, એણે ધંધે તો તે ધરમ જાય;
નામ લેતા નવનિદ્ધ આવી મળે, નામ લેતા સરવ લાગે પાય. આ૰ ૧
કોડ પુરા કરી વહાર મા બહુચરી, કુમતે કરી મેં કાંઈ ન જાણ્યું.
મ્હાતમ તાહરૂ મન જાણ્યા વિના, બળે કરી શાને સંકટ તાણ્યું. આ૰ ૨
હું પદ ટાળીને તું પદ શેવતાં, અઘ તણો સ્પર્શ નવ અંગ લાગે;

જાગતી જ્યોત જુગમાંહે મા અંબિકા, તુજ વિના અવસ્ય કોણ જાગે. ૩
બ્રહ્મ શિવ શક્ર તે ધ્યાન તારૂં ધરે, ક્રોડ તેત્રીસ તે કોણ લેખે;
આદ્ય તું એક મંડાણ માહિ રહી, યોગ યોગેશ્વર એક દેખે. આ૦ ૪
પરમ પ્રીતે કરી શેવો સલખનપુરી, મંન ધરી માનજો સર્વ સાચુ;
સંસારમાં શીવને શક્તિ શેવા વિના, સુકૃત કીધું તે તો સર્વ કાચુ. આ૦ ૫
કૃષ્ણ તું વિષ્ણુ તું નામ નારાયણી, આદ્ય તું અંત્ય તું વિશ્વવ્યાપી;
સ્થાવર જંગમ જગત સચરાચરે, સરવ દેવે મળી તુજને થાપી. આ૦૬
લક્ષચોરાશિ માહિજ માતા તમો, લક્ષ તન માહિ તમો લક્ષ માહિ;
રાંક ને ટાંક કરૂણા કરીયાં તમો, વ્હારે રહિ ભટ૭ની બાહે સાહિ. આ૦૭

---

ચડી અંબિકામાત મહિષાસુર મારવા, દેવનુ દુઃખ મન માજ આણી.
કડાકડે દૈતને ક્રોધ સુમાતના, ચડી સિંહ ચાલી બ્રહ્માણી. ટેક
સાચી સલખનપુરી વિવિધ આયુધ ધરી, ચાચર ચોકને આવી ચાલી.
દોડિ દીશાવ દીગપાળ બધે પાળ્યા, ગડગડે ગગને ધરતી હાલી. ચડી૦૧
સાંગ ફરશી ગદા બાણ ત્રિશુલ અહી, ખડ્ગ એક ખપ્પર ડમરૂ વાજે;
નીસરચાં માત તે અસુર દળ મારવા, હાં કેતાં વેરીના ગાત્ર ભાજે. ચ૦૨
પાનનું પાત્ર તે હાથ માતાતણે, મંન લોચન મહા રક્ત દીસે.
ક્રોડ તેત્રીસ તે દેખી આણંદીયા, મારીને અસુરનું રૂધીર પીસે. ચ૦ ૩
અંબિકામાત મહાકાળરૂપે થઇ, દૈતનું સૈન્ય દેવટ કીધું;
એક અનેક તે મન નવ ધારીયા, મારીને દુષ્ટનું રૂધીર પીધું. ચ૦ ૪
હાહાકાર હુવો અસુરના સૈન્યમાં, ખળભળ્યો મેરૂ ને સિંહ છળકયો;
ડગમગ્યો ચંદ્ર ને સૂર્ય દેખી કરી, કશમશો કંદ્રપ શેશ છળકયો. ચ૦ ૫
અમર સહુએ મળી આવી આસીશ દે, ક્રોધ મુકી ક્રીપા કીજે માતા;
ભક્તને લાડ લડાવીયાં ભગવતી, સરવજન પામીયાં સુખશાતા. ચ૦ ૬
જેજેજેકાર હુવોજ ત્રિલોકમાં, ચંદન પુષ્પની વૃષ્ટિ થાયે;
ચરણ સેવે હરીરામ પ્રેમે કરી, તાહરી વાણીને વેદ ગાશે. ચ૦ ૭

**ઘણા દુઃખે અંતે મેહણા મારચા છે.**

અંબા કેમ નથી જાગતી દુખ નથી ભાગતી, લાગતી કેમ નથી નિદ્રનેણ,
નાગરી નાત હમો અટપટુ બોલશું, વાઘ ચડનારિ તુને દઇશું મેણા. ટેક

જ્યારે મહિષાસુર મદ ભરચો મલપતો, ત્યારે તું વાઘ ચડિ વેંન કરતી;
ખડ્ગ ત્રિશુલ લેવાં પડ્યાં કર વિશે, ક્ષણુ ક્ષણુ મદ્ય મધુપાન કરતી. અં૦ ૧
પાડાને મારતાં પ્રાક્રમ અતિ કર્યુ, શાસ્ત્રમાં પડ્યું તેતો સઘળ સાચુ;
તે બળ તાહરૂં ક્યાં ગયું શ્રી અંબિકા, આવડું આળસ તુને ક્યાંથી આવ્યું.૨
શું કળી કાળમાં નથીરે ચુવાળમાં, કેમ આરાસુરી અવળી બેઠી;
ભગ્ત સંકટ સમે શયન કીધું તમે, શાને કાજે સતી નાશી પેઠી. અં૦ ૩
કળી મધ્યે ચડી વિનાયક સહુ જપે, પ્રસીદ્ધ એછે તેતો વેદ બોલે;
વેદના બોલનો તોલ રાખો સતી, નહીજ રાખો તો હવે સૃષ્ટી ડોલે. અં૦ ૪
આવડી ઉતાવળ આજથી કેમ કરી, ગંગાનો રંગ સ્થીતી વર્ષ સાઠે;
તાહરે માહરે પ્રીત પુરવ તણી, તે કેમ જાય મારે અંબા નાઠે. અં૦ ૫
મદન મુખ વચન સુણી શીઘ્ર થયાં શાંભવી, ચડીસીંહ ધરીત્રિશુલ આવ્યાંચાલી;
કાપ્ય દુખ આપ્ય સુખ ચરણકમળેશ્વરી, હેમમ હેમમ પાવાવાળી. અં૦ ૬

---

ઉઠતું અંબિકા સાહ્યકર બહુચરા, ભકત સંકટ સમે આવો ધાઈ;
જ્ઞાનમાં ધ્યાનમાં સકળ વ્યાપી રહી, તાહરા રૂપનં જોવું ન્યાહળી. ટેક.
આદ્ય તું અંત્ય તું મધ્ય માહેશ્વરી, તારૂણી ત્રીપુરા સુખદાઈ;
અવસર ચુકયેથી અરથ કાંઈ નવ સરે, આપદા ભક્તની લાજ ખોઈ. ઉઠ૦ ૧
વલંબ કીધા થકી વાત વણસે ખરી, જગતમાં શક્તિને કોણ નમશે;
કળી કેરા કાળમાં જાગતી તું ખરી, તુજ વિના દુઃખડાં કોણ હરશે. ઉ૦ ૨
સીંહ ઉપર ચડી ત્રિશુલ મા કર ધરી, ઘોસડ જગણી ગંગ લાવો;
ભગ્તી ભાવે કરી લાલે વિનતી કરી, આપણા ભકતનાં બરદ પાળો. ઉ૦ ૩

## દેશીફૂર.

જેમ તું રાખેરે આરાસુરી તારે ભાવે રહીયે,
મનની વથા જાણો માતજી, મુખથી શું કહિયે. ટેક.
માત તાત તું માહરે, મા આશરો તારો;
તુજ વિના બીજુ કોનહિ, જળહળતો પારો. જેમ૦ ૧
ઉત્તર દેશ આરાસુરી, પુરવ મહાકાળી;
દક્ષણમાં દેવી અષ્ટ ભુજા, ચોવાળ બહુચરબાળી. જેમ૦ ૨
ચારે દેશે તું વ્યાપી રહી, બ્રહ્માયે ન જાણી;
શી શી શોભા તે કહું માતની, શીવની પટરાણી. જેમ૦ ૩

ચંડ મુંડ તે મારીયા, રક્ત બીજને રોળી;
સુરીનર મુનીવર એમ વદે, મારી માતા છે ભોળી. જેમ૦ ૪
સહસ્ત્ર કળશ તારા નામના, વલ્લભ શીર છાજે;
જગ રૂઠ્યો કેમ વાપરે, અંબા માથે બીરાજે. જેમ૦ ૫

## પ્રભાત.

એટતું સર્વદા એટતું સર્વદા, પ્રથમ મા અંબિકા આદ્ય દેવી.
શિવ વિરંચીને વિષ્ણુ પેદા કર્યા, તેઓએ સરસ્વતી નિત્ય સેવી. ટેક
ચઉદ ભોવન વિશે વાસ વારાહિનો, વિકટ તે કામ મા બહુજ કીધાં;
દાનવો દુષ્ટોને દમન કીધા ઘણા, દેવોનાં દુઃખ દારિદ્ર લીધાં. એ. ૧
સંધ્યાતી અંબદા અકળ ઉત્પન થઈ, કાળીનો પાર કોઈયે ન પામ્યા;
પ્રાક્રમ તાહરાં પ્રૌઢ મા જોઈને, સન્મુખ દેવોએ શીશ નામ્યાં. એ૦ ૨
ભક્તિ તું મુક્તિ તું શક્તિ તું સર્વમાં, વિદ્યા ને બુદ્ધિ તું આપ માજી;
દરશન તાહરાં દુર્લભ દેવોને, નમી નમી નિત્ય હું થાઉં રાજી. એ૦ ૩
મધુકૈટભ મા પ્રથમ તેં મારીઓ, મહિષાસુર રક્ત બિજ રોળ્યા;
શુંભ નીશુંભ ને ધુંમ્ર રાક્ષસ મળી, ચંડમુંડાને ચપટીએ ચોળ્યા. એ૦ ૪
એવા અસુરો તે અનેક સંહારીઆ, સહસ્ત્ર ભુજાને સહુ દેવ નમતા;
કરુણાશંકર કહે આપ કીરપા થકી, ત્રીવીધ કોટી સંતાપ સમતા. એ૦ ૫

---

માન મૂકી નમો માન મૂકી નમો, પછી પરમેશ્વરી પ્રથમ કહીએ:
શક્તિવિણ સુખ સહુ ચર્ણ ચાલે નહિ. ચંડીકા માતને શરણ રહીએ. ટેક
ત્રીકુળ દાતાએ જેને કીરપા કરી, નામ તે પુરૂષોનાં પ્રગટ રાખ્યાં;
ગ્રંથો તે બહુ રચ્યા ગુણીજને ગુણથકી, કાવ્ય ને શાસ્ત્ર સિધાંત ભાખ્યાં. માન૦ ૧
બ્રહ્માને બાળથી સાહ્ય થઈ સરસ્વતી, વેદો તે ચાર વિખ્યાત કીધાં;
વ્યાસ સુખદેવને પ્રસંન પરમેશ્વરી, દશ પદે અષ્ટ પુરાણ લીધાં. માન૦ ૨
મારકંડે મુની મહેરથકી ઉચ્ચર્યા, ચંડીપુરાણ કીપાયે કરિયું;
દસ વળી અષ્ટનું આયુશ જે હતું, તે પરે કલ્પજ એક સરીયું. માન૦ ૩
મુંઢને મુર્ખનું મહાદુઃખ ટાળીને, માજીએ કાળી કવિદાસ કીધો;
ભારથી ભુમીમાં માગ મોટો થયો, અનેક એવા કરી જસ લીધો. માન૦ ૪
ધન્ય તું ધન્ય તું જય ત્રીપુરેશ્વરી, સમરણ સર્વદા જેહ કરશે;

કરૂણાશંકર કહે બેહુ કર જોડીને, મનવાંછીત ફળ સેજ સરેશે. માન૦ ૫

---

તન, મન, ધન મુજ માત મુક્તેશ્વરી, પ્રાણ આધાર હું શર્ણ તારે;
બ્રહ્મા ને વિષ્ણુ તું શિવમાં વ્યાપીક, સર્વમાં એજ તું એક મારે. ટેક.
એકથી ઉત્પન અનેક માયે કર્યા, અસલને આદ્ય તે એક જાણે;
બહુ જનો ભટકતા ભ્રમમાં ભગવતી, રાખતો રેતીમા જેમ વાણે. તન૦ ૧
પ્રવીણ તું પ્રાણમાં તીમીરમાં જોત્ય તું, સર્વ બ્રહ્માંડમા એક શક્તિ;
એક સ્થાને ઠરી સર્વ સેવા કરી, અંતરે ઓળખો નિત્ય ભક્તિ. તન૦ ૨
આશરો એક આધાર છે તાહરો, બીજુ તે બાનુમાં નહિજ માહારે;
શુધ અપશુધ અક્ષર નથી જાણતો, કાવ્ય કલ્પુ સહુ આધાર તાહરે. તન૦ ૩
વાત વીસ્તારી મેં વિશેશે વિશ્વેશ્વરી, શિવ તણાં પદો તે સીદ્ધ કીધાં;
તે પર મેહેર કરશોજ જુગધારીણી, જન્મથી ચણ મેં ધોધ પીધાં. તન૦ ૪
એક હું એક તું અખંડ બ્રહ્માંડમાં, ગાઈને ગુણ હું થાવું રાજી;
કરૂણાશંકર કહે બીજ ન રાખતો, જીતી જો હારતા આજ બાજી. તન૦ ૫

---

## પરભાતીયું.

ધ્યાન ધર ધ્યાન ધર અંબિકા માતનું, જેને સુર મુનીવર શીશ નામે
ધ્યાન શિવજી ધરે વિષ્ણુ સેવા કરે, માતનો પાર બ્રહ્મા ન પામે. ટેક.
આદ્ય બ્રહ્માણી રૂદ્રાણી મહા લક્ષ્મી, વેદ વિખ્યાત નવખંડ જાણી;
રિધ સિધ દાયણી કાપે પાતક તણી, માત ત્રીભુવન ધણી અંબે રાણી. ધ્યા૦ ૧
આદ્ય જોગેશ્વરી માત ત્રીપુરેશ્વરી, આદ્ય માહેશ્વરી સુખદાઈ;
દાતા છે શક્તિમા ભક્તને મુક્તિની, જાણી પોતા તણો લે નિભાવી. ધ્યા૦ ૨
દુષ્ટ સંહારણી દૈત્ય દળ મારણી, ભગતજન તારણી અંબ માતા;
દાસ અમૃતતણી રાખ સાહ્યત ધણી, બાળ જાણી કરો સુખશાતા. ધ્યા૦ ૩

---

નીચેની પંચતિરથિ આરંભીને ",આજનો દહાડો રેહેવા દ્યો ની" ત્યાં સુધી નાગર બ્રાહ્મણ વડનગરાને કરવાનો ધારો છે. જે દીવસથી સંગ બંધાયો છે તે દીવસથી નીચે મુજબ.

શ્રાવણ માસમાં અને ભાદરવા માસમાં કરચા વના ચાલેજ નહિ,

એવો રિવાજ પડી ગયેલોછે. આ લઘુ પુસ્તકમાં હમારૂં સ્વજ્ઞાતીની રીતનું છપાવી પ્રસીધ કરયુંછે કે જેથી વંશમાં આચરમાં સરવે રીતની ભુલ પડે નહિ તેથી લખવામાં આવ્યુંછે. તેથી સરવે નાગરો કરશો એવી આશા છે સરવે પુજાપો લઈને વાજતે ગાજતે સરવે સંઘના લોકો મળી પંચતીરથી કરવા જવું જોઈએ.

પાંચ દીવસ રહીએ છીએ તેની વચમાં, મંગળવાર કે રવીવારે, ભૈરવનાથને વડાં, ચાગા, કુંમાર, એનું નૈવેદ કરી મુકી આવવું જોઈએ, એવો ધારો શ્રાવણ માસ અને ભાદરવા માસમાં છે.

### આરાસુરની અંબાની પંચતીરથીનો ગરબો.

માજી તું આરાસુરની રાયરે, આદ્ય અંબિકારે મા. ટેક.
આરાસુરમાં બિરાજતીરે મા, સેવકને શીર છાજતીરે મા;
આસને બેઠી ગાજતીરે મા, માજી તુંને દીઠે મહાસુખ થાયરે; આદ્ય૦ ૧
મંડપની રચના ઘણીરેમા, હીરા રત્ન જડયા મણીરે મા,
શોભે શ્રી સુરના ધણી મા, માજી તુંને દીઠે પાતીક જાયરે; આદ્ય૦ ૨
પુજા કરે મંત્રને સમેર મા, કામ લોભ મોહને દમેરે મા,
અંબાને મન તે ગમેરે મા, માજી દીઠે મન લોભાયરે; આદ્ય૦ ૩
ગંગોદક નીરમળ ભરીરે મા, કરે પખાળ જુગતે કરીરે મા,
દુરથકી નાશે અગીરે મા, માજી તું કરૂણા કર કીરતારરે; આદ્ય૦ ૪
ચંદન પુષ્પ ચડાવતારે મા, મન માજીનું લડાવતારે મા,
અબીલ ગુલાલો ઉડાવતારે મા, તેનો સફળ થાય અવતારરે; આદ્ય૦ ૫
જાઈ જુઈ ને માલતીરે મા, કીંકરીઓ થઈ આલતીરે મા,
શેરો કરી કંઠે ઘાલતીરે મા, માજી તું નીરભે પદ દાતારરે; આદ્ય૦ ૬
બહુજન પાસે આવતારે મા, મેવા બહુ વિધ લાવતારે મા,
માજીમાને ધરાવતારે મા, માજી તેને ભવસાગર મધ્ય તારરે, આદ્ય૦ ૭
ધુપ દીપ નૈવેદ કર્યારે મા, નર નારી મોહે ભર્યારે મા,
પાન પાત્ર મધ્યે ધર્યારે મા, માજી તેને નવનિધ ઘણી આપરે આદ્ય૦ ૮
ઘંટા વજાડી કરે આરતીરે મા, નરનારી મન ધારતીરે મા,
તન મન ધન સહુ વારતીરે મા,માજી તેના દુખ દારિદ્ર બધ કાપરે આ૦ ૯
સનમુખ રહી શીશ નામતારે મા, કોટી જનમ દુઃખ વામતારે મા,

પુરણ પદવી પામતાંરે મા, માજી તેને પોતાની કરી થાપરે; આ૦ ૧૦
હવન વેળા સહુ આવિનેરે મા, સપરીવારે સરજાવિનેરે મા,
પુજાપો બહુ લાવિનેરે મા, માજી ત્યાં બ્રાહ્મણ કરતા જાપરે; આ૦ ૧૧
કરે હવન જન જાપથીરે મા, ટળે તનના તાપથીરે મા,
અંબામા આપો આપથીરે મા, માજી તે જુગ સચરાચર જાણુરે આ૦૧૨
પુજા સરવે સમર્પતારે મા, શ્રીફળ ઘાટડીઓ અરપતારે મા,
બ્રહ્મ ભોજન કરી તર્પતારે મા, માજી તે વેદ પુરાણે પ્રમાણુરે આ૦ ૧૩
પ્રદક્ષણા જઈને કરેરે મા, અંબા મા મનમાં ધરેરે મા,
નવનિધ તેને દ્વારે રહેરે મા, માજી તું ગુણ મહિમાં મંડાણુરે આ૦ ૧૪
પંચતિરુથી કરવાં પળ્યાંરે મા, કોટીક કર્મ કુડાં બળ્યાંરે મા,
સાજન સહુ મરવે વળ્યાંરે મા, માજી તું નિરમળ પદ નિરવાણુરે; આ૦૧૫
ગણપતને શીશ નામશેરે મા, જનમ મરણ બે વાંમશેરે મા,
તે ચાર પદારથ પામશેરે મા, માજી તેને આપે પુત્ર ધન નારરે; આ૦૧૬
શિવ સનમુખ એમે સહીરે મા, મોહ માયા મમતા વહીરે મા,
અલખ નિરંજન એ કહીરે મા, માજી તારા સેવને આધારરે; આ૦ ૧૭
ચાચર પુજા કીજીએરે મા, મન વાંછીત ફળ લીજીએરે મા,
અમરત રસ એ પીજીએ મા, માજી તેં કરયું સકળ દેદારરે; આ૦ ૧૮
આદ્ય સ્થાનકે વાસો વસ્યાંરે મા, દયા દીલમા આણી ધસ્યાંરેમા,
આયુધ અંગે ધરચાં હસ્યાંરે મા, માજી તમે ઉતારો ભવ પારરે; આ૦૧૯
વારાહી દિન વાળીએરે મા, પાપ તે સકળ પ્રજાળીએરે મા,
જો જો આંખ રસાળીએરે મા, માજી તમે સહુની રાખો લાજરે આ૦૨૦
ભુતળ રેહે સહુ એ થકે રે મા, જો નમણ ચડાવે મુસ્તકેરે મા,
શાખ વખાણે પુસ્તકેરે મા, માજી તેને અંતે સરગ વિમાનરે; આ૦૨૧
ઉલટ મન સહુને થયાંરે મા, ત્રણ તાપ તનના ગયારે મા
અડસઠ તીરથ અહીં કહ્યાંરે મા, માજી તું સાચું સત્વ દયાદાનરે આ૦૨૨
ચાચર પુજને આવતાંરે મા, આશા માજીની લાવતારે મા,
વાઘ સનમુખ પળાવતારે મા, માજી ત્યાં પુજન તારૂ થાયરે; આ૦ ૨૩
ભૈરવ પાયે લાગીએરે મા, આળસ તજીને જાગીએ રે મા,
મન માન્યું જઈ માગીએરે મા, માજી એવા ભૈરવ બાળે વેશરે; આ૦ ૨૪

મારકુંડ કહે મોહથકીરે મા, અનેક સ્વરૂપ તે એકર્થારે મા,
અંબામા બીજી નથીરે મા, માજી તારો પાર નપામે શેશરે; આ૦ ૨૫
સિદ્ધ સવાઇ સહુથી વડીરે મા, ધ્યાન ધરોને રૂદે ઘડીરે મા,
ક્ષણું એક રહો ઉભા અડીરે મા, માજી સિદ્ધ શુભ કરે ઉપદેશરે; આ૦ ૨૬
આદ્ય શક્તિ એક છેરે મા, વાળ્ય તણી વીવેક છેરે મા,
વન તરવર અનેક છેરે મા, માજી ભુતલ ન લે તારો ભેદરે; આ૦ ૨૭
આનંદ ઉદે થયો અંગમાંરે મા, ચાલો જઇએ સહુ સંગમાંરે મા,
મન રાખો જી સુચંગમાંરે મા, માજી તેનું થાય શુધ શરીરરે આ૦ ૨૮
માન સરોવરે એ લહુરે મા, ઇંદ્ર અમર આવે સહુરે મા,
ઉરવશી ગાન કરે બહુરે મા, માજી તેનું નીરમળ દીસે નીરરે; આ૦ ૨૯
શોભા તે મા સરોવર કનેરે મા, નહાશે પોતે એકે મનેરે મા,
શિવ સહીત ચતુરા નમેરે મા, માજી એવું માન સરોવર નીરરે; આ૦ ૩૦
વાજાં તે વાજે છંદમારે મા. નીઠાં મહા મન મંદમાંરે મા,
જીવ રહેછે આનંદમાંરે મા, હાંરે તમે દ્રઢતા રાખો ધીરરે; આ૦ ૩૧
નરનારી બધ જાઇનરે મા, આપો આપ ગમાઇનરે મા,
સેવા તે આદ્ય અજાઇનેરે મા, માજી તમે પુરો મનની આશરે; આ૦ ૩૨
ગાજતે વાજતે આવિયાંરે મા, શોભા સકળ મનાવિઆરે મા,
માજીને મન ભાવિઆંરે મા, માજી સહુ કરતા હાસ્ય વિલાસરે; આ૦ ૩૩
દેવિએ દૈત્યને બહુ હાર્યારે મા, મારજો મહિપ ત નહિ મણ્યારે મા;
અમર ઉદે મુખથા ભાગ્યારે મા, માજી જાય કાળ ઉડ્યા અંધકારરે; આ૦ ૩૪
સકળ તિરથ અહાં વાસીએરે મા, ભમવું ના પડે કાશિગયરે મા.
નર હો સહુ મન રાશિએરે મા, માજી તારો વાસો સ્થિર સરવ અક્ષરરે; આ૦ ૩૫
રાખો મન નીરમળ મતોરે મા, સેવ્યા ત્રિભોવનના પર્તારે મા,
જો હોય કરમ તણી રતીરે મા, સાચી સેવો અંબા શક્તરે; આ૦ ૩૬
અંબા અંબા જે રટેરે મા, પ્રાયશ્ચીત પુરવ તણા ઘટેરે મા,
માજીને નીત્ય રટેરે મા, એ છે સકળ કાળા બંધ્ય શક્તારે; આ૦ ૩૭
ગરબા ગાશે માનવીરે મા, સહેજે નહાશે જહાનવીરે મા,
દમે નહિ કાઇ દાનવીરે મા, માજી તરે નરનારી આરકતરે; આ૦ ૩૮
શિખે સુણેને સાંભળેરે મા, ભવસિધુ ફેરો ટળેરે મા,

અંબામા પોતે મળેરે મા, માજી તમે વલ્લભ દેજો ભક્તરે; આ૦ ૩૯

---

## પંચતિરથી વખત પહેલો ગાવાનો ગરબો.

આઇ આશા પૂરો અંબિકા. ટેક.
સેવો સેવો અંબે આરાસુરી, માની ચાકરી ચોકી કરી,
માના દરસણથી ચીંતા ટળી; આઈ આશ૦ ૧
પ્રથમ ગણપતી દરસણ કીજીયે, રિધસીદ્ધ માગીને લીજીયે,
માને મહોલે હાથા દીજીયે; આઈ આશા૦ ૨
માનું ચાચર અતી રળીઆમણું, શોભા તે શી શી વરણવું,
માને દુરથકી દેખી નમું; આઈ આશા૦ ૩
વાવ્યનાં તે નીરમળ નીરછે, ચાચર એચર વીર છે,
ત્યાં ભૈરવો રણધીર છે; આઇ આશા૦ ૪
માનું માન સરોવર સારૂં છે, અજાવ્ય દરસણ જાવુંછે,
માના પારા મધે જઈ ગાવુંછે; આઈ આશા૦ ૫
માના વાઘ ગૌધન સિંહ ચરે, એક દીનમાં રૂપ ત્રણ ધરે,
દુઃખિયાનું દુઃખ સહેજે હરે; આઈ આશા૦ ૬
મા આરાસુરે વાસો વસે, માજી સિંહાસન બેઠી હશે,
માજી સેવકની વહારે ધસે; આઇ આશા૦ ૭
સરસ્વતીમાં જઇને નાહીશું, દેહ શુધ નીરમળ થાઇશું,
બાવા કોટેશ્વરના ગુણ ગાઇશું; આઈ આશા૦ ૮
વિશ્વ મોહ ભરી વિખમા ભરી, માજી જગતી જોતે ખરી,
માયે વિમળને કરૂણા કરી, આઈ આશા૦ ૯
ચાચર ફરી ગરબે રમે, ગરબે રમે તે માને ગમે,
માજી નહાનો અંબાને નમે; આઈ આશા૦ ૧૦

---

માન સરોવરમાંથી તાંબાનો કળસ ભરી લાવીને અજાવ્ય માતાના સનમુખ ભોંય ઉપર સાથીઓ ચોખાનો કરી તે ઉપર કળશ મુકી પુજા કરી નીચેના ગરબા ફેર ફરીને ગાવા.

## અજાઈ માતા આગળ ગાવાનો ગરબો.

માન સરોવર તીરે માતા, અજાવડી કહીએરે મા;
તેનું દરસણ કીધે મહુકો, સુખીઆં થઈએરે મા. ૧
અંબાની જે વડી બેન તે, જઈ બેઠી વન માંહરે મા;
અજાઈ માને વૈભવ નવ ગમે, અતી આનંદ મન માંહરે મા. ૨
ચોસઠ જોગણી ડાબા જમણી, બેઠી માની પાસરે મા;
આદ્ય શક્તિ છે અજાવડી તે, પુરણ જોત પ્રકાશરે મા. ૩
સઘળી દેવ્યા મા નીરલોભી, નહિ કોની પરભાયરે મા;
જેને સેવે સંકટ નવ પામે, તેને સેવો નીત્યરે મા. ૪
તળાવના જળ ભરી તુમડાં, તે વાડીનાં ફુલરે મા;
કુમકુમ અક્ષત લઈને પુજો, મહિમા અધીક અનુકુળરે મા.
અજાઈ પુજે અંબા પરસન, તેમાં નહિ સંદેહરે મા;
વાટ ઘાટમાં સુખિયા રાખે, કોઈને નવ દે છેહરે મા. ૬
કર્મ કછોટો કર આયુધ લઈ, બેઠી દૈત હણેરે મા;
નયણે માને અમી ઝરેને, નિરખે ભક્ત ભણીરે મા. ૭
અજાઈ તળેથી માટી ચોળે, સઘળા રોગ હણેરે મા;
જનમ જનમનાં પ્રાયશ્ચિત જાયે, વાણી વેદ ભણેરે મા. ૮
વૈભવ નહિ પણ પારો પ્રત્યક્ષ, જાણે સુરીનર લોકર મા;
એ બે બેનોમાં મન ગણે કાંઈ, તેનું જીવતર ફોકરે મા ૯
અજાવડીનો ગરબો જે કોઈ, ગાયે ભાવ ધરીરે મા;
સુખ સંપત પામે ઘણું, ભવસાગર જાય તરીરે મા. ૧૦
સંવત સતર બોરાશીના, ભાદરવા શુદ બીજરે મા;
રવીવારે એ ગાયે દલપત, ગાયે મનની રીજરે મા. ૧૧
સાંભળતાં સુખ શાતા થાયે, જાયે તનના તાપરે મા;
મારી બુધી પરમાણે બોલું, અંબાનો પરતાપરે મા. ૧૨

---

અજાવ માનો ગરબો ગાઈ રહ્યા પછી માથે કળસ લેને. નાચેના ગરબા ગવાયછે. તે ગાવા.

## ગરબા,

પાતળીરે, પુતળીરે, પાણીરાંની હાર, શરોવરિયા પાળ.
ઘરનાળે બેડા ભરચારે; ટેક.
કોઈ સીચજોરે, સીચજોરે, વાડીમાની વેલ. (૨)
સીચજો વાડીમાના કેવડારે.
કાંઈ કેવડીયારે, કેવડીયારે, મારી અંબામાને ભેટ;
પાઘડીયે રક્ષા કરોરે, કાંઈ પાઘડીયે રક્ષા કરોરે,
નાના મોટાને અંમા કરોરે. ૧
પાતળીરે, પુતળીરે, પાણીરાંની હાર, શરોવરિયા પાળ,
અરનાળે બેડાં ભરચારે,
કાંઈ સીચજોરે, સીચજોરે, વાડીમાંની વેલ. (૨)
સીચજો વાડીમાંના મોગરારે,
કાંઈ મોગરારે, મોગરારે, મારી અંબામાને ભેટ,
ઘાટડીયે રક્ષા કરોરે, કાંઈ ઘાટડીયે રક્ષા કરોરે.
નાના મોટાને અંમા કરોરે. ૨

---

## દેશી ફેર.

સિંગડુ વાગેરે તંમરીયુ, તેનો શબ્દ ગયો આકાશ.
અંબા તારીરે પીપળીયે, બંધાવો ગૌરી ગાય.
ગાય ચરે ને પાંણી પીયે, મારી અંબા દુધડે નાહ્ય. ૧
સવ્વામણનો રે ખીચડો, મા સવામણીનુ તેલ.
રમજો જમજોરે માવડીયો, ઓલાવજો મારી રાત.
સિંગડુ વાગેરે તંમરીયુ, તેનો શબ્દ ગયો આકાશ.
અંબા તારીરે પીપળીયે, બંધાવુ ગૌરી ગાય.
ગાય ચરેને પાંણી પીયે, મારી અંબા દુધડે નાહ્ય. સિંગડુ૦ ૨

---

ઉપરના ગરબા સુધી ગાઇ અજાબ્ય માને પગે લાગીને ગાતા ગાતા ચાચરમાં આવીને માથે લિધેલો કળસ ચાચરમા મુકી કુદી કુદીને તાંળીઓ પાડીને, ફરતે ફરતે નીચે મુજબ ગાવુ.

## દેશી ફેર.

હમે શાવણુ કેરા આવનારા, હમે ભાવે પુજાપો લાવનારા;
હમે લાડુ ને ઘી જમનારા, હમે દુધપાક પુરીયો જમનારા.
હમે પંચ રાતરી રહેનારા, હમે થતાક થૈ થૈ કરનારા.
હમે શાવણ કેરા આવનાર.

## દેશી ફેર. ગરબો આવો રજા લેવાનો.

માજી આજનો દાડો રેહેવા દ્યોની, મને ચાચર રંભા દેની,
મને ઓટલે સુવા દોની, મને દિલ ખોલી વાત કાની,
મારા તનમનની ગત લ્યોની, સવારે ઉઠી ચાલવુંજો. ટેક.
મારી મા ચાચરમા વસે અંબા માવડીજો,
મારી મા હવનને કાજે હોવડાવો ગાવડીજો,
માજી ખીર ખાંડ ઘૃત લ્યોની, મા ચાચર રંભા દ્યોની.
મારા તનમનની ગત લ્યોની, મને દિલ ખોલી વાત કાની,
મને ઓટલે સુવા દ્યોની, સવારે ઉઠી ચાલવુંજો. ૧
મારીમાં ચાચરમાં વસે તારા મરઘડાજો,
મારી મા ડુંગરમા બેઠી અંબા ગરગડચાજો;
મારી મા આજનો દાડો રેવાદ્યોની, મા ચાચ૰ મારાતન૰
મને દિલખો૰ મને ઓટલે૰ સવારે ઉઠી ચાલવુ જો. ૨
મારી મા ચાચરમાં વસે તારા ભાવુડાજો,
વાંસે ગણપતી દક્ષણ વેરાવડીજો,
મા આજ૰ મા ચાચ૰ મારા તન૰ મને દીલ૰
મને ઓટલે૰ સવારે ઉઠી ચાલવુંજો. ૩
મારી મા સાંમા શંભુ છે પાછળ અજાવડી જો,
મુકે નાનો મુરતક માના પાવડીજો,
મારી મા આજનો દાડો૰ મા ચાચ૰ મારા તન૰
મને દીલ૰ મને ઓટલે૰ સવારે ઉઠી ચાલવું જો. ૪

---

"શુલેનઃપાહિનો દેવી" એ મંત્ર પાંચ વખત ભણીને કળસમાંથી પાણી માતાજીના શીખરે છાટવું. પછી સરવે ગાનારાઓ ઉપર

છાટવું. માતાજીને સાષ્ટાંગ દંડવત કરીને. મુકામ ઉપર નીરાશ થૈને બેસવું, ને બીજા ગરબા ગાવાની ઈછા હોય તો ઉમંગથી ગાવા. પછી માતાજીની આરતી થાળ નાગર બ્રાહ્મણની થાયછે તે થયાપછી બેસવું. બીજે દીવસે સવારમાં નાહી સ્વચ્છ થઇને રંગિલો કરી કળસ સ્થાપના કરી પુન્યાવાચન કરીને રંગિલો કરવો. રંગિલો એટલે માતાજીના ચાચરમા પગથીયાં ધોઈ સ્વચ્છ કરીને. કંકુયેવતી પીળવા. પછી પગથીયા નીચે, પુન્યાવાચન કળસસ્થાપના વેદોક્ત કરવું. પછી માતાજીમાં નાગરબ્રાહ્મણ વડનગરા જે હમે વરસુંતીયા છીયે તેજ માતાજીના ગવાળામાં કંકુની થાલ લૈ જૈને માતાજીની પાદુકા પુજીને ભટજીને હમે કંકુ મોડે ચોળીને માતાજીને પગે લાગીને બાહાર આવી. કળસનુ ઉત્થાપન કરી."શુભેનઃ પાહિનો દેવી." એ મંત્ર પાંચ વખત ભણીને. ઉદો કહીને ડેરા ઉપર છાટવુ. પછી સર્વે સંગવાળુ લોક હાજર હોય તેને છાટવુ. પછી માતાજીને નમસ્કાર કરીને માતાજીમાંથી વદાય થવુ, એવો હમારો અસલથી વંશ પરંપરાના ધારો છે તેથી હમારે કરેચાવના ચાલેજ નહી. એવો કુલાચાર છે.

શ્રી જગદંબારપણમસ્તુ. બેર બેર અંબે માતકી જે. એમ પોકારે. આ રિતે અસલથી નાગર બ્રાહ્મણ વડનગરાનો શ્રાવણ માસમાં અને ભાદરવા માસમાં ધારો છે.

---

## ગાગરનો ગરબો.

ચાલી ચાચરરે જઇયે, અરજી અલબેલીને કહીયે. ૧
અલબેલી તુ મોરી માતા, જાણી નમિયા વેદ વિધાતા. ૨
ચાચર ગરબારે ગાતા, હિંડે મારી બહુચરિયા મદમાતા. ૩
બાળી બહુચરિયા સંગે, રમતા ચાચર રૂડે રંગે. ૪
ગાતા થાતારે રાતા, જોગણિયો સહુ સંગાતા. ૫
પુનમ પુરણરે ચંદ્ર, ઉદયો આણંદ સાગર કંદ. ૬
ગાગર શોભારે સારી, જુગતે અંબા જુગતથી ન્યારી, ૭
શોભા સલખનપુરની સારી, બોલ્યા કુરકુટ મારી માડી. ૮

પંખી મુખ બહુચરીયા બોલે, નહિ કોઈ ત્રિભોવન ચાચર તોલે. ૯
ચાચર રૂડોરે માતા, તુછાં શિવ સુતનીરે વિધાતા. ૧૦
ચાચર ગરબોરે ઘુમે, જોગણિયો સહુ લુમે ઝુમે. ૧૧
બોલ્યાં અંબારે વાણી, આદ્ય શક્તિ તુ માત ભવાંની. ૧૨
આવી અંબારે રંભા, મોટી માને ચાચર રંભા. ૧૩
ગરબો અક્ષત લઈને વધાવ્યો, અંબા માથે મુસ્તક ચડાવ્યો. ૧૪
ચાચર રચિયોરે ગરબો, ગુણનિધિ સાગર જેહવો ગરબો. ૧૫
ગરબો ગાર્તારે અંબા, આવી યોગણી ચાચર રંભા. ૧૬
ગરબે દીવોરે કીધો, વધાવી મુસ્તક માથે લીધો. ૧૭
ગાગર ઘુમેરે અંબા, આવી બહુચર ચાચર રંભા. ૧૮
જોડી અદ્ભુતરે સારી, લેજો શિવસુત માત વધાવી. ૧૯
ચાચર ગરબોરે ગાએ, ઉલટ બહુચર અંગન માયે. ૨૦
રમઝમ નેપુરરે વાજે, શબ્દ ગગનમા તેનો ગાજે. ૨૧
લે હંબોડારે વાળી, વાજે ઢોલ દદામા તાળી. ૨૨
ચળકે ચરણારે ચોળી, ખળકે કંકણ નાખે મોરી. ૨૩
મુખની કાંતીરે ઝળકે, શ્રવણે રવિ શશિ સરખા લળકે. ૨૪
ગાયે સહુ રસંરે મેલી, જાણે દુધમા સાકર ભેળી. ૨૫
જોગણી સહુ આવી ઉમંગે, રમતા ચાચર રૂડે રંગે. ૨૬
ગાયે યોગણીયો સહુ સંગે, વાજે તાલ મૃદંગ બહુ રંગે. ૨૭
કરેછે શિવ સુતરે વાણી, સુણજો સલખનપુરની રાણી. ૨૮
ભટ વલ્લભ માતાજી તારો, છેવુ જાણીને પાર ઉતારો. ૨૯
આંગી રચી આઈને અંગે, શ્રીફળ ચુદડીયા સહુ સંગે. ૩૦
ગાતા થાતારે રાતાં, ચાલી મંડપ માહે જાતા. ૩૧
પરથમ ગણપતી દરશણ થાતા, જઈને માનસરોવર નહાતા. ૩૨
નિરમળ કાયારે કીધી, ત્યાથી આંગી હાથમાં લીધી. ૩૩
ટાળો ભય ભવ મારે ભમતા, જઈને આદ્ય સ્થાનેક નમતા. ૩૪
પુરસાઈ આપેરે પળમાં, સાચુ માનજો હોયે દલમાં. ૩૫
નારી નર કીધા યે ગોએ, બેઠી સલખનપુરમાં સોએ. ૩૬
શિવ સુત યે તારા ગુણ ગાશે, ભવસાગર તરીને જાશે. ૩૭

અરજી એતો માને કીધી, ક્ષણુ એકમા મારી સુધ લીધી. ૩૮
કામજ મારૂરે કરજો, મારી અરજી ચિતમા ધરજો. ૩૯
આશ રાખુછુરે તારી, કરજો કારજ માડી મારી. ૪૦
દરસણ બહુચરિયા દેજો, સેવકજનની તે સુધ લેજો. ૪૧
ચાચર ગરબોરે ગાયો, પાલવ અંબામાનો સહાયો. ૪૨
અરજી હાથેરે લીધી, દસ્કત કરી પાછી દીધી. ૪૩
અરજી મે ચાચરે ગાઈ, સુણજો સલઅનપુરની આઈ. ૪૪
એવી શિવ સુતનારે વાણી, સુણજો આરાસુરની રાણી. ૪૫

---

## નવરાત્રિનો ગરબો.

આરાસુરની અંબા મા ગરબે રમેજો,
રમકે ઝમકે માજી ચાચર માહેજો;
ધણુણુણુ ધમકે પાયે ગુગરાજો,
મા ઠણુણુણુ ઠમકે પાયે પળાયજો. આરાસુરની. ૧
નવદુરગા મળી છે નવરાત્રમાજો,
જોગ જોગણી કેરા સાથજો,
આવી ઉભી ચાચર પ્રભાતમાંજો,
માહો માહે કરતી હિરે વાત જો. આ૦ ૨
આજ આરાસુર મળી ચોસઠ જોગણીજો,
એક એકથી અધીક મલકાય જો;
રીઝાં ચાચર માહે સહુ જોગણી જો,
કરતી હોંડે કુશળ તણી વાત જો. આ૦ ૩
ચંડિ ચામુંડા ચોસઠ જોગણી જો,
કાળી કંદ્રપને કનકાઈ જો;
તુળજા હીંગળાજ ભાવે ભોગણીજો,
આગળ આવ્યા ત્રીપુરાને તુંકાઈ જો. આ૦૪
આશાપુરી અનપુરણા અજેશ્વરી જો,
બહુચર બાળાને ત્રિપુરાય જો;
મહાલક્ષ્મીને ભુવનેશ્વરી જો,

આવ્યા સંગે વૈષ્નવી ઉમિયાઈ જો. આ૦ ૫
વિધાતાને સંગેછે વિશ્વેશ્વરી જો,
અનપુરણા અમરેશ્વરી સંગાથ જો;
બીજી બેનો આવી આનંદભરી જો,
સર્વે સંગે આવ્યાં ચાચર માંય જો. આ૦ ૬
અંબા રંભા ચાચર માંહે ચાલતા જો,
બેનો મળિને લાડતા જાયે જો;
મળી જોગણી તે મન ભાવતા જો.
કહે ચાલો ચાચર માંહે જો. આ૦ ૭
મંડપ આવ્યા ચરણ ચલાવતાં જો,
મલકે તે માહો માંહે મંન જો;
આવી જોગણીયો માને લાડતા જો,
કહેછે બેસો બેની આ આસંન જો. આ૦ ૮
બેઠા મંડપ માંહે સહું જોગણી જો,
દીઠી કંદ્રપ કળા તણી તંન જો;
માતા મદ ભરી આરોગણી જો,
જોગણીયોના મનાવ્યાછે મંન જો. આ૦ ૯
ઉઠ્યા મદ આરોગી અમરેશ્વરી જો,
ભાવે મિઠાઈ બહુ પકવાન જો;
કરી ચાચર ચાલ્યા ચતુરેશ્વરી જો,
આચમન કરી ખાધા સહુયે પાંન જો. આ૦ ૧૦
મુખવાસ વાસ કરેચો દેશ્વરી જો,
આરતિ સારી લાવી મા મંન જો;
મણી મુકતાયે વધાવે પરમેશ્વરી જો,
આરતિ કરતા બોલ્યા વિવિધ તાન જો. આ૦ ૧૧
સોળ શણગારે ચાચર આવિયાં જો,
લઈ પહેરયા ચરણેચોળી ચીર જો;
રાતાં અંબર અંગે માયે ધરાવિયા જો,
જોગણીઓયે પહેરયા નૌતમ ચીર જો. આ૦ ૧૨

પહેરી ઘેરી હેરી ચાચર મા વળ્યા જો,
જાણે સાગર સલિતા ભળ્યા ત્યાહ જો;
મધુરી વાણી અંબા મુખ ઓચરયાં જો,
ગાતાં થાતાં રાતા મંડપ માહેજો. આ૦૧૩
ગગન મંડળની કીધી ગાગરીજો,
સુંદર સસીઅલ હરખાયજો ;
તે ગાગર અંબાએ મુસ્તક ધરીજો,
ગાગરને તેજે રવી ઢંકાયજો. આ૦૧૪
સુનાનો ગરબો માયે ઘડાવિયોજો,
પુષ્પાક્ષત મોતીએ વધાયજો;
ગરબો જોગણીને મન ભાવિયોજો,
ગરબો ગાવામાડ્યો ચાચર માહ્યજો. આ૦૧૫
ગાગર રૂમે ઝુમે ગુમજોગણીજો,
ફરે ફુદડી કુદે ખુંદે એલજો ;
નાના રંગી હોડી સહુયે સુંદડીજો,
વાંજા વાગે મ્રદંગને તાલજો. આ૦૧૬
વેણા બહુવિધ નારદ સહુ ગાયછેજો,
મુખથી અંબા અબા ઉદો કહેવાયજો ;
બીજી જોગણી મળીને ગાયછેજો,
કાળી બહુચર મળીને ગરબો ગાયજો. આ૦૧૭
હોડે અંબોડા લે હાથે કરીજો,
બધ્ય થયછે બરોબર ત્યાંહજો ;
ગાય વાય ગુણ સહુ શિરોમણીજો,
હેવો ખેલ મચ્યો ચાચર માંહ્યજો. આ૦૧૮
સુરમળ્યા સહુ અમર સંગનાજો,
પુષ્પ વરસે અતીસા હરોડજો ;
અંત્રિક્ષથી હરખેછે દેવાંગનાજો,
હરખી નરખી રહ્યા તેત્રિસ ક્રોડજો. આ૦૧૯
રમી વળ્યા નવ દુર્ગા નવરાતમાંજો,

ઉત્તમ દીવસ આસો માસજો;
વિજીયા દશમીયે ઉલ્લાસમાંજો,
રમતા જમતાં હીંડે કરતા હાશજો. આ૦૨૦
ગાઈ વાઈ ડાહી સહુ જોગણીજો,
અરસ પરસ રિઝ્યા મા મંનજો;
મળી વિદાય થયા શિરોમણીજો,
વળતા અંબા સહુને દેછે માનજો. આ૦૨૧
માન દઇને માતા મંદીર આવિયાંજો,
અંબા વધાવ્યા મણી મુકતાવળે;
ગાયો ગરબો અંબા મન ભાવિયાંજો.
વસ્ત્ર પહેર્યા માયે તનમન ઢંકાયજો. આ૦૨૨
ગરબો ગાતા અંબા શિધ મળેજો,
ભવસાગર તરે સાંભળતાં જન પ્રાણજો;
જગમા જોગણીયા નીશ્ચે મળેજો,
શિવ સુતને આપી અમૃત વાણજો. આ૦૨૩
હુંતો વલ્લભ મા ચરણ પ્રતાપથીજો,
ગુણ ગાઈ રાખ્યુછ તારી આશજો;
પાલવ સાહ્યો મા પ્રતાપથીજો,
જાુગમા જીવુ તારે વિશ્વાસજો. આ૦૨૪
મારૂ મન રહ્યુ અંબા બાહમાજો,
જાગતે વાગતે અંબાના પાલવ સાહિજો;
ખોળે ધોજો પાપ માનશરોવર નાહિનેજો,
હુ પસુછુ શિવ સુતના ઘર માહિજો. આ૦૨૫

---

## ગરબો.

ધન અંબાલાલ, વશિયા ડુંગર માહરે, જગા જોઇને. ટેક.
પ્રથમ ગણપતિનુ દરશણ કરીયે, માનો કોલ લઈ ચાચર ફરીયે;
માની પાવડિએ જઇ શીશ નમીએ. ધન૦ ૧
અંબા આરાસુરમાં બિરાજેછે, માને છત્ર સોનાનુ શિર છાજેછે;

સિંહાસન બેઠિ બિરાજેછે, ધન૦ ૨
માને મુગટ જડાવ જોત ઝળકે છે, માને કાને કળાફુલ લળકેછે;
વચ્ચે પાનુ લીલુ ચળકે છે. ધન૦ ૩
માને શિરપર કલગીને તોરા, માને તરસેથિયુ ઝુકે જોરા;
માજી પુરો મનોરથ મા મોરા. ધન૦ ૪
માને ચોટલે ચોટી ફુમતી, શોભે ટોટી બંદી જુમતી;
શિકે જુમકે હીંડે લુમતી. ધન૦ ૫
માને નાકે વેસર હિરા ગાલે, માએ ટિલાં કીધા કેસર આડે;
માને ટીલડી તપેછે લલાટે. ધન૦ ૬
માને ગળે ઘરેણા ઘણા હીસે, માકે ઉતરી માળા અરીસે;
હેવી દુનિયામા દાતાર દીસે. ધન૦ ૭
માને બાંહે બાજુબંધ બજોડા, શોભે સારી કેડે કંમર પટા;
હેવી આણંદિ કરાવે આનંદ ગટા. ધન૦ ૮
માની ચોળી અતરમાં બોળી, ચુવે અરગચે રંગે રોળી;
સાળુ કેસરીયા રંગે ઘોળી. ધન૦ ૯
માજી લખ્યો લેખ કરમે રૂડા, તારા મનસુબાછે અતી ઉંડા;
રાખો અખંડ એવાતન ચુડા. ધન૦ ૧૦
માજી પેહેરો કાંબીને કલ્લા, માજી આપો પુત્ર ભરો પલ્લાં;
ભોળી ભવાંની કાંમ કરો ભલ્લાં. ધન૦ ૧૧
સોવરાવો ચંદરવા સ્થંભા, માજી ભાવે ગૌરીમાં રંભા;
કેવડાવો ઉદો ઉદો અંબા. ધન૦ ૧૨
માયે દીપકજ્યોત્યો અજવાળી, પ્રથવીના પ્રાશ્ચિત પરજાળી;
માયે નિત્ય નિત્ય કીધી દિવાળી, ધન૦ ૧૩
બધાવો તોરણ બારણે, માજી કામ કરો છો કારણે;
હુતો પલક પલક જાવું વારણે. ધન૦ ૧૪
ચાચર આવી પાડે તાળી, તારી અકલ ગત્ય ગબરવાળી;
હવે દશા નિશ્ચે વાળી. ધન૦ ૧૫
ચાચર આવિ ગરબે રમિયે, તેતો અંબામાને મન ગમિયે;
અંબા દુર થકી દેખી નમિયે. ધન૦ ૧૬

માને આંગણે નોબત વાગેછે, તેનો શબ્દ ગગનમાં ગાજેછે;
મંડપમાં ઘંટા વાગે છે. ધન૦ ૧૭

માજી દરશણ દ્યો નૈણે નિરખુ, રહો પ્રેમ રૂદે હઇડે હરખુ;
મારે બિજુ નથી કોઈ તમ સરખુ. ધન૦ ૧૮

માજી રાખો લાજાની લાલી, હેવી સાહેબ અંબા મતવાલી;
આણંદિ અંબા અતિસે વહાલી. ધન૦ ૧૯

મોકલો મેહ આવે સહુને નુરે, ભરો વાવ્ય સરોવર નદિયે પુરે;
બરેખરા વશ્યા ગામ આરાસુરે. ધન૦ ૨૦

માજી અષાડ આસો મહા ચઇતરે, એ ચારે તારા નવરાતરે;
મારે પસાયતાં વાવી ખેતરે. ધન૦ ૨૧

તારા નામ થકીહું નથી અળગો, મુને ચાચર રમ્યાનો ઘણો ગળકો;
માટે આવીને દામણે વળગ્યો. ધન૦ ૨૨

માજી નવરંગી નિશાન ફરકે, દેખી દુઃખ દારિદ્ર એઉ થરકે;
તારે રંક રાય એ સહુ સરખે. ધન૦ ૨૩

તારી ધરમ ધજા ધનધન વારી, હેવી સાહેબ અંબાજી મારી;
માજી જીવ પરજાછે સહુ તારી. ધન૦ ૨૪

તારી વાતો દિઠી ઘણી ન્યારી, મુને લાગી મીઠડી રૂપાળી;
હેવી ઉમિઆજી આણંદકારી. ધન૦ ૨૫

મા જીવુ જસ ગાઈ પારે, આઈ આશરે રહુછુ તારે;
અંબાજી જર જજમાન મારે. ધન૦ ૨૬

મા સાચી સદા સત બરદાળી, તારી અકલગત ગબરવાળી;
રાખો આદિત વચન પ્રીત્તિ પાળી. ધન૦ ૨૭

---

## ગરબો.

પ્રથમ ગણપતિને પાયે લાગુ કે, ધન અંબાલાલરે.
મુને સરસ્વતિ થાજો સાહ્ય કે, ધન અંબાલાલરે.
માનો ગરબો રૂડો થાય કે, ધન અંબાલાલરે.
માના ચાચર વચ્ચે ગવાય કે, ધન. ગરબો સાવસોનાનો કોરાવ્યોકે, ધન.
અંબામાયે મોતીડે વધાવ્યો કે, ધન. ઉઢાણી રતન જડાવીકે, ધન.

દીવેટો તેવા સુતરની સોહીયેકે, ધન. સુરીનર મુનીવરના મનમોહિયેકે, ધન.
ગરબો આરાસુરીયે અજવાળ્યો કે, ધન. સ્વર્ગભોવનથી ઈંદ્રે ભાળ્યોકે, ધ.
જોગણીયો ચોસઠ મળી જોવાકે, ધન. રંભા સજ થઈ અંગ સમારીકે, ધ.
રંગ કુંમકુમ થાળ ભરાવી કે, ધન. લિલાવટ પીયળ કરી ચોબાચોડાકે, ધ.
જાવેલ ભરાવી વાળ્યા અંબોડા કે, ધન. કાજળ સિંદુરને કેશ સમારીકે, ધ.
હોડી જુજુવા રંગની સાડીકે, ધન. ચણીયા અતલસ ભાતભાતનાકે, ધ.
રમજમ ઘુઘરા પાયે વાજે કે, ધન. રંગે ગરબો ગાયેને પાડે તાળી કે, ધ.
જીણાં વાજાં વાજે પછવાડે કે, ધન. દુધકડ્યાંને સાકરો ભેળી કે, ધ.
કુંડ ન બેસે ને ગાયે રસ તાળી કે, ધ. ગાતાગાતા સખીને પડ્યો વાદ કે, ધ.
સ્વર્ગ ભોવનથી સુણોનાદ કે, ધ. જોવા આવ્યા ઈંદ્રને ઈંદ્રાણી કે,
દેવતા સર્વે મળીને જોવા આવ્યા કે, ધ. હારડા પુષ્પ તણા બહુ લાવ્યા કે, ધ.
બ્રંહ્મા આવ્યા બ્રહ્માણી સંગે કે, ધ. સુરજ આવ્યા તે રાણી રાંદેલ સાથે કે, ધ.
રોહિણી જોવા આવ્યાં તે ચંદ્રસાથે કે, ધ. પાતાળની નાગણી મળી આવીકે, ધ.
રંભા તાંણિલિધિ રૂપે રૂડી ભાળીકે, ધ. શિવ આવ્યા ઉમિયા અડધાંગેકે, ધ.
ગંગા જોવા આવ્યા તે મેલી કાશીકે, ધ. રૂષિ ત્યાં હવન કરેને હોમે ખીરકે, ધ.
કવચે કવચે કસબી ચીર કે, ધ. શિફળ હોમે ને અગર ચંદન કે, ધ.
સુક્લ ભણી કરેછે લક્ષ્મી હવનકે, ધ. પુરણાહુતી કરી પાવલે લાગ્યાકે, ધ.
ચોસઠ જોગણીયે મળીને કટ ભાગ્યાં કે. ધ. ખીર પાક નવા નિપજાવ્યા
ભાત ભાતના કે, ધ.
જોગણીઓયે ચોસઠ થાળ પુરાવીકે, ધ. વચમાં અંબે આરાસુર આવીકે ધ.
એક ભાગ આરોગે સઘળા વીર કે ધન.
ભૈરવ પોતે આરોગે વીર કે, ધ. આરોગે સરસ્વતી પોતે કુવારી કે, ધ.
બટુક હનમાન બાળબ્રહ્મચારીકે, ધ. રૂષી આરોગી ઉઠ્યા તે રૂડુ લાગે કે, ધ.
બ્રહ્મા વિષ્ણુ સર્વનુ મન હીસેકે, ધ. પોતે આરોગ્યાં નીમ જળ મેલીકે, ધ.
થાયછે અમૃત તણી ત્યાં હેલીકે, ધ. આપ્યાં પાન બીડાં લવેંગસોપારીકે ધ.
માજીતુ જેવી છાં તેવી રેહેજે પ્રસંનકે, ધ. શીખે શુણે ગાય ગવરાવે કે, ધ.
ગરબો સંપુર્ણ થયોછે શુભકારી કે, ધ. દાસ દલપતજાવુ બલીહારી કે, ધ.

---

## ગરબો દેશી ફેર.

જે કોઈ અંબિકાજી માતને આરાધશે રે,
તેના પુત્ર પરીવાર જશ વાધશેરે. ૧
અંબા સુખડાં આપે તે સંસારના રે,
માજી દુઃખડાં કાપે તે અવતારના રે. ૨
મારી અંબામાના લોચન સોહામણારે,
માને પુજીયે તે નિત્ય લૈયે ભાંમણા રે. ૩
અંબા જેવી ફુટડી નથી કો ખંડમાં રે,
અંબા જાગતી છે ચૌદશ બ્રહ્માંડમાં રે ૪
માને આરાધે તે સુરીનર દેવતા રે,
માના ચરણ પુજીને સહુ સેવતા રે. ૫
અંબા ગરબો રમવાને પોતે નીસરાં રે,
તેવારે જન્મ જંજાળ દુઃખ વિસરાં રે. ૬
ત્રિપુરા સુંદરી ને કાળીકા બે આવિયાં રે,
માતા અંબાજીયે મોતીડે વધાવિયાંરે. ૭
આવ્યાં તુળજાને બેહુચરા તોતળા રે,
કેશ છુટા ને ફુલે ભરેલા ચોટલા રે. ૮
આવ્યાં ઉરવશી મીનકા પિતાંબરા રે,
અંબા ફુટડી છે ઈંદ્ર જેવી અપછરા રે. ૯
આવ્યાં લક્ષ્મી ને માત ભુવનેશ્વરી રે,
હાથમાં કુંમ કુંમ કેસર થાળી ભરી રે. ૧૦
આવ્યાં સીતા રાધીકા સરસ્વતી રે,
સાથે ઉમિયાં આવ્યાં તે કામની રતી રે. ૧૧
આવ્યાં ચંડિકાને ચોસઠ જોગણી રે,
તેતો કંદ્રપ કળા તણી ભોગણી રે. ૧૨
સહુકો અંબામાને ચાચર આવિયાં રે,
પુષ્પ ચોખલે મોતીડે વધાવિયાં રે. ૧૩
હાથમાં પ્યાલા ભરેલા તે મધુપાનના રે,
લોચન ફેરવેને ચાળા કરે તાનના રે. ૧૪

સહુએ સોળશણગાર પેહેરયા શોભતા રે,
આવ્યા દેવતા તે મોતીડે વધાવતા રે. ૧૫
હાથમાં ફુલના દડા તે માહોમાહ રમે રે,
ગરબો ગાવા માંડ્યો તે સહુને ગમે રે. ૧૬
મતબાલી થઇને ફરે ફુદડી રે,
નાના રંગની હોડીછે સહુએ ચુદડી રે. ૧૭
સામા જાણે ઇશાન કેરી વીજળી રે,
દીસે દીવાળીની રાત અતી ઉજળી રે. ૧૮
પાંન ચાવેને માહોમાં છાંટી ભરે રે,
થાકી બેસે ને મહોડા મીઠાં કરે રે. ૧૯
તાળી પાડેને અંગ મોડે ઘણું રે,
શોભે આંગણું અતીસે અંબાતાણું રે. ૨૦
ઠમકે વાગેછે ઘુઘરા પાયના રે,
છંદ ગાય છે છત્રીસે રાગના રે. ૨૧
દીવા કીધા છે ઘૃતને કપુરના રે,
દુખ ભાગ્યા તે અંબાએ સુરના રે. ૨૨
ચુડી ખળકે ને હાથ રસ ડાંડિયા રે,
એવા નવ નવા બેલ માએ માંડિઆ રે. ૨૩
વાજા વાજે મૃદંગને ભેરડી રે,
ઢોલ કાંસાં તાલ ઝાંઝ કેરની રે. ૨૪
કંઠે બાહડી ઘાલીને લટકો કરે રે,
નીચાં કેડેથી વળીને લટકો કરે રે. ૨૫
કેશર કસ્તુરી બરાસ કેરા છાંટણા રે,
વેણ છુટીને કંઠે ઘરેણા ઘણા રે. ૨૬
માનો ઘેરતો કમળ કેરી પાંખડી રે,
નેને ભરચાં ને રાતી ચટક આંખડી રે. ૨૭
સહુયે ઘાલ્યા ચંમેલી કેરા હારડા રે,
જે કોઈ અંબામાને ઘર થકી નમ્યા રે. ૨૮
તેતો જીવતા થઈ મુગતી રમ્યા રે,

અંબા જગતી તે કુળીકાળમાં રે. ૨૯
અંબા ઉપાસે તેના ઉપર અમી ઝરે રે,
માને ન જાણે તે મશાણ મધે ફરે રે. ૩૦
માનુ નાકનું તે અણીરૂ નમે નહિ રે,
માને વાહનછે તે શોભતું સહી રે. ૩૧
માનું મોંડુ દીસેછે અભીમાનમાં રે,
દૈત ઉરાડી નાખે તે એક તાનમાં રે. ૩૨
શશી સુર્ય સરખા અકોટા કાનમાં રે,
એ નીત્યે નાથને આવે છે ધ્યાનમાં રે. ૩૩
અંબા આરાધે તેને જમ જાચના નહિ રે,
તે જન મુકિત પામે તે જીવતા સહી રે. ૩૪
જે કોઈ પુજસે અંબાજીના ચરણને રે,
તેતો જીતસે જનમ જરા મરણને રે. ૩૫
વિશ્વનાથને માથે અંબા તુ જાગતી રે,
શત્રુ મારીને મસાણમાં રાખતી રે. ૩૬
રોમે રોમે વ્યાપીછુ તુ નાથસુ રે,
ભગત પોતાનો જાણીને સાહો હાથસુ રે. ૩૭
અંબાનો ગરબો ગાએને સહુ સાંભળે રે,
સુખ સંપત આપેને અંબાજી મળે રે. ૩૮
કાંમ ક્રોધથી તે પ્રાણી દુર વસે રે,
રીધ સીધ નવનીધ દ્વારે વસે રે. ૩૯
રોગ વ્યાધી વીગતથી દુર ખસે રે,
જન ઉપાસે તેને અંબા ધસે રે. ૪૦
રીધ આપે કુબેર અતીસે ઘણી રે,
અંબાને પુજીએ તો થઇએ સ્વર્ગના ધણી રે. ૪૧
સ્તુતી કરતાં તે પાર આવે નહી રે,
મારે આશરો અંબાજીનો છે સહી રે. ૪૨
બેઊ કર જોડીને વિશ્વનાથ વાણી વદે રે,
હુંતો માગુછુ અંબાજી રહેજો રૂદે રે. ૪૩

## રાગ ઉપર પ્રમાણે.

### ચોસઠજોગણીનો ગરબો.

ગરબે રમેછે તુળજા તુંકાઇરે, સંગે શોભા બની તે સીંધવાઇરે. ૧
વજર જોગણી તે વસે કુકણદેશેરે, બાળીબહુચર બીરાજે બાળેવેશેરે. ૨
સપ્તશૃંગે વસેછે ચંડીકાઇરે, આશા પુરે આરાસુરી આઇરે. ૩
ચાંપાનેરે વસેછે આઈ કાળીરે, માને પહેરણ નવરંગી સાડીરે. ૪
સોજીત્રે વસેછે ખોજાઇરે, આબે મોહોલે વસેછે અલુણાઇરે. ૫
શડ ધડનાળે વસેછે આઇ ઘેલીરે, સરસ્વતી તે વિદ્યા આપે પહેલીરે. ૬
વરદાઇ તે વરદાન આપેરે, પિતાંબરી પોતાનો કરી થાપેરે. ૭
માતર વસેછે અસારવાની વાવેરે, કાકરેશ્વરી કૃપા કરો ભાવેરે. ૮
ગામેશ્વરી તણા તે ગુણ ગાજોરે, અન પુરણાનો પાલવ સાજોરે. ૯
મારવાડ વસેછે ચામુંડારે, માને ખડગ ખપર હાથ ડંડારે. ૧૦
હીંગળાજ પરસિદ્ધ નવ ખંડેરે, માયે અમર કીધા તે મારકંડેરે. ૧૧
દેવી તોતળાને હાથછે ત્રિશુળરે, માયે છેદ્યાછે દૈતોના મુળરે. ૧૨
કછ મધ્યે આસાપુરી સાચીરે, માને સુરીનર મુનીવરે જાચીરે. ૧૩
આંત દેશે વસે તરૂણા મુખીરે, કનકાઇ તે કામ કરે સુખીરે. ૧૪
જ્વાળામુખી સદા રાખે સુખીરે, દુર્ગાદેવીથિકો નથાય દુખીરે. ૧૫
ત્રીભોવનમા ત્રીપુરા તારોરે, માતા આવતા તે વિઘન નીવારોરે. ૧૬
ખોડિયાળને હાથે ખળકે ચુડોરે, મહાલક્ષમી તે વર આપે રૂડોરે. ૧૭
મહાલક્ષમીનુ નામછે પ્રસિદ્ધરે, હરી દ્વારે ઉભાછે સિદ્ધરે. ૧૮
બાળા સુંદરી સદા મત બાળીરે, માતા હશીહશી લેછે તાળીરે. ૧૯
કામરૂ દેશે વસેછે કનકાઇરે, માનશરોવરે વસે અજાઇરે. ૨૦
અડસઠ જોગણી અયોધ્યા વાસીરે, ઉમિયા જઈ વશ્યાછે કાશીરે. ૨૧
પ્રાગમધ્યે મહાદેવ દેવીરે, જુગત અંબાને માહાદેવે શેવીરે. ૨૨
કુંતાદેવી કહીને કાશી માહેરે, વાઘવાહની સાજો મુજ બાહેરે. ૨૩
રેવામધ્યે વસેછે બે બેનારે, પહેલી નંદા આનંદાને શેવોરે. ૨૪
ભરૂચ કોટમાં વસેછે સીંધવાઇરે, નગર ઠઠે તે કાળકા ગવાઇરે. ૨૫
વસેછે ધોળકે ઊંટવાળી માતારે, જેની નવખંડમા વિખ્યાતારે. ૨૬
અપલીપરમા વસેછે રાણી રૂડીરે, તેને હાથે સુનાની ચુડીરે. ૨૭

આબુધડમાં અરબદા જાણોરે, બગલાં મુખી રૂદે વાત આણોરે. ૨૮
મંગળા કાળિતે છે વીકરાળારે, મુગી પાટણે વસેછે ભદ્રકાળીરે. ૨૯
ત્યાંતો સકળ જોગણી મળી આવીરે, માત ભૈરવીતણે મન ભાવીરે. ૩૦
ડુંગર માહે તે ઘંટા વાજેરે, સીંહાસન પર બેઠી ગાજેરે. ૩૧
આરાસુરી માતે રમત રમાયરે, ફેર ફુદડી ફરેને ગરબા ગાયરે. ૩૨
તાંતો થતાક થૈથૈ થાયરે, વાજે રમઝમ નેપુર પાયરે. ૩૩
તાંતો ઢોલ દદામા વાજેરે, અંબા પ્રાગરાજને શીર છાજેરે. ૩૪

---

## રાગ ઉપર પરમાંણુ.

અંબા અલબેલી દીસેછે આજ રંગમારે,
ચોસઠ જોગણી અજાઈ સર્વ સંગમારે. ૧
તારૂં સ્વરૂપ દિસેછે રળીઆમણુંરે,
મુખ ચંદ્રમા થકી ઘણું સોહામણુંરે. ૨
મુસ્તક વેણી બિરાજે વિશાળસુરે,
ગુથી ચમરીને ફુમતી માળસુરે. ૩
વચે ચળકે તે ચાક ગુરૂ હીમનારે,
હિરા જડિત્ર જડ્યા તે જોત્ય ભામનારે. ૪
તારૂં તરસથીપુ દીસેછે ઘણુ ટેકમારે,
સેંથો સિંદુરે પુરો તે અવલ છેકમારે. ૫
નેન કાજળ સારાંતે દીસે રાતડીરે,
બંધી સારી બાંધી તે શી કહુ વાતડીરે. ૬
હીરા ઝળકે તે અંબાને ગોરે ગાલસુરે,
વાળી મુકતાની પહેરી તે વચે લાલસુરે. ૭
મુસ્તક મુગટ બિરાજે એક તુલ્યનો રે,
વચે પાનુ ચળકે તે અમુલ્યનુ રે. ૮
છત્ર હીમના જળકે તે બંધી ઝાળશુ રે,
શીકાં જુમખાં જજુમે જાજા ભારસુ રે. ૯
તેલ ફુલેલ મરદાવે મોરી માવડી રે,
ઉષ્ણોદક ભરેચા છે ગંગા જળી રે. ૧૦

પખાળ કરી લેવો સોવરાવ્યો લાલનો રે,
સાળુ કસુંબે ચુડો તે પહેર્યો ચાહનો રે. ૧૧
ચંદન ઘોળા કેસર કપુર કાચલી રે,
કડી મેખલા બાધી કમર પાતળી રે. ૧૨
અંબા ટીલા કીધા તે ત્રણ સેરનારે,
જગકે હિમ મુક્તાફળ ઝવેરના રે. ૧૩
માને ગળે ગળુ બંધ બાધીયાં રે,
મુખ જોયાથી દુખ સર્વે વાંમીયારે. ૧૪
કોટે કાંઠલી ને સાંકળી ને જુમણુ રે,
ઉતરી અરીસો માળાને ઘરેણુ ઘણુરે. ૧૫
હાથે કેરખીને બેરખીને બોરસુરે,
બાહે બાજુબંધ બાંધ્યા સુના દોરશુરે. ૧૬
હાથે વાંકડા ને સાંકળા ને કાંકણીરે,
ગોખ જોખમાં બીરાજે અંબા બાકેડીરે. ૧૭
કાંડે ફુંગણી જવા છલા આરશી રે,
ગરબો જોવા આવ્યા તે બ્રહ્મા મહા રૂષીરે. ૧૮
પાયે ઝાઝરાને જંજીરા જમકતારે,
હિડે સાંસતાંને સરવે માંહે ડમકતારે. ૧૯
પાયે ગુગરીને ગુજરી વાજતીરે,
ચૌદ લોકમાં અંબા તું બિરાજતીરે. ૨૦
દિપક જોતો જણાય છે જુક્તમાં રે,
તારૂ નામ લેતો જાય મુક્તમાં રે. ૨૧
તુને સેવી સદાએ શ્રજમા રે,
તુને ન સેવે તે જાયે કલેશમાં રે. ૨૨
સેવક નાહાનો મુકે મુસ્તક તારી પાવડી રે,
ચાચર ગરબે રમે અંબા માવડી રે. ૨૩
બેઉ કરજોડી સેવક વાણી વદે,
હુંતો માગુછુ જે અંબાજી રેહેજો રૂદે રે. ૨૪

---

## ઉપર પ્રમાણે રાગ.

### અરજી.

સ્વસ્ત શ્રી આરાસુર માહેરે, અંબા અલબેલી બિરાજે છે તાહેરે. ૧
શુભ સ્થાનક ચાચર ચોકે રે, મહંમાઈ સચરાચર ગોખેરે, ૨
પુજી આરાધુ પાવડી તોરીરે, મહા માઈ તુ માવડી મોરી રે. ૩
પ્રેમે અરચો પુજો તે નિત્ય માનેરે, રિધ સિધ આપે સકળ ગુણ નિધ્યાનેરે. ૪
શિશિ ઓપમા વમારી વખાંણુરે, ખરી ખોડિયાળ ખરૂ મારૂ નાણુ રે. ૫
મહારાજા ધિરાજ રાજ રાજેરે, સદા સર્વદા સોભાગ્ય કરવા કાજેરે. ૬
શીર છત્ર છો તાત તમો મારેરે, હુતો જીવુ આધાર આઈ તારે રે. ૭
મારેશ્રી માત સત અંબા આઈરે, બ્રહ્મા વિષ્ણુ મહેશ્વરે ગાઈરે. ૮
લખીતંગ ચરણ રેણુ આદિરે, ભોળી દુઃખડા હરો તે અવસાને રે. ૯
પાયે લાગુ પરણાંમ વાંચો મારોરે, સદા સાચો ગુલામછું તારોરે. ૧૦
છત્ર અત્ર છે કુશળ મા તમથીરે, કદી સેવા પુજા નથી થાતિ હમથી રે. ૧૧
પારે તેડોછો વર્ષ એક નીમેરે, નાવ એડાછો હેત ધરી પ્રેમેરે. ૧૨
મહેલ સામા રહીને મજરો કરીયેરે, અંબા જે અંબા કહીને ચાચરફરીયેરે. ૧૩
આજ અજાબ્ય કરો સુખ સાતારે, ભોળી દુઃખડાં ભાગો તે ભૈરવિ માતારે. ૧૪
વારો મોટો દરબાર ચાર ખુટેરે, સેવક કીધા સરદાર દેરા ઊટેરે. ૧૫
બીજુ બીજ મંત્રછો મહાકાળીરે, સદા શીરપર રહો પાવા વાળીરે. ૧૬
દક્ષણવાળી વેળા તે તમો વાળોરે, કોલ આપી પ્રજા તે સહુને પાળોરે. ૧૭
થોડે લખે ઘણું કરી જાણોરે, નારાયણિ રૂદે વાત આણોરે. ૧૮
કરો જે જે જે જે તે ભક્ત જનુનીરે, ધરો એક ચિત વાત મહારા મનનીરે. ૧૯
સંવત અષ્ટાદશ અસાડેરે, કૃષ્ણપક્ષ ત્રતિયાને ગુરૂવારેરે. ૨૦
અંબા અલબેલી ભરોસો ભારેરે, રંગ રંગિલિ આવો આદિતની વારેરે. ૨૧

---

### અરજી ઉપર પ્રમાણે.

કરજોડી પ્રણામ કરૂ પેહેલો, મારીમા પાસે તે આવું દોડી વહેલો. ૧
દુરઘાદેવી તે રીધ ઘણી ભરિએરે, માજી વિશ્વને કૃપાતે ઘણીકરીયેરે. ૨
મહેરબાની કદરદાન માતદુર્લીરે, આરાસુરી તે નવજાય ભુલીરે. ૩
મહામાઈ તુ માવડી મોરીરે, પાયે પડુ હું પાવડી તોરીરે. ૪

નિત્ય નમિયે નારાયણી તુનેરે, ગમી ગાઇયે તે ગુણવતી મુનેરે. ૫
મહાકાળીજી માત મહારો જોરોરે, તાતત્રિપુરાનો શીરપર તોરોરે. ૬
નવરંગી નિશાન લાલ જંડરે, ઘોડે જીન રૂપેરી નવ અંડરે. ૭
માજી કારજ કરો વરદાઇરે, મહેર માઈ મનધરો નગર માહીરે. ૮
ચાચર પરતોછે ચાર ખુટરે, તરવારો બંધાવો સુના મુંઠરે. ૯
દેવી દુનિયામાં ડંકો વાજેરે, હરખ કીર્તિથી દુશમન ભાજેરે. ૧૦
આઇ અંબાજી માતછે મોરીરે, જેને હાથેછે દુનિયાનિ દોરીરે. ૧૧
રંક જાણી મનમાં આણી રાખોરે, તમારા સાચા ગુલામને દાખોરે. ૧૨
વાંચ્યો પરમાનો પિતાંબરિયે પોતેરે, આદર કરી પલક એક જોતેરે. ૧૩
અરી ઓડીયાળી દયા કરો પુરીરે, શેવક આદિત ચાકર કરો હજુરીરે. ૧૪

## લાવણી.

જેજે આરાસુરની રાણી, તારી અકળ કળા ન કળાણી;
સાચી બહુચરા ભવાંની, જેજે આરાસુરની રાણી. ટેક.
મને મુનિવરે જાણી સાચી, ધ્યાન ધરી મન આણી;
ભક્ત વચ્છલની બાંહ્યતાણી, આરાસુરમા જાણી. જેજે. ૧
શુક સનકાદિક નારદ કહેછે, શક્તિયો સહુ રંગ રમેછે;
ગાંન તાંન અનુમાંન કરીને, શાંને સમજી રહેછે. જેજે. ૨
ચાચર કુંડે ચાહી રહ્યાછો, નોતમ ગરબા ગાઈ;
અબા સંગે બની બેનડી, હરસિધને સિહવાહી. જેજે. ૩
અંબા બહુચર બની બેલડી, અલ્લાપે કુંતાઈ;
કાલી કોટરા રંગભેર રમતાં, મધ્ય બની કનકાઈ. જેજે. ૪
તાલ પખાજ વેણા જંત્ર વાજે, ભેર ભુગળ ઝાઝર ડફ બાજે;
પંચ શબ્દ મળી ગગને ગાજે, લળી મળી રૂપ સોહાવે. જેજે. ૫
નવ દહાડા રસ રમી જોગણી, ભાંખે અમૃત મુખ વાંણી;
ખાંન પાંન અનુમાંન કરીને, વલ્લભ જસ ગુણ જાણી. જેજે. ૬

---

## આણંદનો ગરબો દેશી ફેર.

મારી અંબા મા આણંદ ભરી, મા આરાસુરની રાયરે;
શોભા શી કહુ સ્વર્ગપુરીની, અકળ કળા ન કળાયરે. મારી. ટેક.

વદન સરદ મા ચંદ્ર સમાણી, રદન અધીક વધાઈરે;
આણંદ કંદ જુગત મા જાણી, અદભુત અંબા આઈરે. મારી. ૧
મા તુ બ્રહ્માણી તુ રૂદ્રાણી, વૈશ્ણવી છો આપરે;
પિંડ બ્રહ્માંડ અખંડ સમાંણી, જાંણી નિજ પરતાપરે. મારી. ૨
આસન ચાર ખુટ ચો ખાંને. સચરાચર સંસારરે;
ભક્ત સમરથ કરી પરમાણે, મા નોધારાનિ આધારરે. મારી. ૩
રાત દિવસ મા રહે રંગ રાતી, ગાતી ગાંન સુગંધરે;
માત સદા મધુપાંને માતી, નિશદિન નવલે રંગરે. મારી. ૪
એક સમે ઉલટ મન અંબા, રમતાં રમત રસાળરે;
કહે બોલાવો ગૌરી અંબા, બહુચરને તતકાળરે. મારી. ૫
સમરંતાં સલખનપુરી આવ્યાં, ભાવે ભરીને ઉમંગરે;
બહેન કહી અંબા એમ બોલ્યાં, મા લાવી સખિયો સંગરે. મારી. ૬
કાળી કોટરાને કામાક્ષી, કુંતાને કનકાઇરે;
અંનપુરણાંને આદ્ય અજાઈ, હરસિધને સિધવાઇરે. મારી. ૭
ભેટયાં ભાવધરી ભગવતિયો, બધે પસારી બાંહ્યરે;
યોગણી મળી જગતને જપતિયો, લળકે માંહો માંહ્યરે. મારી. ૮
સરવ સ્વરૂપ અનુપમ શક્તિયો, સુંદરતાએ અથાગરે;
લાડ ઘેલી મળીછે લગ્નિયો, અંતરમાં અનુરાગરે. મારી. ૯
કુંમ કુંમ કેસર આડ કપોળે, નયણે કાજળ રેખરે;
ત્રિપુરા મુખ ભરચાં તંબોળે, વરસે સુધા નિમેશરે. મારી. ૧૦
મણી માંણક નથ્ય નાકે નૌતમ, ગૌતમનુ તપ તેજરે;
બંને બહેનો મળી બધ્ય ઉત્તમ, જુગતે જોડા જોડરે. મારી. ૧૧
ઝળકે ઝાલ જુમણુ જળહળ, કંઠેકાવળ હારરે;
મણી માંણેક માંહે મુક્તાફળ, ઝાંજરના ઝમકારરે. મારી. ૧૨
પુનરપિ હાર પુષ્પના બેહેકે, પારીજાત મંદારરે;
વચ્ચે ચાંપાં ચોસર લેહેકે, માને શોભે શુભ શણગારરે. મારી. ૧૩
ચાચર ચાલી કરે કર ઝાલી, મહાલી મન રંભાયરે;
વચમાં બહેનો બે મતવાળી, બહુચરને અંબાયરે. મારી. ૧૪
કુંડ મળી કરી વળી કોડે, મોટે મંદિર દ્વારરે;

જાનુની રહિ બધ જોડા જોડે, હોડે ફરતી હારરે. મારી. ૧૫
બોલ્યાં બ્હેનો બે બરદાળી,બહુચર અંબા સાથરે;
શક્તિ સહુ સરવ સંભાળી, તાળી લે સંગાથરે. મારી. ૧૬
ગાતાં ગાંન તાંન અનુમાંને, સાંને સમજી જાયરે;
માત નિત્ય સદા મધુપાંને, સરવે શ્યાંમ ઉદાયરે. મારી. ૧૭
તાલ મૃદંગ વેણા જંત્ર વાગે, માં સાંજે સળપ માત્રરે;
ખુંદે ખેલ કરી સમજાવે, ગાજે બધ્ય દરબારરે. મારી. ૧૮
રમતાં મન ગમતાં મન ભમતાં, ઠમકે પાયે પળાયરે;
ચરણે નેપુર રણજણ વાજે, લટકે લંક વળાયરે. મારી. ૧૯
ખુંદે ખેલ ખાંત કરી ખાંતે, દાંતે ઘુંઘટ સાહીરે;
ભગવતી ભાવ દેખાડે ભ્રાંતે, પોતે પુરણ ડાહીરે. મારી. ૨૦
કડ કડાટ કર લે રસ ડંડા, તડ તડાટ બધ્ય તાલરે;
ખડ ખડાટ હરતી થઈ રંભા, ગડગડાટ ધવ નાદરે. મારી. ૨૧
હંબોડા હરસીંધ લે હરખી, કરી કોટડા જોડરે;
સખી બોલે સહુ સરખા સરખી, હરખી હોડા હોડરે. મારી. ૨૨
ફુલી નખ શીખ ફરે ફુદડી, બ્હેન મળી મધ્ય ખેલરે;
ચળકે ચરણા ચોળી ચુંદડી, વળી રંગની રેલરે. મારી. ૨૩
વરખે ચંદન પુષ્પ વિમાંને, અમર રહ્યા આકાશરે;
નીરખે નીજજન ધરીને ધ્યાને, સમરે શ્વાસો શ્વાસરે. મારી. ૨૪
કરી વિલાસ આસને આવ્યાં, અલબેલી બેઠાં આઈરે;
શાક પાક બધ્ય મધ્ય મુકાવ્યાં, ભલી કરી ભુજાઈરે. મારી. ૨૫
રમ્યાં રાત નવ દસમી દીને, જમી જોગણીયો જાયરે;
પરસ્પર કહેછે તે ધન્ય ધન્ય, વળિયાં માગી વિદાયરે. મારી. ૨૬
ચડ્યા રથ પંથે વળ્યા વાયુ વિધ, મગ્ન થયા બધ માંનરે;
નીજજનને આપી નવનિધ સિધ, ઉતરીયાં આસંનરે. મારી. ૨૭
ગરબો શીખે ગાયે સાંભળે, નરનારી વૃદ્ધ બાળરે;
પીંડ ધરી પરઘેર નવ ભટકે, તેની અંબા લે સંભાળરે. મારી. ૨૮
આપે લક્ષ્ય લાભ ધન ધાન્યે, ધારા પુત્ર પરિવારરે;
માણસમાં ઘણું જીવે માન્યે, તેને અવસાને ઓધારરે. મારી. ૨૯

ભક્તવછલ એ સદા ભવાંની, માગી મુની વદાયરે;
ખીજમત કરી કરે ખવાને, મેહેરબાની મહામાયરે. મારી. ૩૦
સેવે શક્ત જકતનીજ જાતા, દાતા દુનિયા માહ્ય રે;
ગુણ ગાતાં કરે મન માતા, રાતાં રેહે જ્યાં ત્યાંહ્યરે. મારી. ૩૧
એક મંને આરાધો ઇશ્વરી, સમરથ આપે શક્ત રે;
પુરણ પ્રેમ વના પરમેશ્વરી, ભગવતી આપે ભક્તરે. મારી. ૩૨
એ રસ ઇશ્વરીએએ નિપાવ્યો, ચાલી ચાચર માતરે;
માર્કુંડરૂષી મુખ કહેવડાવ્યો, બાંધી વિશ્વમાં વાતરે. મારી. ૩૩
અંબા બહુચરમાં નહિ અંતર, જે જન જાણે ભેદ રે;
નરનારી રહે નરક નિરંતર, તેને અધમ જાત કહે વેદરે. મારી. ૩૪
એ બે બેહેનો ગવાંણી જગતમાં, આપે ઇશ્વરતાઇરે;
ગુણ ગાઇને જીવુ જગતમાં, વલ્લભ ધોળાભાઇરે. મારી. ૩૫

---

## ગરબી દેશીફેર.

મતબાલીરે મા, મુખડાની બલિહારીરે દરશણ દીજે;
અલબેલી મા, શેવકને સુખ શાતા આઇજી કીજે. ટેક.
મતબાલી ચાલી તે મત બાળે વેશે,
વેણી કાળી મહેલી છુટે કેશે;
માને ભજશે તેને નવ નીધ દેશે, મતબાલીરે મા. ૧
મા ખડગ ખપર ત્રિશુલ સાહી, માએ દઇત સઘળા નેણે ન્યાળી,
માએ દુષ્ટ સઘળા નાખ્યા મારી, મતબાલીરે મા. ૨
માની ચુંદડી લાલકસુંબે ઝળકે, માનો મહોડ હાલે ને વેસર લળકે,
મા ફુદડી ફરે ને ઘુઘરી ઘમકે, મતબાલીરે મા. ૩
તારો જન વાળમ માજી એમ બોલે, તેતો મગન થઇ મન ડોલે,
તારા નામ તણો મહીમા ખોલે, મતબાલીરે મા. ૪

---

## અરજીના ગરબા પ્રમાણે.

દેવ ડુંડાળા દયા તે બહુ ધરજોરે, સ્વામી સુંઢાળા સાહ્ય સહુનિ કરજોરે.૧
વણી દેજોજી સારદા રાંણીરે, જીહવે રેહેજો કાલો ઘેલો જાણીરે. ૨

સાર કરજો સરસ્વતી દાતા, હાથ ધરજો મારે શીર માતારે. ૩
અરજ ધરજો અજાબ્ય આજ મહારીરે, ખબર લેજો તે ખોડિયાળ દહાડીરે.૪
હુ આવ્યોછુ તારે ઘેર રમવારે, મા હવે કરો પાર મારી અંબારે. ૫
મુજમયા કરો માત આજ લેહેરેરે, દેવી દયા કરો તે હાથ ઉછેરેરે. ૬
કરસે કરમ બખશીશ નજર મેહેરેરે, કમી ન રહે કસી જાણીતી સેહેરેરે. ૭
હુતો અંબા ઉમેદવાર તાહારોરે, પકડો જાણી ગુલામ હાથ મહારોરે. ૮
મોહ સાંમુ જોઇને દ્રષ્ટે ભાળોરે, અંબે આરાસુરીતે કષ્ટ ટાળોરે. ૯
બરદાળી સદાતે બરદ પાળોરે, ડુંગરવાળી ડોશી તે દશા વાળોરે. ૧૦
માહામાઇ તે લાજ મારી તુનેરે, કરો કારજ તે ચંતા ન રહે મુનેરે. ૧૧
માતા તુ વિનાતે વાત કોણ જાણેરે, તાત ત્રિપુરા ભરાવે ખોળે નાણેરે. ૧૨
નંવ દુર્ગા તે માત નોવાજોરે, રાખો શેવકને સાથ સરવતાજોરે. ૧૩
દોલતજાદીને દરબાર ડેરા દઇએરે, નવનવી સરપાવો માથી લઇયેરે. ૧૪
ખાવુ ખવડાવો લડાવો માજી લાડેરે, બીડાં ચવરાવીગવરાવોમાજીમહોડેરે૧૫
પારે પોકારૂ ફરીયાદ કરૂ ધાડેરે, ચોકી શકારો અંબા માજી પાડેરે. ૧૬
નારાયણીની નોબત વાજીરે, ત્રિજી પહેડીએ આદીત રાખો રાજીરે. ૧૭

---

### ગરબો દેશી ફેર.

ધનધન આ જુનો દીન, અંબા માવડીરે;
તુને દીઠે માન્યુ મંન, અંબા માવડીરે. ૧

તુતો અલબેલીછે લહેરી, અંબા. આંખ રંગે ભરી ઘેરી, અંબા. ૨
તારે મુસ્તક ભરી વાડી, અંબા. તેતો પેહેરી દક્ષણી સાડી, અંબા ૩.
અદભુત સીંહાસન બીરાજો, અંબા. સદા શેવકને શિર છાજોઅંબા.૪
મુને વહાલો ચાચર ચોક, અંબા. તહાંતો રમવાનીછે શોખ, અંબા૫
ત્રિભોવનમાં તારૂ નામ અંબા, ચૌદ લોકનો વિશ્રાંમ, અંબા. ૬
તારી પાવડીનો છુ ચાકર, અંબા.સનમુખ જોજે મારી ઠાકર, અંબા.૭
આઇ અકળીતછો વિધાતા, અંબા. ડુંગરવાળી મોરી માતા, અંબા. ૮
તારો નિશ્ચેછુ હુરાંક, અંબા. મારો થયો હશે કાંઈ વાંક, અંબા. ૯
શીખ દીધી ઘણુ કશી, અંબા. પાપ કહાડીનાખો ધ્રસી, અંબા. ૧૦
મહેર દ્રષ્ટેજુવો નાહાળી, અંબા. છોરૂ જાણીનેલ્યો પાળી;અંબા.૧૧

દુખડાં કહાડીનાંખો કાપી, અંબા. નવદિન બેસુકળસસ્થાપીઅંબા૧૨
સનમુખ જોજો માતાભોળી, અંબા.પુજા કરૂ કુંમકુંમ ઘોળી,અંબા૧૩
મુજ ઘેર આવો લેહેરે, અંબા. માહાલક્ષ્મી રંગભેરે; અંબા. ૧૪
બરદાળી બરદ પાળો, અંબા. રાંક જાણીને દોષ ટાળો; અંબા.૧૫
પુષ્પ ચોખલે વધાવુ, અંબા. થાળ અમૃતે પુરાવુ; અંબા. ૧૬
જેજે બોલો મુખથી વાંણી, અંબા. ધનધન સલખનપુરનીરાણીઅંબા૧૭
ચાચર ગરબે રમવા તેડો અંબા. મેહેરઆણી નાવ બેડોઅંબા.૧૮
ભરૂસો તારો માહારે, અંબા. તમો નિશ્ચે આવો વાહારે,અંબા. ૧૯
પારે આવી ગરબા ગાશે, અંબા. તેના દુઃખ દારીદ્રજાસે;અંબા.૨૦
જેજે બોલો મુખથી વાંણી, અંબા. ધનધન આરાસુરરાણીઅંબા.૨૧
શેવકજનણી કરજો સહાય,અંબા. તુજને નાહાનોલાગેપાયઅંબા.૨૨

---

### અરજના ગરબા પ્રમાણે.

પ્રથમ ગણપતીનું દરશણ આવી કરજોરે,
માને મુજરો કરીને ચાચર ફરજો રે. ૧
દુલી સાહેબ દેદાર દીજે રે,
મતબાલી અંબા મુજરો લીજે રે. ૨
આશ રાખુ આરાસુરી તારી રે,
સામી સાહેબ સલામ લેજો મારી રે. ૩
સુખી રાખેને ચીરકાર બાંકી રે,
રહુ ચાચર ઉમેદવાર ઝાંખીરે. ૪
આઈ અજાબ તે હાથ વાત લેજો રે,
સિહાસન વાળીને સોંપી દેજો રે. ૫
મેહેરબાની તે મહેર માત કીજે રે,
સદા સેવકોને શીર હાથ દીજે રે. ૬
હુકમ તામે સદાયછુ તહારે રે,
આવી તસ્લીમ સલાંમ કરૂ પારે રે. ૭
નજર દેખુ સદા તારી મિઠી રે,
અંબા અલબેલી જેવી તે કો ન દીઠી રે. ૮

મ્હેર રાખીછે માત તારી મોટી રે,
દફે દુશમન કીધા તે વાત ન ખોટી રે. ૯
માએ પડજો તે પાવડીનિ પીઠે રે,
સદા સુખિયાં થઇએ અંબાને દીઠે રે. ૧૦
દુરગા દેવી તે દુખડાં ટાળે રે,
મુરખ જાંણી વચન માજી પાળે રે. ૧૧
જોર જ્વાળામુખી છે મારે તારૂ રે,
સાચી સાહેબ કામ કરો મારૂ રે. ૧૨
નગદ નાંમ નારાયણીનું મોટુ રે,
ખરી ખોડીઆળ નવ્ય કરે ખોટુ રે. ૧૩
માતા તુળજા તું મંનમાંની રે,
બાળી બહુચરાજી વાત સુણો છાંની રે. ૧૪
પાવાવાળી મહાકાળી કાંમ કરજો રે,
રાજરાજેશ્વરીને રૂદે ધરજો રે. ૧૫
અંબા મોરી આરાસુર રાંણીરે,
તુથી નથી મારી વાત અજાણી રે. ૧૬
મારે માત તું તાત તું અંબા રે,
હેવું જાંણીને ગરબે આવ્યો રંભા રે. ૧૭
મારે માત તું તાત તું આઇ રે,
સગાં સહુએ માછો મહંમાઇ રે. ૧૮
સદા શીરછો હાથ વાત જાંણી રે,
ગાવું અંબાને દરબાર રૂડી વાંણી રે. ૧૯
કરો મહાલક્ષ્મીજી માત મહેર આંણી રે,
ઘેર આવો અંનપુરણા રાંણી રે. ૨૦
દેવ દેવીને દરબાર દવા દઇયેરે,
અરજી અલબેલી વિના તે કહોને કહિયેરે. ૨૧
અરજી અલબેલી માત શુ દીધીરે,
ફરેદ દસ્કત મહોર માયે કીધીરે. ૨૨
ચોક ચાચરના ચાકર કીધારે,

માથે દાંમ ખરીદ મુલ લીધાંરે. ૨૩
હઈ પડ્યોછુ અંબામ્ તારે નામેરે,
આવી ઊભા રહો ભીડ કાંમેરે. ૨૪
ડુંગર વાળીનો ડંમકો વાજેરે,
દોલતજાદી સેવકને શીર છાજેરે. ૨૫
બણી ઠણીને બેસાડજો ઘોડેરે,
સહુ ભાઈની બિરાદરી જોડેરે. ૨૬
તારો આદીત ગુલામ છે રાજીરે,
એવુ જાણી અંબા ત્રુઠી ગાજીરે. ૨૭

---

## વધામણુ દેશી ફેર.

નમુ આરાસુરની રાંણી, માત ભવાંનીરે;
આ અરજ કરૂ મંન આંણી, માત ભવાંનીરે. ૧
તમે આણંદે ઘેર આવો માત ભવાંનીરે;
તમે સેવકને મન ભાવો માત ભવાંનીરે. ૨
તારો સેવક થાયછે દુખિયો, માત ભવાંનીરે;
તમે આવીને કરજો સુખિયો, માત ભવાંનીરે. ૩
તને નહી વહાલા નહિ વેરી, માત ભવાંનીરે;
તુને દેવતા પૂજે પહેલી, માત ભવાંનીરે. ૪
હુતો આઇને ચરણે લાગુ, માત ભવાંનીરે;
તારો દાસ થઇને માગુ, માત ભવાંનીરે. ૫
દાસ જાણીને દરશણ દેજો, માત ભવાંનીરે;
સેવકની ખબર લેજો, માત ભવાંનીરે. ૬
દીન જોઇને દાસ તમારો, માત ભવાંનીરે;
આશરો છે અંબે તારો, માત ભવાંનીરે. ૭
તારે હાથે ચુડલાં ખળકે, માત ભવાંનીરે;
તારે કાંને કુળા ફુલ લળકે, માત ભવાંનીરે. ૮
માણેકના મુગટ ઝળકે માત ભવાંનીરે;
વચે પાંનુ લીલુ ચળકે, માત ભવાંનીરે. ૯

મોતીની પેહેરી વાળી, માત ભવાંનીરે;
સેવક સૌને લ્યો પાળી, માત ભવાંનીરે. ૧૦
તારે દ્વારે ના મળે તાળુ, માત ભવાંનીરે;
તે પહેર્યા કસબી સાળુ, માત ભવાંનીરે. ૧૧
તારો આરાસુરમાં વાસ, માત ભવાંનીરે;
કહે વલ્લભ ધોળો દાસ, માત ભવાંનીરે. ૧૨
આ વલ્લભ કેરી વાંણી, માત ભવાંનીરે;
સાંભળો આરાસુર રાંણી, માત ભવાંનીરે. ૧૩

---

## ગરબી દેશી ફેર.

અલબેલીરે અંબેમાત, દરશણ કરવાને;
માનો રમવા સરખો ચોક, ચાચર ફરવાને; ટેક.
ચાચર ફરીએ દુઃખડા ખોઇએ, માના ગુણલા ગાઇએરે;
અંબામાનુ નામ સમરતાં, ઘણાજ સુખિયા થઇએ. દ૨. ૧
આઇ અજાઇ ગણપતી ભૈરવ, ત્યાં બેઠા હરસિધરે;
પંચ તીરથી પુજા કરતાં, પાંમેછે નવનીધ. દ૨. ૨
ત્રણ ગાઉ તીરથછે મોટુ, કોટેશ્વર કઇલાશરે;
સરસ્વતીમાં સ્નાન કરતાં, થાય પાતિક નાશ. દ૨. ૩
વિમળશી ધન પારજ પામ્યો, જાતે શાવક એડારે;
ત્રણ ડગલાં માનુ નામ દઈ ખોદતાં, નીકળી સોનાની કડા. દ૨. ૪
પંચ તીરથીની પુજા કરતાં, દેહના દુઃખડા વાંમેરે;
વેદ ભટ કહે ભગવતી શેવા, તે પૂરણ પદવી પામે. દ૨. ૫

---

## છંદ.

જેદેવી જેદેવી મા, જેદેવી જેદેવી.
દેવ દેવાશી દેવીમા, જેદેવી જેદેવી.
તારી જુગતી જોવા જેવીમા, જેદેવી જેદેવી.
તુજને કો નવકળે હેવીમા, જેદેવી જેદેવી.
અભીમાંન અંબા હેવીમા, જેદેવી જેદેવી.

તુને સુરીનર મુનીવરે સેવીમા, જેદેવી જેદેવી. ટેક.

**જુલ.**

પાણી રૂપે પ્રાંણ દેવી, જુગ જુગ તુજને જાણે;
પવન રૂપે પરવત દેવી, ઘટ ઘટ માહી પ્રમાણેરે. જેદેવી. ૧
દીગપાળ રૂપે ડગે તુ દેવી, પૃથવી રૂપે પાળે;
સ્થાવર જંગમ રૂપે દેવી, બ્રહ્માંડને તુ ન્યાળેરે. જેદેવી. ૨
વરસાદ રૂપે વરસે દેવી, કરે વિજ ચમકારા;
તારા ગગન સ્વરૂપે દેવી, કરે ધનુશ ટંકારારે. જેદેવી. ૩
સશીયલ રૂપે સીતળ દેવી, સહુને અમૃત ઢાળે;
સૂરજ રૂપે પ્રત્યક્ષ દેવી, અંધકારને તુ ટાળેરે. જેદેવી. ૪
લોકાચળને રૂપે દેવી, લોક વદનમાં રાખ્યું;
મોહ સ્વરૂપે માટી ખાતાં, જસોદાજીએ દાખ્યુરે. જેદેવી. ૫
દસ અવતાર ધરયાતે દેવી, મોટા રાક્ષસ મારયા;
ભુમિતણો તે ભાર ઉતારયો, ભગતને ઉધારયારે. જેદેવી. ૬
મચ્છ કચ્છ ને બ્યહારા નરસિંહ. તુ વાંમન વિકરાળી;
ફરસુરાંમ રઘુરાંમ ક્રસ્નતું, બુદ્ધ કલંકી કાળીરે. જેદેવી. ૭
તુ તિરથ તુ વ્રત ભવાંની, બીજા સર્વે ભામાં;
ગંગા જુમનાં સરસ્વતિતુ, સત્ય શિરોમણ શામાંરે. જેદેવી. ૮
તુદાતા તુ ભકતા દેવી, તુજવિના સર્વે ખોટુ;
શ્રોતા વકતા સ્તુ પરમાણે, મા તારૂ કારણ મોટુરે. જેદેવી ૯
બ્રહ્માં વિશ્નુ ને માહેશ્વર, ત્રણદેવ તે જાયા;
ત્રણ ગુણ તારૂણી માતા, તુ ત્રિભોવનની રાયારે. જેદેવી. ૧૦
તું બ્રમાંણી તું રૂદ્રાણી, તું વિશ્નુની ઘરૂણી;
હિમાચળની પુત્રી થઈ, શિવશંકરને પરણીરે. જેદેવી. ૧૧
માત તાતને રૂપે દેવી, સહુપર તારી માયા;
કરજોડીને કહેછે મીઠો, કરો હાથ શિર છાયારે. જેદેવી ૧૨

### છંદ દેશી ફેર.

ચાલો જઇએ દરશણ કરવા, અંબેમાત બિરાજેછે;
જળહળ જોત જગતમાં જેની, સચરાચર પ્રકાસેછે. ટેક.
આરા સુરમાં અંબા બિરાજે, શેવકને શીર છાજેછે, માશ.
છત્ર સોનાનુ ધરયું શીરપર, ત્રિપુર સુંદરી ગાજેછે. ચાલો. ૧
ચૌવાળમા બહુચરીયા બાળી, બરદ સહુના રાખેછે. માબ.
જેકો આવે ભાવધરીને, સંકટ કાપી નાખેછે. ચાલો ૨
લુલાં બોબડાં અંધાં આવે, તેવર પામી જાએછે; માતે.
બરે મંન શેવે સલખન પુરી. દુખવાંમી સુખ થાયેછે. ચાલો. ૩
નં પુરૂષને પુરૂષકીધા, પુરશાતન પ્રકાસેછે, માપુ.
હેવી ભવાંની સદા શેવજો, ચૌવાળમાં તે વાસેછે, ચાલો. ૪
બરદાળી બહુચરીયા જાણો, સરવ શેવકને જુવેછે. માસ.
જે મા આવી પારે ગાય, માહાપાપ તે ખુવે; ચાલો. ૫
પાવાગઢ માહાકાળી કહિયે, માનો પરતો સારોછે, મામા.
ભાવ ધરીને ભજો ભવાંની, ભવતરવાનો આરોછે. ચાલો. ૬
દક્ષણમાં તુળજા ભવાંની, ભવ સંકટને કાપેછે; માભ.
પ્રેમ ધરી પરણાંમ કરીને, જે માગે તે આપેછે. ચાલો. ૭
જે કોઈ ભાવે છંદ સાંભળે, મન ધરીને ગાયછે; મામ.
પુરવ જનમના સંચીત હોયતે માનશરોવર નાહેછે. ચાલો. ૮
ભવ તરવા ભગવતી ભજુહુ, ભટવલ્લભ ગાઇછે; માભ.
દાસ મુનીતો અરજ કરેછે, દાંમણુ માની સાહિછે. ચાલો. ૯
વડનગરો હુ બ્રામણ જાણો, અમદાવાદમા વાસછે; માઅ.
ભાવ ધરીને ભજો ભવાંની, તે શેવકનો દાસછે, ચાલો. ૧૦

---

### અરજી દેશી ફેર.

આઇ આશા પુરો અંબિકા એ રાગ.

શેવો શેવો આરાસુર માતને, ચાર જુગતે વિખ્યાતને;
એ લોક કેરી માતને, આઈ અરજી લીજે અંબિકા. ટેક ૧
પ્રથમ ગણપતી સ્મરણ કીજીએ, મનવાંછીત માગી લીજીએ;

કોટી વિઘ્ન તે દુર કીજીએ, આઇ અરજી લીજે અંબીકા. ૨
માને ચાચર આવે નેમશુ, વરસ એક રાખી નેમશુ;
માજી રાખે કુશળ એમશુ, આઈ અરજી લીજે અંબિકા. ૩
માને વાંમે વહેરાઇ માતછે, દક્ષણ ગણપતિ વિખ્યાતછે;
ચાચર અંબિકેશ્વર નાથછે, આઇ આ. ૪
માની વાવ્ય ઉપર આવીએ, કુંમકુંમ ચોખલે વધાવીએ,
અષ્ટ ભૈરવ દરશણ પળાયિયે, આઇઅ. ૫
ખોડીયાળ બેઠી છે જહા, અરજી જઇને કહો તહા;
ખરૂ ખોટુ હોય તે તુ સહાં, આઈ અ. ૬
અજાઈ શીશ નમાવજો; માગી જે જોઈ તે લાવજો;
આઈ અંબામાને કહાવજો, આઈ અ. ૭
માને માંનસરોવર નાહછે, કોટી પાપ કીલમીશ જાયછે,
દેહ સુધ નીરમળ થાયછે, આઈ અ. ૮
સરસ્વતી તીરથ જાયછે, મન સુધ કરીને નહાયછે,
તેનુ મન નીરમળ થાયછે, આઈ અ. ૯
ઉગ્ર કોટેશ્વર પરતાપછે, તેતો ગણપતીનો તાત છે,
ઉમિયાજી કેરો નાથછે, આઈ અ. ૧૦
તેને પુજો મન ધીરજ રહી, અંબા જાતરા પુરણ થઈ,
અરજ અંબાને જઈ કહી, આઈ અ. ૧૧
મુજ પાપીને પાવન કરો, માજી કરઝાલી દુખડાં હરો,
હાથ સેવકને શીર ધરો, આઈ અ. ૧૨
મુઢ મતી તે મહારી હાલજો, મા નેહ નજરે નહાલજો,
દુષ્ટ કામ ક્રોધને મારજો, આઈ અ. ૧૩
હું અપરાધી છુ અતી ઘણો, કર સેવકને હાથ ધરો,
મને ચાકર પોતાનો કરો, આઈ અ. ૧૪
ચાકર ચાચર કીજીયે, શીર હાથ માજી દીજીયે,
કારજ સઘળા સીજીયે, આઈ અ. ૧૫
અરજી તે જે કો ગાયછે, તેના પાપ સઘળાં જાયછે,
તેને અંબા પોતે ચાહછે, આઈ અ. ૧૬

મુની ગુલામ અરજી કરે, માજી પ્રેમ શુ રૂદે ધરે,
માજી બેઠી તુ કારજ કરે, આઈ અ. ૧૭

---

## ગરબી.

સમરૂ સદા ભરપુર. એ રાગ.

નિરખુ સદા ભરપુર, નયણે નેહ ધરીરે મા; નિરખુ. ટેક.
મદભરી મતબાલી મઇયા, મલપતી આવે મોરી માય;
રેમઝમ ચરણ ધરી રે મા. નિરખુ સ. ૧
જળહળ જોત જગતમાં જેની, કોટી શશીનુ તેજ;
આભુષણ અંગ ધરીરે મા. નિરખ સ. ૨
અદભુત લીલા આદ્ય ઈશ્વરી, અકળ કળા ન કળાય;
ધરૂ શીશ ચરણ પરી રે મા. નિરખુ સ. ૩
દાસ મુની મૈયા અરજ કરેછે, બુધી આપો ભરપુર;
ગાવુ ગુણ લળી લળીરે મા. નિરખુ સ. ૪

---

## શણગારનો ગરબો.

ગણેરી પુત્ર પ્રથમ પાય કે લાગુ પ્રેમશુરે લોલ.
વિઘન દુરકરી રાખો પકે, કુશળ એમશુરે લોલ. ૧
સરસ્વતી માતને ચરણે લાગું કે, વાંણી માગીએરે લોલ;
વાણી અવીચળ હુ માગુ કે, સ્થિર કરી થાપીએરે લોલ. ૨
ચાચર ચોક સોહામણા કે સુ કહીએ રે લોલ;
અગનાની થોડી મતી કે,તે હુ શુ મુખથી કહુરે લોલ. ૩
સિંહાસને બેઠી માત કે, તે મા મદ ભરીરે લોલ;
રૂપ શું કહુ હું આજ કે, કળા આવે નહીરે લોલ. ૪
દીસે વદન ઘણુ અતી ચંદ્ર કે, તે સોહામણુરે લોલ;
દેખી દાસ ચરણે લાગી કે, જાયે ભામણેરે લોલ. ૫
શીર છત્ર ધરયું કનકનુ કે, હીરે ઝળકતુરે લોલ;
બાંધ્યા ચોફેરે મોતીયો કે, લીબમ લળકતુરે લોલ. ૬
મુગટ શોભે હીરા હાર કે, અતી ઝળકતારે લોલ;

મોતી તોરા જગમગે સાર કે,તે બે ઢળકતારે લોલ. ૭
વેણા માથાની વાસુકી લાહાર કે, સોભે અતિ છાજતીરેલોલ;
બાંધ્યો ગોફણોગુગરી સારી કે, ઘણુ માગા જતીરે લોલ. ૮
તરસેથીયુ શોભે તંન કે, ઘણુ તુલ્યનુરે લોલ;
હીરા ઝળકે માણેક મંન કે, તે અમુલ્યનુરે લોલ. ૯
સેથે સિંદુર ભરો રોળ કે, ઘણુ શોભતીરે લોલ;
કુંમકુમ રોળ્યાં છે કપોળ કે, આડ્યો ઓપતીરે લોલ. ૧૦
બાંધી બંદી હીરા વિચિત્ર કે, તે ઝળકાર થુરે લોલ;
બાંધી પાવડીપો જડીત્ર કે, અતી ઢળકાર થુરે લોલ. ૧૧
ચોખ્મા ચોડ્યા ટીલા સાથ કે, ભણે પ્રેમનારે લોલ;
કીધાં અંજન દીસે આડ કે, તે નેન મહેરનારે લોલ. ૧૨
માની નાશીકા દીસે આજ કે, દીપક તુલ્યનીરે લોલ;
પેહેરી વેસર સહુ સાથ કે, વાળી અમુલ્યનીરે લોલ. ૧૩
લીલુ તાજનુ હડબચી ગાલે કે, ઘણુંછે માનમારે લોલ ૧૪
અધર રાતાંછે પ્રવાળ કે, બે સમાંન મારે લોલ;
દાડમ દંત પંકતી જગમગે કે, તે દીસે અતીરે લોલ;
રેખ્મો શોભે બે કનક કે, તે હીરે જડીરે લોલ. ૧૫
બીડાં પાંન કસ્તુરી સાથ કે, બરાસે અતી ભરચારે લોલ;
મધુર હાસ વદન કરી હાથ કે, મુખ તંબોળ ભરચાંરે લોલ.૧૬
ઝળકે ઝાલ્યો બે કુંડળ કે, કાંને અતિ અડચાંરે લોલ;
ચંદ્ર સુરજ દીસે બેય કે, શ્રવણે બે જડ્યારે લલો. ૧૭
કાંને જુમખ્માં નાશિકાંય કે, અતીસે હીરે જડચાંરે લોલ;
કપોળે બંધી તે શોભીય કે, તે જોઈ અડચારે લોલ. ૧૮
તુશી જુલતી બાંધી કંઠ કે, અતી પ્રેમથુરે લલો;
કંઠે કાંટલી જડીત્ર હાર કે, મોતી હેમથુરે લોલ. ૧૯
સેરો સાતનો ચંદનહાર કે, અતીસે ઢળકતોરે લોલ;
હીરે મોતીનો જડ્યો હાર કે, લીલમ લળકતાંરે લોલ. ૨૦
માળા હીમેલને દોરોય કે, તે સોના તણારે લોલ;
ગળે ઘરેણાં અતી થોક કે, ઘયુમલો ઘણા રે લોલ. ૨૧

બાંહે બાજુબંધછે સાર કે, બેરખાને ઘુઘરીરે લલો;
વાંક સોનાતણાં છે હાથ કે, પહેરયાં મન ધરીરે લોલ. ૨૨
હાથે ચુડલો જડીત્ર સાથ કે, જગમગ ઝળકતોરે લોલ;
હીરા ચુનીયો જડીત્ર અપારકે મોતીયો ઢળકતોરે લોલ. ૨૩
પહેરયા પોચી સાંકળાં હાથ કે, દીસે શોભતારે લોલ;
દશે આંગળીયોયે વેઢ કે, વીંટીયો ઓપર્તારે લોલ. ૨૪
સાંકળા સુના તણા છે હાથ કે, કડા હીંમે જડ્યારે લોલ;
પહેરયાં કંકણ વાડિયા સાથ કે,તે જુગતે અડયારે લોલ.૨૫
કેડે પાટી ઘુઘરી સાથ કે, કંદોરો રાજતીરે લોલ;
પાયે કલાં કાંબી પાસ કે, ઘુઘરી ગાજર્તારે લોલ. ૨૬
વાજે વિછુવા તોડા પાય કે, ઝમક ઝમકશુરે લોલ;
હીંડે મદભરી તે માય કે, ઠમક ઠમક શુરે લોલ. ૨૭
પહેરી સાડી ભાવીછે કોર કે, તે અમુલ્યનારે લોલ;
કંચુકી ધરીછે કનક કે, રતન તુલ્યનારે લોલ. ૨૮
હેવી આલંદી દીસે આજ કે, છે આણુંદમાંરે લોલ;
રંભા રતન કરે અવાજ કે, વાજે છંદમાંરે લોલ; ૨૯
શિવ સમાધી ધરી બેઠા તંન કે, બેસંધ્યાયમાંરે લોલ.
વિષ્નુ મોરલી વજાડે મંન કે, વાગે માંનમારે લોલ. ૩૦
નારદ વેણા ચહીને ઉભા કે, દીસે અતી મુંન્યમાંરે લોલ;
મુંલ શુંલહુ હું આજ કે, ભવાંનીના ભેદનેરે લોલ. ૩૧
મુએ શુ લહુ હુ આજ કે, ભવાંનીના ભેદનેરે લોલ;
આદ્ય શક્તિછે રાજ કે, અખંડ ગાય દેવનેરે લોલ. ૩૨
અંબા બહુચરછે એક કે, બહુચર અંબાજ્ય જોરે લોલ;
એ બે શક્તિયોછે એક કે, મંન પ્રમાણજોરે લોલ. ૩૩
ભેદ ભેદ નહી એક કે. એ સ્વરૂપછેરે લોલ;
ભેદો જાણ્યા તેને માત કે, તેય એકછેરે લોલ. ૩૪
અંબા બહુચર એલે રાસ કે, અતીશે રંગમાંરે લોલ;
ચોસઠ જોગણી મળી પાસ કે, સરવે સંગમાંરે લોલ. ૩૫
વાજે તાલ મૃંદગ અપાર કે, વેણા વાંસળીરે લોલ;

અજાઇ તોતળાને તુળજાય કે, આવ્યાં સહુ મળીરે લોલ. ૩૬
બહુચર કાળીકા અંબાય કે, આપો આપર્થારે લોલ;
ધાંમ આરાસુરમાં થાય કે, અંબા બિરાજતીરે લોલ. ૩૭
છાપો રંગ રાસ સહુ માત કે, છે ઉલ્લાસમાંરે લોલ;
તાળી આપે એક એક હાથ કે, પોતે હાથમાંરે લોલ. ૩૮
વરસે પુષ્પ વિમાનથી ત્યાંહ્ય કે, વરસાવે દેવતારે લોલ;
અઠ્યાશી રૂષી બેઠા જ્યાંહ કે, સદાએ સેવતારે લોલ. ૩૯
આ અખંડ રાસ એલાય કે, એલે અંબે માવડીરે લોલ;
દાસ મુની શીશ નમાવે કે, માની પાવડીરે લોલ. ૪૦
હરખે પ્રેમ નીત્યે ભાવે કે, તે ફરી ફરીરે લોલ;
ગરભવાસ જનમુ નહી કે, હુ ફરી ફરીરે લોલ. ૪૧
ધ્યાંન ધરીને ગરબો ગાય કે, ગાએ પરેમશુંરે લોલ;
નીત્યે પેમે ઉઠી સાય કે, એકે નીમશુંરે લોલ. ૪૨
જે કો અખંડ હાશે ગાય કે, પેમ અતિ ભરીરે લોલ;
તેને કરૂણા કરેછે માય કે, એવી ત્રિપુરેશ્વરીરે લોલ. ૪૩
સંવત ઓગણીસે ચાર કે, થયુ સહુ સારનેરે લોલ;
કૃષ્ણ અષ્ટમી રસાળ કે, ગુરૂવારે ગાયનેરે લોલ. ૪૪
ઉદો ઉદો શબ્દો થાય કે, તે બ્રહ્માંડમાંરે લોલ;
ઓછવ આનંદ કરાય કે, હેવો નવખંડમાંરે લોલ. ૪૫
નવરાત્રી એલેછે દેવી કે, સહુ આરાસુરમાંરે લોલ;
વિજ્યા દશમે જે જે હોય કે, ગયાં સહુ રંગમાંરે લોલ. ૪૬
એક એક માવ્યા તે સાથ કે, બાથો બાથમાંરે લોલ;
હશે મધુરં શું હાંશ કે તાળી દે હાથમાંરે લોલ. ૪૭
બેશી રથ એડ્યા છે માત કે, ગયા સહુ સહુ પુરેરે લોલ;
ઉતરે દેશે બેઠીતી માત કે, ગયા આરાસુરીરે લોલ. ૪૮
પુરેવ કાળી ગયા છે માત કે, માજી મલપતારે લોલ;
દક્ષણ તુળજા ગયાં છે માત કે, માજી હરખતારે લોલ. ૪૯
પશ્ચમ બહુચર માજી આવ્યા કે, આપો આપર્થારે લોલ;
સિંગાસને બેઠા માજી કે, અંબા બિરાજતારે લોલ. ૫૦

નાચે રંભા નીત્યે ગાન કે, બ્રહ્મા વેદનુંરે લોલ;
વાજે તાલ મૃદંગો તાન કે, છંદો ભેરનુંરે લોલ. ૫૧
ચાર દીશાયે બેઠી માત કે, માજી મદભરીરે લોલ;
જેજેકાર થયો બહુ ભાત કે, દ્રષ્ટી અમૃત કરીરે લોલ. ૫૨
વડનગરો બ્રાહ્મણ છે જાત કે, નાગર મને ગણો રે લોલ;
દાસ દાસનો છે દાસ કે, મુની તે અતી ઘણોરે લોલ. ૫૩

---

## ગરબો આણંદનો દેશફેરી.

અંબા મા દીઠી આણંદમાંજો, માના તેજ તણો નહી પારજો. અં.ટેક.
.માજી નવરાત્રિ કેરા દીનમાંજો, શુકલ અષ્ટમી આસો ગુરૂવારજો;
રથે બેસીને માજી સંચરચાંજો, દીઠા રાજનગરમોઝારજો. અં. ૧
માથે ધર્યા તે સોળ શણગાર તેજો, માથે પહેર્યાં તે અંબર સારજો;
નખ શીખ તે સોભા ઘણીજો, તેનો કોઈ ન પામે પારજો. અં. ૨
માજી બહુચર કાળીકા સંગછે જો, રથ સારથી ભૈરવ સારજો;
પુષ્પ સુગંધ અનોપમશુંજો, માને કંઠે અનોપર હારજો. અં. ૩
શું જાણુ ભવાંની કેરા ભેદનેજો, જેને નેતી નેતી કહે વેદજો;
વિષ્ણુ વિરંચી કળે નહિજો, ઈશ ન લહે કાંઈ ભેદજો. અં. ૪
માજી વદન માનુ મલકતુંજો, મધુર હાંશ ભરેચા તંબોળજો;
ટીલાં કીધાં તે ત્રણે સેરનાંજો, કીધી પીયળ કુંમ કુંમરોળજો. અં. ૫
માને બંદી કપોળે ઝળકતીજો, માને સેથે ભરચો સીંદુરજો;
દાંતે તે રેખ જડાવનીજો, ભરી કળા તે સોળ ભરપુરજો. અં. ૬
માના ધમક ધમક રથનો વેગછેજો, અશ્વ જોડ્યા તે બે અમુલ્યજો;
મધ્ય નિશાયે માજી સંચરચાજો, તેને કોઈ ન આવે તુલ્યજો. અં. ૭
ચોસઠ જોગણીમાં પુઠે ફરેજો, ઉદો ઉદો કરે જેજેકારજો;
દીસે તે દીપક જોતશું જો, દીશે જળહળને ઝળકારજો. અં. ૮
રાજનગર સોહામણું જો, આવી પોત પોતાને ધામજો;
ચાર પદારથ ત્યાં મળેજો, ધરમ અરથ મોક્ષને કાંમજો. અં. ૯
સીંઘાસન બેઠી મા મદભરીજો, બેઠી બહુચર કાળી માતજો;
ભૈરવ અષ્ટ આવી રહ્યાજો, ક્ષમા ક્ષમા કરે સહુ સાથજો. અં. ૧૦

છત્ર સોનાનું શીર ઢળકતુ જો, ઉડે ચમર ભૈરવ હાથ જો;
નવદુરગા ત્યાં આવીયાંજો, બેઠા સ્થાનક આપો આપજો. અં. ૧૧
હરીહર બ્રહ્મા આવીઆ જો, મરજાદ બેઠા ભરી માતજો;
નારદ હસ્ત વેણા ગ્રહી જો, કરે વેદતણુ ત્યાં ગાનજો. અં. ૧૨
ભજે તેની અંબા જાણજો જો, ચરણે રાખી એક મન જો;
વેદ વચન પ્રમાણજો જો, તજે કામક્રોધને અંન્ય જો. અં. ૧૩
અંબા અંબા કહે સહુ મુખથીજો, ગાએ સહુકો માનવી જંનજો;
પ્રેમે કરીને ભજે નહિજો, તેથી માને નહિ માનુ મન જો. અં.૧૪
લગન લાગે રસ પારને જો, ગાઈ વલ્લભ જન જે જાતજો;
પ્રેમે ભજો ભવાંની માતનેજો, તેનો જનમ સફળ આવારજો. અં.૧૫
નૃત થાયે વાજાં વાગે છંદમાં જો, બેઠી મતબાળી મદ પુરજો;
પુષ્પ વિમાને વરસી રહ્યાંજો, ઈંદ્ર આદ્યે આવ્યા સહુ સુરજો. અં.૧૬
રમઝમ ઠમક નાચે અપછરા જો; ગાય ગાંન છેદભેદ કરી માનજો;
ગાંધ્રવ હસ્ત વેણા ગ્રહીજો, વરસે અમ્રત મેઘ સમાનજો. અં. ૧૭
નીત્ય પ્રતી અખંડતા થાયછે જો, ઠમક ઠમક થૈકારજો;
તજે પોતે આપો આપથીજો, તેતો પ્રીત્યે અમૃત રસસારજો અં.૧૮
તેને તે દેવી સનમુખ થાયછે જો, મત ચરણે રાખી માંન જો;
આનંદમાં તે રહે સદા જો, પેમ સહિત કરે ગાનજો. અં. ૧૯
ભજે ભવાંની તે ભવમાતરે જો, કુળ સહિત પાવન થાય જો;
તિરથ ચોરાશી તેણે કરેચાંજો, સદા સુધા સીંધુમાં નાહાયજો. અં.૨૦
એમ અખંડ રંગ મે દેખ્યો સદાજો, કહે મુની બદરીનાથ ભાઈજો;
વડનગરો બ્રાહ્મણ ભણેજો, તેને કરૂણાછે અંબા આઇજો, અં. ૨૧

---

છંદ.

માત ભવાંની ભગમન ભવમે, સફળ જનમ તેરા;
મૈયા સફળ જનમ તેરા, મિટે ચોરાશીકા ફેરા. માત. ટેક
નર નારી સબ મીલકે આએ, ફરે પ્રાત ફેરા;
માજી ફરે પ્રાત ફેરા.
માનશરોવર નીરમળ નાવે, કરે દરશણ હેરા;

મિટે ચોરાશીકા ફેરા, માતભવાં. ૧

પ્રેમ ધરી પદ પંકજ પુજે, મહંમાયા કેરા;

માજી મેરી મહંમાયા કેરા,

નેહ ધરી નજરૂસે નહાળે, ધરે ધ્યાન નેહળા;

મિટે ચોરાશીકા ફેરા, માતભવાંન. ૨

પ્રાત સમે જો ચરન કમળસે, લગે લગન લહેરા;

માજીક લગે લગન લહેરા.

પાંચ પદાર્થ પલમે પાવે, કરે પાર બહેડા;

મિટે ચોરાશીકા ફેરા, માતભવાંની. ૩

રતન સીંહાસન ઝગમગ જોતે, બેઠી માત ડેરા;

માજી હો બેઠી માત ડેરા.

સાહે કરે મા રએ શરણુ જો, ગ્રહે હાથ છેડા;

મિટે ચોરાશીકા ફેરા, માતભવાંની. ૪

જો સમરે માતનકુ મનમે, માજીકુ લગે અષ્ટપેહેરા;

માજીકુ લગે અષ્ટપહેરા.

ધન ધન વાકી માત જનનકુ, મિટે ભવ ફેહેરા;

મિટે ચોરાશીકા ફેરા, માતભવાંની. ૫

કરે જાપ હરદુસે ભારી; ચરન મન ચહેરા;

માજી કે ચરન મન ચહેરા.

અષ્ટસિધ્ધ નવનિધ્ધ રહે જો, આંગન સુબેરા;

મિટે ચોરાશીકા ફેરા, માતભવાંની. ૬

જેજેજેજે મુખસે બોલે, હાથ ઘંટા ઘેરા;

માજી હાથ ઘંટા ઘેરા.

દાસ મુની જો પડા ચરન મે, નહિ કાળ હેરા;

મિટે ચોરાશીકા ફેરા, માતભવાંની. ૭

---

## દેશીફેર પદ.

તુજ બિન મેરૂ કોન દુખ ભાંજે, આરાસુરકે રાણીહો, બેવાર

આરાસુરમે આપ બિરાજો, પાવાઘડમે કાળીહો;

દક્ષણમે હે તુળજાભવાંની, ચુવાલ બહુચરબાળી હો. તુજ. ૧
મૃત્યુ લોકમે રાક્ષસ પ્રગટે, આરાસુર નામ ધારી હો;
તિનલોક દુખે હારન કારન, પ્રગટ ભયે મૈયા મેરીહો. તુજ. ૨
જબ જબ દુઃખ પડ્યો બિપ્રનકુ, તબ તબ કીની સાહે હો;
કહેતહે હિરાલાલનાગર, ચરનકમળ બલીહારી હો. તુજ. ૩

---

### છંદ.

અંબાસે કામ હેરે, બોલો સબ મતવાલે અંબારે;
અંબાસે કામ હેરે, હજી મૈયાસે કામ હેરે. ટેક.
દાંતાકે ડુંગર ભારી, ચાચરકી શોભા ન્યારી;
માએ પહેરી ચુદડી સાડીરે, અંબાસે. ૧
દુર ડુંગર મૈયા બિરાજે, છત્ર સોનાનું શીરપર છાજે;
મૈયા આસન બેઠી ગાજેરે, અંબાસે. ૨
સંઘવી સંઘ લેકર આએ, મન ગમતે ભોજન પાવે;
મૈયા રંગભેર રાસ રમાવેરે, અંબાસે. ૩
સુદ આઠમ રાણાજી આએ, મનગમતે પુજાપો લાએ;
નામે જાલમસિંગજી કાવેરે, અંબાસે. ૪
કર જોડકે મહાનંદ ગાવે, દુરસે લગત તોરે પાએ;
રેહો મૈયા મેરે પર સાહેરે, અંબાસે. ૫

---

### સંકટનુ દેશીફેર.

આવને વહેલીરે, અંબા તુ આવને વહેલી;
દુઃખ પડયું તારા દાસને, અંબા આવને વહેલી. ટેક.
ધોળકેથી હમો ચાલી આયા, આયા અમદાવાદ;
આદિતવારે અદાલત બંધિ, કેદમાં પુરયો દાસ. અં. ૧
સુખીઆનાં તમો સંગિછો મા, દુઃખના ભાગણ હાર;
હાથેથી કડીયો તોડાવી, બારસને સોમવાર. અં. ૨
અંત્રિક્ષથી ઉચકીને લીધો, લીધો આરાસુર માંહે;
સંગ પહેલા માયે દરશણ દીધાં, પ્રસંન થઈ તુ ત્યાંહે. અં. ૩

આરે સુરમાં આપ બિરાજે, દક્ષણમાં ખોડિયાળ;
પુરવમાં અજાઈ બિરાજે, સામા ખટુક બાળ. અં. ૪
સામો ગબડગોખ કહિયે, પાછળ કોટિશ્વર કૈલાસ;
મોટામોટા જોગી રહેછે, સરસ્વતીનો વાસ. અં. ૫
ચાચરે ગણપતી બિરાજે, સંભુ સામા દેવ;
વહેરાઈ માજી બેઠા પોતે, કરૂ તેની સેવ. અં. ૬
કરે જળ લોટો લઈ જઇયે, માનસરોવર નાહ્ય;
જનમજનમના પ્રાશ્ચિત જાય, આવી પ્રણાંમ કરાય. અં. ૭
જોડી હમારી ખાંડી થઈ તુ, બેઠે સમરથ સાહ્ય;
અડધીરાતની નોબત વાગી, તુ વહેલેરી આવ્ય. અં. ૮
દાંતા કેરે ડુંગરે મૈયા, મોટો તારો વાસ;
કરજોડીને કહેછે વાવત્ર, હુંછુ તારો દાસ. અં. ૯

---

### થાળ ખવત ગાવાનું.

પ્રાતઃસકાળેરે કરૂણાવતી, મા તારૂં કન્યા સ્વરૂપ;
તેજે ત્રિભોવન મોહિ રહ્યાં, મોહ્યા ભલારે ભુપ.
છેડે વળગ્યોછુ માત શામને, મા તે મહેલ્યો કેમ જાય;
અંબા મહેલ્યો કેમ જાય, આરાસુરની હો રાય.
ગરૂવાગડની હો રાય, મહા મતબાલી હો રાય;
કર સાહિને કરૂણા કરો. ૧
મધ્યાનેરે મચ્છર ઘણો, મા મતબાલી હો રાય;
ચોસઠ કુપ મદ્ય ભરયા, પાન કીજે મોરી માય;
છેડે વળ૦ મા તે મે૦ અંબા૦ આરા૦ ગરૂવા૦
મહા મત૦ કર સાહિને કરૂણા કરો. ૨
સાયંકાળેરે સુંદરી, મા તારૂ વૃદ્ધ સ્વરૂપ;
ચોળી પહેરી ચંપાવતી, પેહેરયા નૌતમ ચીર;
ઉભા સરસ્વતી તીર, છેડે વળગ્યો છુ માત શામને.
મા તે મે૦ અંબા૦ આરા૦ ગડવા૦ મહામ૦
કર સાહિને કરૂણા કરો. ૩
મહિષાસુરને રે મારવા, ચટપટ ચાલ્યા હો રાય;

અવની ભારે ધ્રુજી રહિ, શેશ સહ્યો ન જાય.
છેડે વ૦ મા તે મે૦ અંબા૦ આરા૦ ગડવા૦ મહામ૦
કર સાહિને કરૂણા કરો. ૪

તારૂ ધ્યાન સુરીનર ધરે, મુનીવર જપતા હો જાપ;
તેને ધ્યાને આવો નહિ, કાલાઘેલાની માત.
છેડે૦ મા તે મે૦ અંબા૦ આરા૦ ગડવા૦ મહામ૦
કર સાહિને કરૂણા કરો. ૫

જે ગાએને જે સાંભળે, તેની અંબા પુરે આશ;
દાસ શીવાનંદ એમ ભણે, રાખો ચરણની પાસ.
આંપો અવિચળ વાસ, છેડે વ૦ મા તે મે૦ અંબા મે૦
આરાસુ૦ ગડવા૦ મહામ૦ કર સાહિને કરૂણા કરો. ૬

---

## દેશીફેર.

(મા)ધનધન આરાસુરની રાણી, અંબા ચાર જુગમાં જાણી ટેક.
(મા)હોડણ પહેરણ લીલા ચરણા, જંમા વેળા થાયરે મા (૨)
પ્રાતસકાળે દરશણ દ્યો ત્યારે દીસો નાનાબાળરે. ધન. ૧
(મા)સોના કેરૂ છત્ર બિરાજે, દશ આંગળીએ વેહેડરે મા (૨)
મધ્યાને જ્યારે દરશણ દ્યો ત્યારે, દીસોછો આવેરરે. ધન. ૨
(મા)સાયંકાળે થાય આરતી, વાગે મરદંગ ચંગરે મા (૨)
સાયંકાળે દરશણ દ્યો ત્યારે, દીસો ઘરડે અંગરે. ધન. ૩
(મા)સેવા કરે બ્રાહ્મણ વાણીઆને, સહુકો સંગે જાયરે મા (૨)
કરજોડીને કરે વિનતિ, રાંક અંબાઇદાસરે. ધન. ૪

---

## દેશીફેર.

મહંમાયા (૨) દેવિ બ્રહ્માણી રૂદ્રાણી, મહંમાયા. ટેક.
સતયુગ દ્વાપર ત્રેતા કળયુગ કવી ભેદ નહિ પાયા,
દેવિ બ્રહ્માણી રૂદ્રાણી, મહંમાયા (૨) ૧
બ્રહ્મા વેદ ભણે તોરે આગે, શંકર ધ્યાન ધરાયા.
દેવિ બ્રહ્માણી, રૂદ્રાણી, મહંમાયા (૨) ૨

નારદ નૃત્ય કરે તોરે આગે, કાનડ બેન બજાયા;
દેવિ બ્રહ્માણી, રૂદ્રાણી, મહંમાયા (૨) ૩
કરદુલભ સુલભરે મૈયા, વલ્લભ જસ ગુણગાયા;
દેવિ બ્રહ્માણી, રૂદ્રાણી, મહંમાયા (૨) ૪

---

## આરતી.

જે જે અંબેમાત, જે આરાસુરી આઈ મા જે૦
નીતાંબર અતી સુંદર (૨) કીધાં સુખદાઈ. જેજે અં૦ ૧
આદ્ય માતા તુ આપ, અંબે તુ આઈ; મા અં૦
સુરીનર મુની આરાધે (૨) મંછા સુખદાઈ. જેજે અં૦ ૨
ચંડમુંડ ચકચુર, કીધા ક્રોધ આણી મા કીધા૦
દેવ કારજ સિધ્યા (૨) મા તે મન જાણી. જેજે અં૦ ૩
શંકર વસે સમશાન તુજ કારણ માતા મા તુજ૦
કૃપા કરીને રાખ્યા (૨) કંઠે વિખ ખાતા. જેજે અં૦ ૪
બ્રહ્મા ચતુર વદન ગુણ ગાયે તારા મા ગુણ૦
વનમાળી અતી મોહન (૨) મોરલી વેણુ સારા. જેજે અં૦ ૫
વિનવે મંછારામ, કર સંપુટવાળી મા કર૦
ભલે પધારયા માજી (૨) કોણ વેળા વાળી. જેજે અં૦ ૬
મોતીડે વધાવુને મંગળ ગાવુ, અંબામાને વારણે જાવુ;
તાલપખાજ વેણાજંત્ર વાગે, આ શોભા મારી અંબામાનેકાજે.
આરતી કીજે અંબા નવનિધ દીજે,
નરત કરેને ઉદોઉદો ગાયમા, ઘોળોભગત માને વારણેજાયેમા.

## શિવાનંદની આરતી.

### આરાસુરી અંબાની.

જેદેવી જેદેવી જે અંબે આઈ, મા જે અંબેઆઈ;
આદ્યશક્તિ તુ અંબા, (૨) આરાસુર આઇ. જેદેવી. ટેક
ચોખંડે તારૂ નામ, વ્યાપક તુ માતા મા વ્યા.
વિષ્નુ વિરંચિ શિવજી, (૨) ગુણ તારા ગાતા. જેદેવી. ૧
મહાદેવ પાખ્યા દૈત્યો મારયો, કપટી નાખ્યા કુટી; માક.

તુળજા તારા ત્રિપુરા, ( ૨ ) ત્રિભોવન મા મોટી. જેદેવી. ૨
મા બરદ પોતાનુ પાળે, તુ બહુચર બાળી; માતુ.
મહા કાળને કંપાવે, ( ૨ ) માતા તુ કાળી; જેદેવી. ૩
હિંગળાજ હિંગોળી માતા, અગણીત ગુણ દીઠા માઅ.
નપુશક કીધા પુરૂષ, ( ૨ ) માતા તેં કીધા. જેદેવી.૪
મારકંડે મહિમા ગણ્યો, સચરાચર સાચી; માસ.
તારા ગુણને ગાતા, ( ૨ ) શિવાનંદ રાજી. જેદેવી. ૫

---

## શિવશકિતની આરતી ( નંદા આનંદા માતાની. )

જે આદ્યા શકિત મા જે આદ્યાશક્તિ, ટેક.
અખંડ બ્રહ્માંડ નીપાવ્ય, ( ૨ ) પડવે પંથક મા. જયોજયો. ૧
દ્વિતિયા બે સ્વરૂપ, શિવશકિત જાણુમા. શિવ.
બ્રહ્માં ગુણપતી ગાવુ ( ૨ ) હરી ગાવુ હરીમા. જયો જયો. ૨
તૃતિયા ત્રણ સ્વરૂપ, ત્રિભોવન મા બેઠા મા. ત્રિભો.
ત્રય સ્થકી તરવેણી, ( ૨ ) તુતરવેણી મા. જયો જયો. ૩
ચતુરા મહાલક્ષ્મીજી, સચરાચર વ્યાપ્યા; મા સ૦
ચાર ભુજા ચોદશા, (૨) પ્રગટ્યાં દક્ષિણમાં. જયો જયો. ૪
પંચમી પંચ રૂષી, પંચમા ગુણ પદમા, મા પંચ૦
પંચ સહસ્ત્ર ત્યાં સોહિયે, (૨) પંચે તત્વે મા. જયો જયો. ૫
શષ્ટી તું નારાયણી, મહિષાસુર માર્યો, મા મહિ૦
નર નારીને રૂપે, (૨) વાપ્યા સઘળે મા. જયો જયો. ૬
સપ્તમી સપ્ત પાતાળ, શેવી ત્રી સંત્તા, મા શે૦
ગૌ ગંગા ગાયત્રી, (૨) ગૌરી ગીતા મા. જયો જયો. ૭
અષ્ટમી અષ્ટ ભુજા, નંદા આનંદા, મા નંદા૦
સુરીનર મુનીવર જન્મા, (૨) દેવ દૈતે મા. જયો જયો. ૮
નવમી નવકુળ નાગ, શેવે નવદુરગા, મા શેવે૦
નવરાત્રીના પુજન, (૨) કીધાં છે બ્રહ્મા. જયો જયો. ૯
દશમી દશ અવતાર, જય વિજીયા દશમી, મા જય૦
રાંમે રાંમાં રમાડ્યાં, (૨) રાવણ રોળ્યો મા. જયો જયો. ૧૦

એકાદશી અગિયારશ, કાત્સાયની કામા, મા કા૦
કામ દુર્ગા કાળિકા, (૨) શામાને રામા. જયો જયો. ૧૧
બારશે બાળા રૂપ, બહુચરી અંબા, મા બ૦
બટુક ભૈરવ સોહિયે, (૨) તારે છે તુંજમા. જયો જયો. ૧૨
તેરશે તુળજા રૂપ, તુ તારણી માતા, મા તુતા૦
બ્રહ્મા વિષ્ણુ સદાશિવ, (૨) ગુણ તારા ગાતા. જયો જયો. ૧૩
ચઊદશે ચઊદ રૂપ, ચંડી ચામુંડા, મા ચંડી૦
મારકંડે વખાંણ્યાં, (૨) ગાઈ શુભ કવિતા. જયો જયો. ૧૪
પુનમે પુન્યકરી સ્થંભાવી નગરી મા, સ્થંભા૦
વશીતે માંહિ વખાણી, (૨) સુણી કરજો કરુણા. જયોજયો. ૧૫
સંવત સત્તાવન, સોળે તિથિ ભાવે મા, સો૦
સંવત સોળે પ્રગટ્યાં, (૨) રેવાની તીરે. જયો જયો. ૧૬
શિવ શક્તિની આરતી, જે ભાવે ગાશે મા, જે૦
ભણે શિવાનંદ સ્વામી, (૨) સુખ સંપત થાશે. જયો જયો. ૧૭

---

## રાગ સોહિણી.

પુજન પારાનું કરિયે,
અર્દ્ધ નિશા સમેરે, પુજન. ટેક.
માન શરોવર સ્નાન કરીને,
આઈ ચરણે ચીત્ત ધરીએ. અર્દ્ધ૦પુજન. ૧
કુંમ કુંમ ચંદન ધુપ દીપશું,
પુષ્પાક્ષત આવર્રીયે. અર્દ્ધ૦ પુજન. ૨
મદુરાંમ પુષ્પાંજળી ભણીને,
ગાયત્રી ભજી ભવ તરીયે, અર્દ્ધ૦ પુજન. ૩

---

## સોહણીકાલીંગડાની દેશી.

મુજરો માનજો મહારો, હે બાળાત્રિપુરારે;
મુજરો માનજો મહારો. ટેક.
અવગુણ ભરીઓ અંબે શરણે છુ,

જેવા તેવા મા તહારો. મુજરો. ૧
કોટી તીરથ જપ સાધન કીનો,
જનુની ભજેથી જ જેવારો. મુજરો.
ભવ સાગરમાં બુડતો અંબે,
કર ગ્રહીને ઓધારો. મુજરો. ૩
જદુરામ દાસને મન વસ્યા માતા,
તમથી ભયો અજુવારો. મુજરો. ૪

---

### રાગકાફી.

શરણે આએકિ રાખો લાજ,
હો મૈયા તોરે શરણુ આએકિ રાખો લાજ ટેક.
વણીક વિમળસીને રાજ કરાવ્યું,
જુગ વાણી વિખ્યાત. શરણુ. ૧
ભાવે કુભાવે જનુનીને સેવા,
તેના સરીઆ કાજ. શરણુ. ૨
દાસ વલ્લભ ભટ કહે કરજોડી,
મહેર કરો મહારાજ. શરણુ. ૩

---

### જંગલો.

અંબે નામ તણી લહે લાગી. ટેક.
સચરાચરની શોભા વૈભવ,
દેખી સુણી સબ ત્યાગી. અંબે. ૧
જદુરામ દાસ જનુનીને જોતા,
વારી જાવુ વરણાગી. અંબે. ૨

---

### ઉપરપ્રમાણે.

ભગવતી ભાવ ધરી મન ભજીએ, ટેક.
કાંમી ક્રોધી લોભી દુરીજન,
તેને તો દુર થકી તજીએ. ભગ. ૧

જદુરામ દાસ હેતુ જાણીને મા,
જક્તજનુનીને જાચીએ. ભગ. ૨

---

પદ.

ભવ ભય નાશની ભજો ભગવતી ભાવેરી, ટેક.
અવર નારી નર નીર વલોવે મા,
હાંહારે તેથી નવનીધ પાવે રી. ભવ. ૧
રાંક રાત દીન રેત પીલે છે,
તેથી તેલ ન આવેરી. ભવ. ૨
પાઠ પુજન આધાર શક્તિનો,
આજ વેદ બતાવેરી. ભવ. ૩
વીક્ષતારણ સરવે ગીરીવર ગીરજા,
ત્યારૂ નજરે ન આવેરી. ભવ. ૪
જદુરામ દાસના અંતરમાં ઇશ્વરી,
વાણી થૈને બતાવેરી. ભવ. ૫

---

ઠુમરી બિહાગની દેશી.

સુખ તણી દાતા અંબે મોરી માતા,
સમરે સદા સુખી તાથા, સુખ. ટેક.
માને પારે હોમહવન થાએ,
બ્રંહ્મ ભોજન ઘણા થાતા. સુખ. ૧
દેશદેશના સંગજ આવે,
નાગર મંડપે સોહાતા. સુખ. ૨
અંબાનોલાલ કહે કર જોડી,
નિશદીન આઈ ગુણ ગાતા. સુખ. ૩

---

સોરઠ.

મુને પ્યારી લાગેછે અંબે માત, ટેક.
ચાતૃક મોર બપૈયા ચંદ્રક,

જેમ બાદલ બરસાદ. મુને પ્યા. ૧
અષ્ટ પોહોર આઇની છબી નીરખત,
નીશદીન પળ સમ જાત. મુને પ્યા. ૨
જદુરામ જન ચરણ રજ ચાહત,
ધન ધન આજુકી રાત. મુને પ્યા. ૩

### ઉપર પ્રમાણે.

માજી તારા પારાનો પ્રબળ પ્રતાપ, ટેક.
વિશ્વામિત્રને બ્રહ્મ પદ આપ્યુંમા,
જુગ સચરાચરે છાપ. માજી તારા. ૧
ક્રોડ કામ ભક્તોના કીધામા,
માજી આપો આપ. માજી તારા. ૨
જદુરામ દાસ કહે કર જોડીમા,
માજી વધારો માપ. માજી તારા. ૩

### પરભાતિઆં.

જાગોને અલબેલી અંબા, દેવી ડુંગર વાળીરે, ટેક.
પ્રાતઃસકાળે માથે પેહેરી પાવડી, કનક કળસ કર ઝારીરે.
અમર વેલનો કટકો લઇને, આવ્યાંછો લટકાળીરે. જાગો. ૧
ચાલીને ચાચરમાજ આવ્યાં, બેઠાં બાજઠ ઢાળીરે,
મુખડાં પખાળીમાયે સુખડાં કીધાં, દુખડાં નાંખ્યાં કાપીરે.જા.૨
ચાંલો ચળકે હીરા ઝળકે, નાકે વેસર વાળીરે,
ઝાળ ઝબુકે માને ઝમણા લળકે, આંખલડી અણીયાળીરે.જા૩
આવીને આંગણીએ ઉભાં, દેવી દીન દયાળીરે,
અરૂણઉદે થયો આગના આવી, અવનીબદ્ધ અજવાળીરે. જા. ૪
કર કંકણ ચુડી કટી મેખલા, ટીલડી આણંદકારીરે,
દાસ કીશોર કહે હરખી નરખી, સાહ્ય કરો સંભાળીરે. જા.૫

---

હુંતો પાય પડુ પરમેશ્વરીને, મારા પ્રાણ થકી પ્રીત્યે.
પુરૂષ પ્રેમદાના પાપ પ્રજાલણ, પાલણ પ્રતીત્યે. હુંતોપાય. ટેક
નરક નીવારણ નામ નારાયણી, જોજન લે નીત્યે,
ત્યાહલ કરે નરનાર સંસારમાં, રાખી રાજરીત્યે. હુંતોપાય. ૧

બ્રાહ્મણ થઇને ભજ્યો નહીં ભવાંની, ચાહી ચોખ્ખે ચીત્યે,
બહુચર બુધ પ્રસીદ્ધ કીધો, ભટ વલ્લભને રીત્યે. હુંતો પાય. ૨

---

શીશ નામુ સલખન પુરરાણી, સાચી મેને જાણી.
સુખે સંસારનું તારણ શક્ત, તે વેદવદ વાણી. શીશ૦ ટેક.
ભાવ કુભાવ સુભાવશુ શેવે, જે જન બ્રહ્માણી,
જીવન મુક્ત તે જીવન જકતમાં, તે કરેચાં કલ્યાંણી. શીશ૦ ૧
આદ્ય અનાદ્ય અગાધ ઇશ્વરી, વિશ્વે વખાણી,
બ્રાહ્મણ થઇને વિના અક્કલે, ભટ વલ્લભે વખાણી. શશી૦૨

---

હુંતો નીચો નમી યમસ્કાર કરૂં, ન ભવાની વીના કહેને.
જળ થળ યંત્ર લોકનું દૈવત, એ યશછે એહેને. હુંતો ની૦ ટેક
ઇશ્વરી વીશ્નુ વિરંચી નીરંતર, આરાધે એહેને;
વેન પુરાણ શાસ્ત્ર સાખદે, તો ભજવું એહેને. હુંતો નીચો૦ ૧
એહેવી જકતજનેતાની ભક્તિવીના, ન જણાયે ગત કેહેને;
વલ્લભ ચીત ચળ્યું નીરખી, ગોખ ચાચરને ચેહેને. હુંતો ની૦ ૨

---

ભજો માત અંબિકાને ભાવશું ભવાંની,
ન પુરૂષને વુરૂષ કરેચા, પ્રથમ એ નીશાનીરે. ભજો મા૦ ટેક
શક્તીને વશ્ય જકત સરવ, સુરીનરમુની ગ્યાનીરે;
શક્તી ગમે ચળે ગર્જ, ચળે ધર્મ ધ્યાનીરે. ભજો માં૦ ૧
અવર દેવ અરજ કરે, એન કરે હાંનીરે;
સમર્યાં બધ કાજસરે, વાત સુણે છાંનીરે. ભજો મા૦ ૨
ભીડ ભાગી ભુરને ભુતળ, ભલાં ભલાંનીરે;
ભટ વલ્લભની વાત માની, માત મેહેરબાની, ભજો મા૦ ૩

---

અંબીકાજી માત ભજે, ભવની ભીડ ભગે;
ઇંદ્ર ઇશ વીશ્નુ અજે, જો ઉગારચા આગેરે. બહુ. ટેક.
નરને નારીએ વીચારી, પ્રેમ પાએ લાગેરે;

સકુળ સમદ્ધ આપે સારી ઘેર નીશાણ વાગેરે. બહુ. અં. ૧
આદ્ય અંત્ય અમર કરે, ચરણે ચીત લાગેરે;
અધમ બુધથી ઉધરે, દુઃખ દરીદ્ર ભાગેરે. બહુ. અં૦ ૨
ક્રીપા સીંધુ ક્રીપા કીજે, ઇશ્વરી અથાગેરે;
ભટ વલ્લભને ભક્તી દીજે, એ ભવોભવ જાગેરે બહુ. અં ૩

---

## ગરબી.

અલબેલી અંબેમાત, જોવાને જઇયે,
બરદાળીરે બહુચરમાત જોવાને જઇએ, ટેક.
જોવા જઇએ મા સુખીયાં થઇએ, આરાસુરમાં રહીએરે;
આપઆપણા મનની અવસ્થા, અંબે આગળ કહીએ,જો. ૧
આરાસુરમાં અંબા બીરાજે, પાવાધ્રડમાં કાળીરે;
દક્ષણમાં તુળજાભવાની, ચૌવાળ બહુચરબાળી. જો. અ. ૨
માને પારે હવન થાયને, ચીરચુંદડી હોમાયરે;
બ્રાહ્મણ સઘળા વેદ ભણે ત્યાં. માનુની મંગળ ગાય.જો. અ. ૩
આંધળાને આંખ્ય આપે, પાંગળાને પાયરે;
નીરધનિયાને ધંનજ આપે, આપે પદારથ ચાર. જો. અ. ૪
માનેપારે જે કોઇ આવે, તેની પુરે આશરે;
કરજોડી કહે બળીયો પાવાઈ, હુંછું તારો દાસ. જો. અ. ૫

## ગરબી.

અલબેલીરે અંબેમાત, દરશણ કરવાને,
બરદાળીરે બહુચરમાત, દરશણ કરવા. ટેક.
દરશણ દીજે કારજ સીજે, હુંછુ તારો દાસરે;
કરગરી કરગરીને કહુછુ, દો દરશણ ઉલ્લાસ. દરશણ દીજેરે અ.૧
અદભુત મા સીંહાસન બેઠી, ઝળહળ ઝળકે જોતરે;
કમળમુખ કમળદળલોચન,રક્ત અરૂણ ઉદ્યોત.દરશણદીજેરેઅ.૨
મહી મંડળ જગતમાં સરવે, સેસ શત સુર સંસારે;
બ્રહ્મા વિશ્નુ ઇંદ્ર જોગેશ્વર, લેશ ન પાંમે પાર. દરશણ. અ. ૩
અદભુત રૂપ અલોકીક અંબે, મુખ શરદ શશિ ઇંદુરે;

ભાલ ભ્રગુટી વાંકી ભ્રમર, મધ્યે લળકે બીંદુ. દરશણ. અ. ૪
કેસરી તીલક છે ત્રણસેરનું, તીલડીનો ઝળકારરે;
કાંને કુંડળ ઝાલ ઝબુકે, અરક ઈંદુ લલકાર. દરશણ. અ. ૫
ઝરકશી અંબર અંગે પેહેરયાં, ચોળી ઝળહળ જોતરે;
રતનસીંહાસન આપબીરાજો, વિજતણો ઉદ્યોગ. દરશણ. અ. ૬
નવશત આભ્રણ અંગે ધરીયાં, સોળકળા ભરપુરરે;
ખરી માત તું બારચારમાં, ભેદ શું જાણે સુર. દરશણ. અ. ૭
અંજન દીસે નેન મહેરનાં, વરસે અમૃત ધારરે;
દાસ મુની કહે ચરણે નામું, ઉતારો ભવ પાર. દરશણ. અ. ૮

## મહીના-અરજી.

મહારારે સ્વામી બોલોની વાલા—એ રાગ.

ચાલો ચીત ચાચરમાં જૈયે, અરજી તો મારી અંબાવને કહીયે.
માજીવિના કોને જૈ નમીયે, ચાલો ચીત ચાચરમાં જૈયે. ટેક.
માં કારતકે કીરતી તહારી જાણી, આવોને આરાસુર રાણી.
દયા કર દીન તારો જાણી, ચાલો ચીત ચાચરમાં જૈયે. ૧
માં માગશરે મંન થયુ ગાંડુ, પાપી દોષ આવી પડ્યું આડુ;
તેને ચીત ચોરી લીધું મહારૂં, ચાલો ચીત ચાચરમાં જૈયે. ૨
માં પોસે પાયો પ્રેમ તણો પ્યાલો, સ્નેહ તુજ સાથે બાંધ્યો ગાંડો;
અંબા આદ્ય અંત લગણ પાળો, ચાલો ચીત ચાચરમાં જૈયે. ૩
માં મહાયેતો મોહ મદિરા પીડે, વારૂ તો એ વાંકી વાંકી હીડે;
અંબાવિના કોણ પાડે ચીલે, ચાલો ચીત ચાચરમાં જૈયે. ૪
માં ફાગણે ફોગટ છે માયા, જુઠી જાણું કાચી છે કાયા;
સાચી મહારી જુગતની જાયા, ચાલો ચીત ચાચરમાં જૈયે. ૫
મા ચૈતરે ચરણકમળ તહારૂ, ભમે ચીત ભમર પેરે મહારૂ;
નએથી તે શીખ્યા લગણ ભાળુ, ચાલો ચીત ચાચરમાં જૈયે. ૬
માં વૈશાખે વિશ્વ રહ્યું વ્યાપી, દયાળુજી દુઃખ નાખો કાપી,
રાખો ચીત ચરણ કમળ સ્થાપી, ચાલો ચીત ચાચરમાં જૈયે. ૭
માં જેઠે ઉંડ થકી પડીયો, ભવજળ સીંદુ પુર ભરીયો,
મૈયા પાસે કાદવનો કળીયો, ચાલો ચીત ચાચરમાં જૈયે. ૮

માં આસાડે આસ ઘણી ધરીએ, પડ્યો પ્રાણી સાગર ભરદરીએ,
અંબા તારા નામ થકી તરીએ, ચાલો ચીત ચાચરમાં જૈયે. ૯
માં શ્રાવણે સોધ લેજો માહારી, ભરોસોછે અંબાનો ભારી;
કે સનમુખ શેવા કરૂ તાહારી, ચાલો ચીત ચાચરમાં જૈયે. ૧૦
માં ભાદરવે મે નાખ્યો ભાગી, બરદાળી બરદ તારા પાગી.
અપરાધ મારાં ક્ષમાકરો સાંખી, ચાલો ચીત ચાચરમા જૈયે. ૧૧
માં આસોએ આણંદ અડીયો, ભવજળ સીંધુ પુરણ તરીયો.
સેવક માને ચરણે જૈ નમીયો, ચાલો ચીત ચાચરમા જૈયે. ૧૨
મહિના તો થયા પૂરણ બારે, શિખે સુણે નર ને નારે.
અંબા આપે પદારથ ચારે, ચાલો ચીત ચાચરમા જૈયે. ૧૩

## ઉપર પ્રમાણે.

મારૂરે મન માન્યુ માજી સાથે, બહુચર મૈયા બીરાજે માથે. ટેક
વદન છબી શરદ શશી જેવી, કવીરે જન કહી નશકે તેહેવી. મા ૧
માયે પેહેરયાં ચરણાને ચોળી, સાડી રંગ કેસરમા બોળી. મા, ૨
કોટીરે કષ્ટ કરૂણા કરી કાપ્યાં, અભેદાન ભગતોને આપ્યાં. મા. ૩
માજીરેછો જગત તણી જાતા, દેવીદીન દલસુખની દાતા. મા. ૪

## ગરબી.

અલબેલીરે અંબેમાત જોવાને જઇયે. એ રાગ
હુંતો વારીરે અંબે માત, તારા લટકાને;
હુંતો વારીરે બહુચરમાત, તારા લટકાને. ટેક.
લટકે રૂપે થઇ બ્રહ્માણી, નીપજાવ્યો સંસારરે;
લટકે રૂપ ધરયું રૂદ્રાણી, જક્ત કારણ સંહાર, તારા લ. હું. ૧
લટકે વૈશ્નવી પોતે પ્રગટી, કરવા સૃષ્ટી પાલણરે;
લટકે મેહેરાવણને મથીયો, કાઢ્યાં ચૌદ રતન. તારા લ. હું૦ ૨
લટકે મોહીની રૂપ ધરીને, દાનવ મોહ પમાડયારે;
લટકે અમૃત સુરોને પાયુ, લટકે સહુને ભમાવ્યા; તારા લ.હું૦ ૩
લટકે મથન કરી વીખ કાઢ્યું, દહન થતા ત્રૈલોકરે;
લટકે શીવ રૂપે વીખ પીધું, સહુના ઉતરયા શોક; તારા લ.હું૦ ૪
શુંભનીશુંભ મહીષા સુર સરખા, મહા બળીયા તતએવરે;

લટકે અસુર સંહાર કરીને, ઉગારયા સહુ દેવ; તારા લ. હું૦ ૫
લટકે ધર્મની પાયા બાધી, પ્રગટ કરી ચાર વેદરે;
લટકે ભક્ત મનોરથ પુરયા, ટાળ્યા સહુના ખેદ, તારા લ. હું૦ ૬
લટકે શ્વેતગીરી તજી આવ્યાં ગોખે બીરાજો આપરે;
દાતા રૂપ ધરીને હરવા, નીજ જનના સંતાપ; તારા લ. હું૦ ૭
લટકે વાત વીખ્યાત જગતમાં, મેરીનો કીધો મર્દરે;
લટકે ચોકે ચૌંવાળે વશીયાં, દરદીના ટાળ્યા દર્દ; તારા લ.હું૦ ૮
લટકે નામ લેતા મહા પાપી, તારાજન અવલેખારે;
લટકે જોઈ સાંકળેશ્વર ભાગ્યની, પ્રગટી કુંમ કુંમરેખા, તારા.હુ.૯

**ગરબી.**

સલખનપુરની રાણીરે, જાણી બધા જગતમા જેને; સલ. ટેક
વેદ વીરંચીયે વર્ણવ કીધાંમા, મારકંડ મુનીયે વખાણીરે;
જાણી બધા જગતમા જેને, સલખન પુરની રાણી. ૧
સર્વે શાસ્ત્રમા સમર્થ રહ્યાછો મા, વ્યાસે પુરાણોમા પ્રમાણીરે;
જાણી બધા જગતમા જેને, સલખન પુરની રાણી. ૨
ભુતળ ભુરને જાણ્યા ભટજી, માં વદીયા તે પ્રાક્રમ વાણીરે;
જાણી બધા જગતમા જેને, સલખન પુરની રાણી. ૩
કેહે દલસુખ એ વૈભવી શક્તીમા, તું બ્રહ્માણી રૂદ્રાણીરે;
જાણી બધા જગતમા જેને, સલખન પુરના રાણી. ૪

**રાગ ઉપર પરમાણે સંકટનું.**

આવ્યાં સંકટ ટાળોરે, વ્યાહળો નીજદાસ ભણેરે મા.આવ્યાં.ટેક
શેવક જન શરણાંગત આવ્યોમા, કૃપા દ્રષ્ટી કરી ભાળોરે.
વ્યાહળો નીજદાસ ભણેરેમાં, આવ્યાં સંકટ ટાળો. ૧
કાળ તણાછો તમો કાળ કપાળિમાં, જમને આવતાં બાળોરે;
વ્યાહળો નીજદાસ ભણેરે માં, આવ્યાં સંકટ ટાળો. ૨
ભવ સઘળો તે જાયે ભગતી કરતાં માં, એક દીનમાં સર્વે વાળોરે
વ્યાહળો નીજદાસ ભણેરે માં, આવ્યાં સંકટ ટાળો. ૩
કેહે દલસુખ એ બેઉ કરજોડી માં, એક તમારો ઓશીયાળોરે;
વ્યાહળો નીજદાસ ભણેરે માં, આવ્યાં સંકટ ટાળો. ૪

## રાગ ગરબી. સોહીણી. ( અરજી ).

છબીલીમૈયા સજ્જન પુરની રાય, અરજ એક સાંભળો મોરીમાય. ટેક.
માજીરે તારૂ બરદાળીછે નામ,ધ્રેવક શીર છાજતાં મોરી માય. છ ૧
માજીરે કીધાં ભગત તણા બહુ કામ,ગોખમારે ગાજતાં મોરીમાય.છ.૨
માજીરે પુજા કરવા સામગ્રી સાથ, છાબ ભરી લાવસુ મોરીમાય.છ.૩
માજીરે કુળી મળનુ તે પાપ સમુળ, કૃપાકરી કાપીયે મોરીમાય. છ. ૪
માજીરે મારે દિવસ દીવળીનોઆજ,આણંદછે અંગમાં મોરીમાય.છ.૫
માજીરે કાપીકુબુધી સુબુધી આપોમાત,દાસત્રિભોવનને મોરીમાય.છ.૬

## માતાજીનો છંદ.

અંબેમૈયા તુ રખવાલી, સકલ ભુવનકી તુ દાતા;
ક્યાકરૂ બરણુવ આદ્ય ભવાંની, બેર બેર તેરા ગુનગાતા.ટેક
રતન સિંહાસન જગ મગ જોતે, બેઠી આરાસુર રાંણી;
કરજોડી મા કરૂ વીનતી, દીન દયાળી મન જાણી;
સીર કંચનકા છત્ર બિરાજે, કલગી મોતનસે લળકે;
રત્ન જડીત્ર મુગટ અનોપમ, હીરા જગમગ તે ઝળકે;
કપોળ બંધી જળહળ જોતે, મોતી તોરા લટકતા;
ક્યા કરૂ બરણુવ આદ્યભવાંની, બેરબેર તેરા ગુણગાતા. અં. ૧
ચુંદડી કસબીકોર માજી તેરે, ગળે હાર હીરા ઝળકે;
ગળુબંધ કંઠસરી માળા, નાકે વેસર તે ઢળકે;
તક્ત ત્રિપુરે માત બિરાજે, વિષ્નુ વિરંચી શીશ નામે;
શીવ સમાધી ધયાન ધરતહે, અપરમપાર તે નવ પામે;
એસીરે તુ માતભવાંની, સકળ ભુવનકી તુ ભરતા-
ક્યાકરૂ બરણુવ આદ્યભવાંની, બેરબેર તેરા ગુણગાતા. અં. ૨
સુર તણી મા વહારે ચડીયાં, ચંડમુંડ નાખ્યો ચોળી;
સિંહ ચડી માં ત્રીસુળ લીધુ, મહીષાસુર નાખ્યો રોળી;
રકતબીજ રગ તર્ણમાં રોળ્યો, ધુંમ્રલોચન સંહાર કિયા,
ચડે માત ચાંમુંડા દેવી, ખપર ખાડા હાથ લિયા.
ભગતકાજ માં ધાઇને કોઇ, ઉદો ઉદો મુખસે કેહેતા,
ક્યાકરૂ બરણુવ આદ્ય ભવાંની, બેરબેર તેરા ગુણગાતા. અં.૩

જગતકી દાતા સુનમોરી માતા, હાથ જોડ મે દ્વાર ખડા,
મે અપરાધી મહાપાતકી, ચરન તેરે આયે ખડા;
સાહ્યકર અંબે ન કર વિલંબે, ભગતકાજ અભિમાન ભરો,
જ્યાં જ્યાં ભીડ પડે ભગતનકુ, પલમે સંકટ દુર કરો;
એસીરે તું ભોળીભવાની, સેવકજન કીજે શાતા,
ક્યાકરૂ બરણુવ આદ્યભવાંની, બેરબેર તેરા ગુણગાતા. અં. ૪
સંત તણી સુખદાયકમાં, અરજ કરૂ સુનીયે મેરી,
નીરાધાર મે ફીરૂ જગતમાં, રખુ ઢાલ સીરપે તેરી;
તુ રખવાલી સકલ ભુવનકી, દયાભાવ દીલસે પેખો,
સાહ્યસદા તુમ કરતાં માજી, નેહ ધરી નજરે દેખો;
મેહેર કરો તુંમ ભોળીભવાંની, દુઃખ દારીદ્ર તુ હરતાં,
ક્યાકરૂ બરણુવ આદ્યભવાંની, બેરબેર તેરા ગુણગાતા. અં. ૫
અંબે બહુચર તુ મતવાળી, બેડાં ખેલ કરો ન્યારા,
ભાવ ધરી નજરૂંસેં દેખો, જળહળ જોતાં હે પારા;
મે હુ બાલક તેરારે મા, તુ માતાજી હે મેરી,
મેહેર કરો મા કરૂણાસીંધો, શીશ ધરૂ ચરણે તેરી;
ભગ્ત કાજમા ધાઈને કાઈ, ઉદો ઉદો મુખસે કેહેતાં,
ક્યાકરૂ બરણુવ આદ્ય ભવાંની, બેરબેર તેરા ગુણગાતા. અં. ૬
મદ ભરી મતબાળી અંબે, દેખો બેઠી મગનમે,
પુષ્પ સુગંધ અનોપમ બેહેકે, જળહળ જોત જગતમે;
શહસ્ત્ર નામકા કળશ સીરપે, આશ રખુ જુગમે તેરી,
દાસ મુની કહે દેદાર પાવે, નાવે ચોરાસીકી ફેરી;
બાજે ડંકા પર તોરારે મા નિશાન અંબેકા,
ક્યાકરૂ બરણુવ આદ્ય ભવાંની, બેરબેર તેરા ગુણગાતા. અં. ૭

## રાગ ભૈરવ.

અંબેકુ યાદ કરલે, ખુબ જીંદગાની પાયા;
ક્યા કરનેકુ આયા બંદે, ક્યા ખેલ લગાયા. અંબેકુ યાદ૦ટેક
તખ્તપરજો બેઠી મૈયા, જળહળ કે જોતસે;
આફ તાબ ગીરફતાર ભયા, મૈયાકુ દેખ કે. અંબેકુ૦ ૧

આકે ઉદરમે આયા, વાં તુ કા કહે;
કરૂગા તેરી બંદગી, એસા કરાર હે. અંબેકુ યાદ૦ ૨
પડપંચ કરકે પ્યારે, ખુબ માલ કમાયા;
સબ છોડકે ચલોગે, સંગ કોરી ન આયા. અંબેકુ યાદ૦ ૩
મરનાંહિ હક જાનાં, વાં સાહ કોનહે;
મન સમજલે તુ યાર મેરા મેરા, કયા કહે. અંબેકુ યાદ૦ ૪
રંગ ભોગ કેઈશકમે, ખુબ મંન મગન ભયા;
આપ આપકી ખુબીસે, હાલ મસ્ત કયું ભયા. અંબેકુ યાદ૦ ૫
પેદા કિયા હે જીને, ઉનકું તું યાદ લે;
મગૃબીસે તુ ચલતા હે, ગાફલતુ કયા રહે. અંબેકુ યાદ૦ ૬
અંબેકુ યાદ કીની સો, મંન મગન ભયા;
દાસ મુની માત કે ચરન જા પડા. અંબેકુ યાદ૦

## ઉપર પ્રમાણે.

સુનિયે જો મૈયા મેરી, અરજ ઘડી ઘડી.
દીદારકા મે પ્યાસારે, ફીરૂ ગલી ગલી. સુનિયેજો મૈયા૦ટેક
પાદશાહી તખ્ત બેઠે, મયા આપ સેહેલ સે.
કરજોડકે ખડા હુ દરસ, તરસે મેહેલસે. ૧
ગુનેગાર હુ મે તેરા, મેરા કયા હવાલહે;
સુનિયે જો મૈયા મેરી, મેરા એઈ સવાલહે. સુનિયેજો૦ ૨
આ જીયત બંદા તેરા, ખડા ફંદમે પડા;
આયાહે જો મૈયા પાસ, પોકારૂં ખડા ખડા. સુનિયેજો૦ ૩
તેરે દરશનકું આયા મૈયા, દેખ લીજીયે;
હજરત જો બેઠી મૈયા, તસલીમ કીજીએ. સુનિયેજો૦ ૪
કયા કહુ જો દીલકી બાત, મૈયાસે બોલ કે;
રોશનહે સબ આપકુ, મૈયા મોસે બોલકે. સુનિયેજો૦ ૫
કંગાલહુ મે તેરા મૈયા, જરા મેહેર કીજીયે;
માત મુની દાસ કે સીર, હાથ દીજીયે. સુનિયેજો૦ ૬.

## ઉપરપ્રમાણે.

નેનુસે નેહ ભરકે દેખો, બેઠી અંબેલાલસે. ટેક.

તખ્તપર જો બેઠી આપ, બકસેગી ગુના સો માફ;
હરદુમે લીયે જો જાપ, આલંકી દાતાર હે.  નેનુસે. ૧
વિરંચી હે વિષ્નુ પાસ, ઈશ જાકે ખડે આપ;
સીરપર કલગી તોરા રૂસે, જોતસેં પ્રકાશહેં.  નેનુસે. ૨
રંભા આઈ ધરકે આશ, નાચે મૈયાકી પાસ;
ફુલુકી જોતી હે બાસ, બેઠી જો નીવાસ હે.  નેનુસે. ૩
કચાજાને મૈયાકો ખ્યાલ, અંતરમે કપટકી જાલ;
અબીસે હુઆ બેહાલ, કાલકા બે મારહેં.  નેનુસે. ૪
માત મેરી સુનો બાત, આયા જો મૈયાકી પાસ;
બુદ્ધીકા કીજે પ્રકાશ, મુની તેરા દાસહે.  નેનુસે. ૫

## ઠુમરી.

દેખોદેખો અંબે મતબાલીસે, જાકી જોત ત્રિભોવનવાલીસે. દે. ટેક.
રમણ કપરદી સુખહી દાયક, સાયક સુરપત લાલીસે;
જાકી જોત ત્રિભોવન વાલીસે,  દેખો દેખો. ૧
ચરનહી સેવે સુખહી દેવે, રખે બરદ બરદાલીસે;
જાકી જોત ત્રિભોવન વાલીસે,  દેખો દેખો. ૨
આપહી આપકે છાંડ કે દેખો, પેખો નેનભરે ન્યાહાલીસે,
જાકી જોત ત્રિભોવન વાલીસે,  દેખો દેખો. ૩
દાસ મુની પદ ચરણહી સેવે, રેહેવે મગન મતબાલીસે;
જાકી જોત ત્રિભોવન વાલીસે,  દેખો દેખો. ૪

## ઉપર પરમાંણે.

મેતો લારે બલૈયાં અંબે લાલીસે, મતબાલીસે, મેતો. ટેક.
વિષ્નુ વિરંચી પાર ન પાવે, શીવ સમાધી લાગી તાલીસે. મેતો. ૧
ધારે જોગેશ્વર ધ્યાન ન આવે, મેટા મુની સુક ગ્યાનીસે. મેતો. ૨
જાકો ભેદહી ભેદ ન જાને, સુરસનક મનમાનીસે.  મેતો. ૩
દાસમુની કેહે બલબલ જોઉં, જુગ આરાસુર જાનીસે.  મેતો. ૪

## ઉપર પ્રમાણે.

અંબે લાલીસે મેરો મન લાગ રહો, ડુંગરવાલીસે મેરો મનલાગરહો.
ચિત લાગ્યો આરાસુર ધામરે, અંબેલાલીસે મેરોમન લાગરહો.ટેક.

છાડ્યો ન છુટત, તાંણ્યો ન તુટત, પુરવ જનમકી બાનીસે;
ચિત લાગ્યો આરાસુર ધામસે. અંબેલાલી. ૧
ઘડી ઘડી મન ચરનમે ધાયે, ગાવે નારદ બેન ગાનીસે;
ચિત લાગ્યો આરાસુર ધામસે, અંબે લાલીસે. ૨
સેશ મહેશ જાકો ધ્યાન ધરતહે, ભેદ બ્રમ્હા નહી જાનીસે;
ચિત લાગ્યો આરાસુર ધામસે, અંબે લાલીસે. ૩
ક્ષણ ચિત્ મૈયાં ચરનમે ધાવે, ઓર નહી દાસ મુનીસે;
ચિત લાગ્યો આરાસુર ધામસે, અંબે લાલીસે. ૪

### રાગ હોરી-કાફી.

ખેલત હોરી ભવાંની, ભરી રંગ ખેલ મચોરી. ખેલત. ટેક.
ચાવત પાંન ભરી પીચકારી, કેસર ગાગર ઘોરી, મૈયાકે.
મદભરી મૈયા ધુંમ મચાઈ, અંબે બહુચર જોરી;
ખેલત મતબાલી હોરી, ખેલે હોરી ભવાંની. ૧
ધામ આરાસુર ધુંમ મચાઈ, નવ હીનવલ કીસોરી, મૈયાન.
રમઝમ રમઝમ ઘુઘરૂ ઘમકે, ઠમકે પાએ ધોરી;
બનીસબ જોરી જોરી, ખેલે હોરી ભવાંની. ૨
દાસ મુની શીશ ચરન નમાવે, કરૂ બીનતી કરજોરી, મૈયાક.
એ રંગ રાસ સદાહી મૈં નિરખુ, ઓર ન માગુ તોરી;
સદાસુખ દીજે મોરી, ખેલત હોરી ભવાંની. ૩

### હોરી કાફી.

ખેલે મતબાલી હોરી, હોરંગ ધુમ મચાઈ. ખેલ૦ ટેક.
ધુંમ મચાઈ સબ સંગ આઈ, કેસર ગાગર ઘોરી, માજીકે.
હાથ લીએ પીચકારી રંગસે એક એકપે દોરી;
ખેલે મતબાલી હોરી, હો રંગ ધુંમ મચાઈ. ખેલ. ૧
રંગ રંગીલી સબ અંગ ભીની, અંબર દંત ગ્રહોરી, માજીઅં.
મદભરી મત બાળિ બાળા, કેસર કનક કચોરી;
ખેલે મતબાલી હોરી, હોરંગ ધુમ મચાઈ. ખેલ. ૨
આનંદ અંગ અતી મન અંબા, રંબા રંગ રચોરી, માજીરં.
દાસ મુની શીશ ચરન નમાવે, રહુ રંગ સંગ તોરી;

એસે મતબાલો હોરો, હોરંગ ધુંમ મચાઈ. ૩

### રાગ સોહિણી.

સમરૂ સદા ભરપૂર, સુખની આપો ઘડીરેમા. સમરૂ. ટેક.
આરાસુરમાં અંબા બિરાજે, મલપતી આવે મોરી માત;
વાહન વાઘે ચડીરેમા, સમરૂ સદા ભરપૂર. ૧
જગમગ જોત જડાબની ઝળકે મા કોટી શશીનું તેજ;
મણી મુક્તાયે જડીરેમા, સમરૂ સદા ભરપૂર. ૨
તુજ મુખ જોવા મૈયા, મારૂ મન હરખે દરશણના મુને કોડ;
જોવાની ટેવ પડીરેમા, સમરૂ સદા ભરપૂર. ૩
કેહે વલ્લભ સુર્લભ કરી વિનવુમા, વિધી આપોને બહુ તોલ;
નયણાં ભરી ભરીરેમા, સમરૂ સદા ભરપૂર. ૪

### રાગ ભેરવની દેશી.

તખ્ત પર બિરાજે, નગારી નાદ ગાજે. ટેક.
ચામર બિરાજે, સદા મંડપ બિરાજે;
છત્ર સોનાનું મારી અંબિકાને છાજેરે, મા તખ્તપર૦ ૧
યોગણી સર્વ જે જે કરે, મંગળ શુભ ગાવે;
મત બાળી અંબિકાને,ભરપ્યાલા પિલાવેરે.મા તખ્તપર૦ ૨
તોરે દરબાર સદા રાગરંગ હોરે.
સુરીનર મુનીવર મોહે, અંબા તોયેરે. મા તખ્તપર૦ ૩
મૈયા મુજ મેહેર કરો, પુરો મનની આસરે;
ભક્ત કેરી સાહ્ય કરો, પ્રાગ તોરો દાસરે.મા તખ્તપર૦ ૪

---

### થાળ.

માતા જસોદા જુલાવે પુત્ર પારણે એ રાગ.
અંબા અલબેલી રંભાને જમવા આવીયાં, ટેક.
હુતો પ્રેમધરીને પ્રિત્યે લાગુપાય,પાવાઘડવાળી બહુચરબાળીનેલાવિયાં
બીજી બેનો ચાર મળીને આવી મહાંય, અંબા અલબેલી. ૧
માવડી પાવડીયે ચડી આવી સુંદર ચાલને.
ઝણઝુણ ઝણણણ વાજે ઝાઝરનો ઝમકાર;

આવ્યાં જાણી જાવુ વારી અંબેલાલને,
અમર ઓપિત ઉજવળ શોભીતા શણગાર. અંબા અ. ૨
આવી સુંદર સીંહાસન પર બેઠી સુંદરી,
પુજા કરી કુંમ કુંમ કેસર કપુરે;
થાળ સજે શોવામાં સામગ્રી સરવે ધરી,
કનક કચોળે મદ આનંદ કરયો ભરપુર. અંબા અ. ૩
મંડપ મોગરડે છાયો વિધ વિધ શોભા સહુ,
ચંદન અગર તગર મળીયાં ગરે દીપક ધુપ;
શોભે નઉતમ તેની શોભા તે શી કહુ,
મધ્યે મા મત બાળી અંબા બાળ સ્વરૂપ. અંબા અ. ૪
ગંગા જળના ઝારી વારી જરી હીરે જડી,
પાસે ઢાળ્યા સોના બાજઠીયાને પાટ;
આસનથી આવીને બેઠાં અંબે માવડી,
મુક્યુ ટાટ ભરી કરી જે અવલોકી ધાડ. અંબા અ. ૫
ખારૂ ખાટુ મીઠુ દીઠુ તે સરવે સહી,
ગળ્યું તાળ્યુ તીખુ તાવેલુ પય પકવાંન;
એવા તેવા શાક પાક સૌ આરોગી રહી,
માજી નામે નવદુર્ગા ભગવતી ભગવાંન. અંબા અ. ૬
પૂરણ તૃપ્ત થઈ ઉઠયા તે મંડળ માનુની,
તેજાના તેવા મુખ કરેચા છે તંબોળ;
માયે એહેક બરાસે બીડી લીધી પાનની,
ચાવે ભાવે મા મુખ દીસે રાતું ચોળ. અંબા અ. ૭
આરતી ભરી આરતી કરી જાવુ વારણે,
ઘણુણણુ ઘંટા વાજે ઘડીઆળી અન્ય મુલ;
આવ્યા દેવ સરવે દરશણ કરવાને કારણે,
ઉદો કહી વરખાવે આકાસેથી ફુલ. અંબા અ. ૮
કરગરી ભેગો રેવાશંકર પાગે લાગીયો,
પરખી હરખી નરખી નજરે માન્યુ મન.
મરણ જનમ જંજાળ તણો ભે ભાગીયો.

જે જે કાર થયો ધન ધન આ જુનો દીન. અંબા અ૦ ૯

**સંકટ વખત ગાવાના ગીત.**

રાગ કાફી.

આવિ ધારણ દીજેરે, ભોળા ઘડવાળી.
કૃપા તમે કરજોરે, પાવેઘડથી મહાકાળી. ટેક
ધોળા ઘડમાં વાસ તમારો, જાણે સકળ મુની ઠામ.
દૈત ચરી સલખનપુર આવ્યાં મા, પડ્યું બહુચરા નામ.
નામે નર તાર્યારે, મહારી મા મતબાળી. આવિ ધાર. ૧
હુ અગનાની દાસ તમારો, આવી સધારોને કાજ.
શેવકજન શરણાંગત આવ્યોમાં, તેની રાખીએ લાજ.
લાજ કોણ રાખેરે, મારી માં મતબાળી. આવિ ધાર. ૨
અવર બિજા કોને જૈ જાચીએ, અમો અજાચક જાત.
હો દેવી દાતાર દયા કરોને માં, પાએ લાગુછુ મોરી માત.
માત હમારીરે, પાંગળાને લ્યો પાળી, આવિ ધારણ. ૩
કાલાવાલા આઈ તમને કરૂછુ, વળીવળી નામુ શીશ.
કરજોડીને ઉજમ એમ કેહેછે માં, રખે ચડાવતાં રીસ.
રીસ રખે ચડતીરે, મારીમાં મતબાલી. આવિધારણ. ૪

---

**ભજન સ્તુતી. રાગ હલારી.**

બેડો માજી બુડતો તારોરે, અંબેમા પાર ઉતારોરે. ટેક.
આબેપે હુતો બહુ કમાયોને, બહુ ભરેચોતો માલ.
મધ દરિયા વચે તોફાન લાગ્યુ, શારે થશે હવાલ, બેડો. ૧
ખલાશિયાનો કરે ખડખડો, મહા જુલમ મનમાહે.
માલધણી વીમાશીને બેઠો ડોલ્યુ દરિયા માંહે, બેડોમાંજી ૨
મધ દરિયા વચે ડોક્યું માતાજી, વહાણ નથી વીશરામ.
એક નામનો આશરો તમારો, કરો ભગતના કામ. બેડોમાં. ૩
ઉંચુ જોવુતો હાબ માતાજી, નીચુ જોવુતો નીર;
બળાશકિત મારી બુમ સાંભળજો,સાજાં કરો આ શરીર.બે. ૪
કુવાયનીતો લેહેરો લાગિને, વાયુ ગુટણ હાથ;
ઝાઝતણુ જોર કાંઇયે નાચાલ્યું, ધાઓ અંબેમાત. બેડો. ૫

જગતજનુનાપે સ્તુતી સાંભળી, થયાં વાઘ ઉપર અસવાર;
ઝાઝતળે જીપને ત્રિશુળ ઝાપટ્યું, તારયું જળમાં નાભ. બે. ૬
હાથેપગેથી અંગુળ છુટયાં, કઠણ કરદંડા છોડ;
અવશકનની આ વેળા આવીછે, મોટે માથેછો મોડ. બે. ૭
ડુંગરીપેતો દવ લગાડ્યો, પુરણ કીધેલાં પાપ;
કરજોડી રાવોભગત કેહેછેમાં, એટલા ગુના કરો માફ.બે ૮

બીજી.

છોગાળીમાં ચાચર તારોરે, દીસે જળહળતો પારોરે. ટેક.
તાલપખાજ વેણુંજંત્ર વાગે, ગુણીયલ ગુણજ ગાય;
માનસરોવર ઝીલતામાં, ભવના પ્રાશ્ચિત જાય. છોગાળી. ૧
દેશ પરદેશથી દાખવીયેમાં, મધે દરિયા મહાય;
બુડતો બેડો પાર ઉતારો, અંબા ઝાલો બાંહ્ય. છોગાળી. ૨
આંધળાં લુલાંને બોબડમાં, દુઃખિયાના દુઃખ જાય;
વાંઝીયાને વીસવાસ આપોમાં, નારીનો નર થાય. છોગાળી. ૩
વરણુવ કેઈ પેરે વર્ણવુમાં કોને કેઈ પેરે ગાવું;
ભોળી ભવાંનીને ભામણેમાં, હુ ભવો ભવ જાવું. છોગાળી. ૪
ભાવે કરી લઉ ભાંમણાં, માં લળી લળી લાગુ પાય;
કરજોડીરાવો ભગત કહેછે, સાદાયે રેહેજો સાહય. છોગાળી.૫

ત્રિજી.

નયણે નરખો નરને નારીરે, અંબામાની શોભા સારીરે. ટેક.
કુંદનમાં તોરે ભાલે હુતાં, ગાડી ઘોડા સાર;
ભાવુડાં ઢાડી પવાઈ કરેછે, અંબાઅને દરબાર. નયણે. ૧
વાજીંત્ર છત્રીસે વાજે, ઝાંઝરનો ઝમકાર;
અવછરા ઓછવ કરેછે, અંબાઅને દરબાર. નયણે. ૨
ઉચુ દેવલ માને અજબ જરૂખા, જાળીયાનો નહી પાર;
જરીપતાકા જુકી રહ્યાછે, અંબાઅને દરબાર. નયણે. ૩
ઈંદ્રપુરીનો આકાર સરવે, તેજ તણો નહી પાર;
દુઃખીયાના દારીદ્ર ભાગે, અંબાઅને દરબાર. નયણે. ૪
ઘર કોઠાર ને હવેલીયો માં, ધરમશાળાઓ અપાર;

કરજોડી રાવો [1]ભગત કેહેછે, અંબાજીને દરબાર.નમણ્. ૫

રાગ ભેરવ.

શ્રી માહાદેવજીની સ્તુતી લખી છે,

જાગિયે શિવરાય આજ, પ્રાત ભયો સ્વામી,
પુજન કાજ અમર સહુ, રહ્યાછે શીર નામી. ટેક
ન ભયતી શ્વેત ભયો, બોલ ખગ બાની;
માનુની મહી મથન લાગી, ગાવત ગુણ ગ્યાની. જાગિ. ૧
ચંદ્ર તેજ છીન ભયો, તીમર ગયે ભાગી;
કામની કર કુંભલીએ, જળ ભરનકુ લાગી. જાગિયેશિ. ૨
કુસુમાર દુર કરો, કળીયાસુ કાંની,
દાસનકુ દર્શ દીજે, મેહેર મન આણી. જાગીયે શી. ૩

ગરબી.

વિમળ વાણીયાનો ગરબોઃ એડાનો વાણીયો એડાવાળ વાણીયો હતો. ને તેની માને છોકરાં જીવતાં નહી તેથી શ્રી આરાસુરી અંબા ધોળા ઘડવાળીને ત્યાં જૈને બાધા રાખી જે મારે પેટ છોકરી કે છોકરો થશે ને જીવશે તો માતાજીને ત્યાં હુ રમતો મુકીશ ને એ છોકરાને હુ મારે ઘેર નહી રાખુ હેવી પોતાના મનને વિસે બાધા રાખી. ત્યારપછી પોતે પોતાને ગામ ગઈ ને તે વરસમાં તે બાઇને દહાડા રહ્યા નેપુત્ર જમ્યો એટલે માતાજીમાં જઇને તેના છોકરાને માતાજીના મો આગળ રમતો મુક્યો. ને તેની જોડે તેનાં મામાને રાખ્યો નેપોતે પોતાને ગામ પાછી આવી. ત્યારપછી માતાજીમાં તે છોકરા

---

[1] ચુવાળનો કોળી હતો. ને તેના હાથે પગે પત્ત નીકળ્યા હતા ને તે બહુચરાજીમાં લાંઘવા બેશીને ત્રણ પદ ગાયાં છે ને માતાજી પ્રસંન થઇને તેને સારૂ કર્યુંછે.

બીજો વેવારીયો વહાણ ભરીને આવતો હતો ને તેનુ પાણીમાં ઝાઝ બુડવાથી શ્રી માતાજીની સ્તુતી કરીછે, તે પણ આમાં ને તેમાં જુજ ફેરછે, ને તેની નીશાની આરાસુરમાં માતાજીને અંગેછે. ને ત્રીશુળ વાંકુ થએલુ છે.

ની શી ગતી થઇ તે નીચે મુજબછે ને તેની નિશાનીયો હાલ આરાસુરમાં સરસ્વતીને કિનારે છે.

**ગરબો.**

ત્યાં મન મોહ્યુ માતા અંબાજી. ટેક.
મઇયા તોરેરે આંગણે, છોકરાં ચારેરે ધન,
સુરીનર મુનીવર ભણે, દીઠે દુરમત જાય, ત્યાં મ. ૧
સંધ્યાકાળેરે શિવજી, જેનો કૈલાસે વાસ,
કરજોડી ઉમિયા શીવને, પુરજો વિશ્વને આશ. ત્યાં મ. ૨
મધ્યાનેરે નારાયણી, કન્યા તારૂ સ્વરૂપ.
તેજ ત્રિભોવન મોહિ રહ્યા, મોહ્યાં બ્રહ્માને ભુપ. ત્યાં મ. ૩
પેહેલી પુજા બ્રહ્મા કરે, કુંમ કુંમ કેશર કપુર.
અગર ઉલટે ત્યાં અતી ઘણા, હેવાંછે ચતુર. ત્યાં મ. ૪
એક હુતોરે વિમળ વાણિયો, બાપે મેલ્યોરે બાળ.
માતો પીયર વરત્યાં કરે, મામો કરેરે રખવાળ, ત્યાં મ. ૫
વરસ બારનો વીમળ થયો, મામે મેહેલ્યો નીશાળ.
ભણતાં ગણતાં કાંઈ નવ આવડ્યું, કીધો ગાયનો ગોવાળત્યાં ૬
ગાયો ચારતાં જ્ઞાન થયુ, આવ્યો આઇને દરબાર.
પાતીક સઘળા પ્રલે થયાં, વાધ્યો પુન્ય પરીવાર. ત્યાં. ૭
વરસ પાંચમે અંબાજી પ્રસન થયા, મેહેલી પ્રગળમન.
આઇયે વધારચો વીમળ, વાણીયો, આપ્યું ધન આનંદ. ત્યાં.૮
સમરથ આપીમા ખામી નહી, બોહોળો પ્રબળ પરીવાર,
હસ્તી ઝુલે વીમળ આગણે, ઘોડા ઝુલે ધનસાણ, ત્યાં. ૯
સીંહવાહને અંબાજી ચડ્યાં, આપે વીમળ વીસ્તાર.
તરકસ બાંધ્યાં ત્રિભોવિની, નીભાવે સરવે સંસાર. ત્યાં. ૧૦
દળ દેસાવર લઈ ચાલીયો, જાણે નદીયોનુ પુર,
રાજાઓ લાવે બહુ ભેટણાં, માંણક મોતી અમુલ.ત્યાં. ૧૧
રોમના રાજાને જીતીયો, રાંણીયો લાગેરે પાય,
રાજા સ્ત્રીનુ રૂપ ધરી, વધાવે વીમળરાય. ત્યાં. ૧૨
જુગ જીતીને વીમળ આવીયો, આવ્યો આઇને દરબાર,

જે માગ્યું તે માએ આપીયું, કરો દેહેરાં પસાય, ત્યાં. ૧૩
અંબા આબુધડ સંચર્યાં, જ્હાંછે અચળેશ્વર રાય.
દેહેરાં દેવે નીપજાવીયા, નામે વીમળ રાર. ત્યાં. ૧૪
અંબાયે અનુચર મોકલ્યો, જૈ પુછો વીમળરાય.
દેહેરાં કઈ પેરે નીપન્યા, નીપન્યા ગુરૂજી પ્રતાપ. ત્યાં. ૧૫
ત્યાંહા મન વીમળ અભિમાને ચડ્યો, રાજ મદ અપાર,
અંબામાને વીસારીયાં, સોસી લીધો તતકાળ. ત્યાં. ૧૬
હસ્તી હીચંતા ઉડી ગયાં, દોડ્યો પ્રબળ પરીવાર,
અગ્નિ પ્રજાળી ત્યાં અતીઘણી, લાગી ઘોડા ઘમશાણ.ત્યાં.૧૭
કરજોડીને વીમળ વીનવે, દેહેરાં રાખો મોરી માય,
હુ પાપી પ્રલે થયો, અગ્નિ ચોદશ જાય. ત્યાં. ૧૮
અંબામા બેઠા સિંહાસને, આવ્યો વીમળ રંક,
પ્રસંન થઈ અંબા ઓચરે, રેહેશે દેહેરાંરે પાંચ.ત્યાં. ૧૯
કાલો ઘેહેલોને કોકલો, લેસે અંબાનું નાંમ,
સમરથ સાથે તેને કરે, આપે અવીચળ ઠાંમ. ત્યાં. ૨૦
ડાહ્યા ડંમકાની! હુ નહિ, કાલાં ઘેલાની માત,
કેહે લખ્યિયારે હુ પાતકી, દરશણ દ્યો મોરી માત, ત્યાં, ૨૧

---

## ગરબી.

જેજે આરાસુરની રાણીરે, મા ઉદોઉદો.
જેજે સલખનપુરની રાણીરે, મા ઉદોઉદો.
તુને વેદ વખાણીરે, મા ઉદોઉદો. ૧
તુતો ચૌદભોવનની માતારે, મા ઉદોઉદો.
સેવે વિશ્નુને વિધાતારે, મા ઉદોઉદો. ૨
દૈતે મહા તપ કીધાંરે, મા ઉદોઉદો.
સ્થાનક દેવકેરાં લીધાંરે, મા ઉદોઉદો. ૩
માયે રૂધીર તેના પીધારે, મા ઉદોઉદો.
કારજ ભગતકેરાં સીધાંરે, મા ઉદોઉદો. ૪
દૈત સુરજને સંતાપેરે, મા ઉદોઉદો.

વિપ્ર ત્રણ્કાળ જપેરે, મા ઉદોઉદો. ૫
અંજળી ભરી ઉદક આપેરે, મા ઉદોઉદો.
તેથી દૈત ન વ્યાપેરે, મા ઉદોઉદો. ૬
રૂક્ષમણી અંબીકા પુજવા ચાલીરે, મા ઉદોઉદો.
રૂક્ષમૈયો લાવે ઝાલીરે, મા ઉદોઉદો. ૭
રૂક્ષમણીયે કીધી શેવારે, મા ઉદોઉદો.
પુજા લાવી બહુવિધ મેવારે, મા ઉદોઉદો. ૮
શીશુપાળ આવ્યો લેવારે, મા ઉદોઉદો.
ત્યારે આવી તમને કેહેવારે, મા ઉદોઉદો. ૯
હવે શી પેર થાશેરે, મા ઉદોઉદો.
શીશુપાળ લઈ જાશેરે, મા ઉદોઉદો. ૧૦
ત્યારે બરદ તમારૂ જાશેરે, મા ઉદોઉદો.
જગત જનુની કેવાસોરે, મા ઉદોઉદો. ૧૧
તે તો મુજને કેમ વાશોરે, મા ઉદોઉદો.
એવુ કહીને પાયે લાગેરે, મા ઉદોઉદો. ૧૨
મનમાં કૃશ્ન વર માગેરે, મા ઉદોઉદો.
પુજી બહાર આવી બાળીરે, મા ઉદોઉદો. ૧૩
કૃશ્ન લાવ્યા રથ વાળીરે, મા ઉદોઉદો.
તેતો પુરી આશ મહારીરે, મા ઉદોઉદો. ૧૪
બલીહારી માતા તારીરે, મા ઉદોઉદો.
રૂક્ષમણી લઈ ચાલ્યા મોરારીરે, મા ઉદોઉદો. ૧૫
પુરૂષ કામ થકી ગયારે, મા ઉદોઉદો.
તેના ઉપર કીધી મયારે, મા ઉદોઉદો. ૧૬
તેતો સર્વારજા થયારે, મા ઉદોઉદો.
પાગે લાગી ઘેહેર ગયારે, મા ઉદોઉદો. ૧૭
સ્વર્ગ મૃત્યને પાતાળરે, મા ઉદોઉદો.
તેને બહુચરનો આધારરે, મા ઉદોઉદો. ૧૮
અંબાની મોટી આશરે, મા ઉદોઉદો.
નામે લીલ વીલાસરે, મા ઉદોઉદો. ૧૯

છો શીવકની પાસરે, મા ઉદોઉદો.
સદાશીવ તમારો દાસરે, મા ઉદોઉદો. १०

---

# અમીચંદ કૃત.

## છંદ. १

પ્રથમ પરણામ, નામ લંબોધર દુઃખ ભંજન; નમુ સરસ્વતી ગીરજાનંદન—અને ચઉવાપર અસ્વાર; ધન થન થન બાજે પૈંજન; લંબી શુંઢ ઉપર શોભે દંતન. જડે દંતપર હીરા અરગજા કેસરકા ચંદન, બના ખુબ રૂપ અતી કુંદન; બીધન હરણુ નામ ધરણુ શરણુમે રાખી દેના દરશણુ નમુ સરસ્વતી ગીરજાનંદ. १

કરો કંઠપર સાહે સારદા તમે નીત રક્ષણુ, થધુરી વાણી નીકળે તતક્ષણ. અલે કપુરૂપ અવનાશી રૂશી દેવ કરે તારૂ શમરણુ; સારદા સદા રેહેજો પરશન. આપો સુખ સંપદા સમરતા રીધસીધ સત બચન; નમુ સરસ્વતી ગીરજાનંદન. २

કરી આણંદ ઉલ્લાસ હીલમીલ બેઠે સબ ભગતન, છંદ માજીના ગાવા મગન, બાજે ઢોલ મૃદંગ શોર કરે છાંયા ખુબ ગગન. આઉ મા છંદ નવી ધરણ. આવી રેહેજો સરસ્વતી જીભ્યાએ લાગુ તારે ચરણ; નમુ સરસ્વતી ગીરજાનંદન. ३

ચૌદલોક ઓર એકવીશ બ્રહ્માંડ કરે તારૂ રટણ, હરાડે વરણ કરે મથન. દરશણથી દુઃખ જાએ દાલીદ્ર કાયા થાએ પાવન, મહારાજગીરી આજે ધનધન. અમીચંદ કહે સાહે કરો હું આવ્યો તારે શરણ. નમુ સરસ્વતી ગીરજાનંદન.

## છંદ २

સુરત સેહેરના બ્રીઇઆ ફળીયામા, અંબામાતા બીરાજતી; આરાસુરથી અંબા પધારે ધન ધનન ધનન ઘુઘરૂ બાજતી. રૂમઝુમકરી આવી અંબીકા જળહળ જ્યોત ઝલકતીહે; કાનમેકુંડળમુગટ બીરાજે શીરછત્ર મણી લળકતી હે, ભમરકટાક્ષ બીરાજે તુમારી હાથચુડી કંગન ખલગતીહે; બાહે બાજુબંધ વેડવીંટી, અંગુઠીહીરેકીચળકતીહે.

ઝુલ.

તેરી શોભા કયા કહું માને ગળે રતનકા હાર;
હીરા માણેક ઝલકી રહ્યા જેસી બીજુ કરે ચમકાર;
માને પાગેમે પાએલ અણવટ વીછવા અદો અદો મુખસે
ભજતી; આરાસુરથી અંબા. ૧

ચત્રભુજ તારૂં સ્વરૂપ બીરાજે, મમ માયા ખપરવાળી;
કરણફુલ કાનોમે સોભતાં, લટા છુટ નાગણ કાળી. જમણીબાજુ ગણેશ બીરાજે, દાબીપાસે બહુંચરબાલી; સંખન પુરથી આઈ અ લબેલી કરે ભગતનકી રખેવાળી.

ઝુલ.

અંબા મારી માવડી, તુને સજયા સોળે શણગાર;
નાકમેં નથની કમર પટો, તેરી નેણોમેં કાજલ સાર,
ચોળી પેહેરી અસમાની, સાડી નાફરવાની બીરાજતી,
આરાસુરથી અંબા પધારે. ૨

ચોકીદાર માના ચાર બીરાજે, પુર્વ દીશા ઈંદ્ર રેહેતા; પશ્ચમ દશાપર વરૂણ દેવતા, ત્યારે ત્યારે સબકું કહેતા. ઉત્તર દશા ધ ન ઈંદ્ર કેહેલાતે, ધનપુરીમે એરેહેતા; દક્ષણ દશા જમરાજા શીખ રપર, અંબે અંબે મુખથી કહેતા.

ઝુલ.

ચોકીદાર માના ચારહેં, રે મધ્યાકે આમીન;
ખેચરી ભુચરી અગોચરી, સબ ત્યારે નામ લો ગીન.
અપરમ પારહેં તેરી માયા, સબ ખળખટ તુજકુ ભજતી;
આરાસુરથી અંબા પધારે. ૩

શીખર બંધુમાનુ દેહેરૂ બીરાજે, ધજા ફરકતી દેખો ગગન;
બ્રાહ્મણ વેદ ભણે સઉ મુખથી, ચંદી પાઠતો કરને લગન વીજયા ચકર કરે આરતી, સદા સરણમેં રહે મગન; ઈંદ્રાસનથી અધીક શોભા છુટા ફુવારા ઉડને લગન.

ઝુલ.

હાંડી તકતા શોભી રહ્યા, ઝુમ્મર ચારો પાસ;

સુરજમુખો સલગી રહી, જેસા ચંદ્ર ખીલા આકાશ.
ધનપ ગ્યાંન મીલાવે રાગણી, ગાતા સારંગી ખુબ ગજતી;
આરાસુરથી અંબા પધારે. ૪

કરજોડી માની કરૂં વીનતી, અપરમપાર તેરી લીલા; નહીં બાળક [નહી બુઢા જુવાન જેસા દેખો પુનેમકા ચંદ્ર ખીલા. માહારાજ ગીર ઉસ્તાદ હમારે, આજધન તુમારા દરેશણુ મીલા; અજબ તરેહકી વાડી તુમારી, ચંપા કેવડા છે પીલા.

ગુલ.

જોઇ જાઇ સેવટી હે બટ મોગરો ગુલ હજાર;
સંવત ૧૯૨૬ ના; અશાડ શુદ ૭ ભોમવાર;
અમીચંદ કહે દોસ હમારા વીજયા શંકર કરે ભગતી;
આરાસુરથી અંબા પધારે. ૫

છંદ.

કકા થકી કહું છું કરજોડી, બત્રીશ હરફમાં સાતેવાર; ખખા ખુસામત કરી કહુમાં, હુ રંકને તારો આધાર. ગગા ગણી રવીવારની સોભા જ્યાં દેખુ ત્યાં લાલમલાલ, ઘઘા ઘણા માણેક મુગટમાં રતમણીછે ઝાકઝમાલ. નના નારાયણી બેઠી તખતપર લાલસાડી પેરીછે રૂપાળ, ચચા ચાચરવાળી ચંડીકા ચત્રભુજ ચીંતાને તાલ છછા છાયામાં બેઠો તુમારો; હું નીર્ધનીયોછું નાચાર. ખખા ખુસામત. ૧

જજા જગત જાણે સોમવારે, માજીપેરે સફેત સાજુ; ઝઝા ઝાળ ઝબુકે મોતી, પુનેમચંદ્ર મુખ રૂપાળુ નના નાનાવીધના અભૂષણ મંગળનું છે પરવાંજુ. ટટા ટેકજ રાખો હમારી સીંધુરીયા પેર્યા સાજુ. ઠઠા થાનકે આવી માજીની સેવક સઉ કરે નમસ્કાર; ખખા ખુસામત. ૨

ડડા દોડી દુનિયા સઉ આવે બુધવારના પાના લીલા, ઢઢાધર્યા આભુષણલીલા, ધન ભાગ્યેગ દર્ષણમીલા. ણણ ફુલ પોખરાજ બ્રસ્પતી, ગુરૂવારે સાજુ પીળા, તતા તમારી લીલા ભરપુર થથા ઠીક છંદ અનમીલા; દદા દર્ષણ કરૂં માજીના શેવક સઉ કરે નમસ્કાર ખખા ખુસામત-૩

ધધા ધુંનમાં બેઠો તમારી, મૃદંગ વાજેછે ચોતાલ નના નમુ નવદુર્ગામાને પ્રપાપરેમથી કરૂં સવાલ. ફફા ફીરિમાંની દુવાઇ નવ ખંડ અંબામાતા દીનદયાળ, બબા બીરાજે હીરો દાંતપર સુકરદેવ તા ઝાકઝમાલ. ભભા ભાનું ખીલી રહયો, મમા માના મુખડાપર તેજ અપાર. ખખા ખુસામત-૪

યયા આદ્ય ભવાંની અંબીકા, સદા તમરૂ કરૂં સમરણ; રરા રાખો લાજ હમારી, લલા લાગુ માજીને ચરણ વવા વલખુ માના દરેશણ, બીન છંદ ગાવું નીત્ય નવી ધરણ, શશા સની સહુ કેતુ નવગરે કરે માનુ સ્મરણ, સસા સેવક હો અમીચંદ કેભવસાગર ઉતારો પાર. ખખા ખુસામત-૫

---

છંદ. ૪

જગત જનુની માતા માહાં લક્ષ્મી તારો પરતો દુનીઆમાં. નવાપરામાં તખત તમારૂં લીમડા નીચે દેરામાં. કુવા અંદર વીસરામ કીઆથા ગંગારામકુ હુવા પરશન, બાળક જાણી મને દયા આણી માજી તુમને દીયા દરેશણ. તાઢ ધુજારી ચડી કંપારી કંકુ ફુલતો લગે વરશન, ક્ષમા ક્ષમા સબ કરને લાગે આણંદ હોગએ સબકે મન.

રેકતો.

માને હાથ જોડ વીનતી કરૂ નમસ્કારે, જીરે.
માજી મુખસે બોલ્યા કાડો કુવાથકી બહારે, જીરે.
માના વચન સુણીને ભક્ત હુવે તઇઆરે, જીરે.
કરી સ્તુતી ઘણી માજીકી ફીરકર ઉતરે કુવામે. નવાપરામાં.૧

સંવત ૧૯૧૭ આશોશુદ ૮ મી શુકરવારે, સબ ભક્તનકી કરે રખેવાળ કુવામાંથી નીકળ્યા બહારે. કોઇ કોઇને તો કોઇનો આશરો હમકુ તેરા આધાર, નોધારાની તું બેલીછે કર ભક્તનકી રખેવાળે.

રેકતો.

તારે દેરા ઉપર લીમડો બીરાજે ઘનઘોરે, જીરે

ઉડતાં પક્ષી આવતા કરે ખુબ શોરે, જીરે
બોલે બોલે મોર બપઇયા કોયલ કરે કલ્લોલ, જીરે
અનેક જાતકે પક્ષી ઉડકર આતે બેઠે લીમડામે,નવાપરામાં.૨

સુરત શેહેરમાં ખબરા પોહોચી સબલોક દરશણકુ આવે, નાળીએર ઘાંટડી ઘીઇનો દીવો ચડાનેકી ખાતર લાવે. દરશણ કરકર પરશન હોવે ભક્તનકે મનમે ભાવે, આઠ પેર ઓર ચોસેઠ ઘડી માજી તુમારા ગુણ ગાવે.

રેકતો.

માને શણગાર તણો હું હવે કરૂ વિસ્તારે, જીરે
માને પાઉમે પાએલ ઘુઘરૂ કરે ઘમકારે. જીરે
માને મુગટ છત્ર ગળેમે નવસેરો હારે, જીરે
સોળ શણગારે સજકર બેઠે દરશણ કારણ આયા મે,
નવાપરામાં. ૩

અપરમપાર છે માયા તમારી અજબ રચી તુમને લીલા માજી તુમારા સ્વરૂપ બીરાજે, જેસાં પુનેમકા ચંદ્ર ખીલા. કસબી કોરની સાડી બીરાજે નવરંગી છે વાઘા પીળા, વાડી તણી હું કયા કહું શોભા તરેહ તરેહકા ફુલ ખીલા.

રેકતો.

જુઈ જાઈ સાહેલી બટ મોગરા ખીલા, જીરે
ગુલાબ, દાવડી ચંપા કેવડા પીળા, જીરે
ધન ભાયગ હમારા દરશણ તુમેરા મીલા, જીરે
મહારાજગીર ઉસ્તાદ હમેરા અમીચંદ જપતા તેરા નાંમે;
નવાપરામાં તખત તુમારા લીમડા નીચે ડેરામે. ૪

છંદ. ૫

---

આયા આસોમાસ આસ મને દરશણની તારી, નવદીવસ નવ રાત્રીમાં સઉને આણંદકારી.

પ્રથમ પહેલુ નવરાતર આસોસુદ પડવેથીરે; અંગ ઉમંગથી જાએ નહાએ સઉ તાપીક તીરે. કરી નર નારી સ્નાન ધરી ધ્યાન

કરે શુધ શરીરે; કોઇ ઘડા કોઇ ઝારી ભરે ચંબુ નીરમળ નીરે. માગણ આવે ગાવે જાગણી કરે વિનંતી તારી; નવદીવસ નવરાત્રી.૧

બીજ ત્રીજ આણંદમે ચાલી ચોથ ગઈ રંગમે, કરે ડાટા પાચેમે; ખુશી સઉ ઉમંગછે અંગમે. વાગી રહ્યા વાજીંત્ર બુગળ ઢોલકકે સગમે; ફરે વાઘરી તાલ બજાવે પડે થાપ મૃદંગમે બાંધે ઘુઘરમાળ ઘેરીયા રહ્યા પગ થમકારી, નવદીવસ નવરાત્રી. ૨

કોઈ કરેછે છટના ડાટા કોઈ કરે અપવાસે; સાતમે સઉ કોઇને તેલાં અંગમાં ઉલાસે. ચાચર ચોકમાં ચાલી દેવી સઉ એલનકે આસે; બહુચર અંબા ફરે કુદડી કાળી છે પાસે. ફરે જોગણી ચોસેટ ગાએ ગરબા ખુબ ભારી, નવદીવસ નવરાત્રી. ૩

આઠેમે ફરાળ કરે સઉ મનમાં હરખાને; ભગત મંડળી કરે ભગતી ગુણ તેરા ગાતે. સુરત શેહેરના લોક મળે સઉ દરશણ કે આતે, મોદી માલણ બેઠા વેચવા ખાવાના લાતે. અંબાજીને દેરે સુરત ખુબ મચી ધુમ ભારી, નવદીવસ નવરાત્રી.-૪

કંઇક ભગત ગુણ ગાએ તમારા છંદજ લલકારે, હરકીશનકે વીજીયા શંકર થઈ તઇઆરે. ડાયાભાઈ બોલે રામશંકર કહે ચુની-લાલ પ્યારે, પરસોતમ કે વીજભુખણદાસ છંદજ લલકારે. અમીચંદ કહે હાથ જોડી સઉ ભક્તી કરે તારી. નવદીવસ નવરાત્રી-૫

છંદ. ૬

---

ચત્ર ભુજીમા તું, છે આરાસુરં વાળી; અંબામા તારૂ નામ. ખપર ભરવા ચાલી; ચત્ર ભુજીમાતું.

પગ પાવડી પેહેરી તેં, કર ઝાંઝર ઝમકારે;
વાગે ઘુઘરૂ ઘમઘમ, ગળે નવસેરો હારે;
કાંને કુંડળ મુગટ શીશ, પંચ રત્ન ચમકારે;
કર કંકણ ચુડો હાથ, નેણોમે કાજલ સારે.

ઝુલણ.

હે સોળે સણગાર સજીયાં' થયાં સિંહ ઉપર અસવારે;
હાથ ખપર ત્રીશુળ ધરી, થયાં અંબામા તઇયારે.

ઉદો ઉદો બોલે મુખથી, મારે દયતોકુ ઝાલી.
અંબામાં તારૂં નામ ખપર ભરવા ચાલી-૧
માર્યા મધુ કૈટમાં તેં, કરી મોહીત મસ્તાને,
મધ્યમ ચરીત્રમાં તેં, લીધા દયતો કા પ્રાણે;
મઈસાસુર પાપી જે, બહુ મુકેછે બાણે;
કરી યુદ્ધજ અપરમ પાર, કીરી માયા નીરવાણે;

ઝુલ.

મયસાશુર પાડો થઈ ઉભા, ચડી માતાને બહુરી;
ખડક લઈ રણમાં ધસ્યા, માંએ છેદયુ પાપીનું શીસ,
કરી પુસ્પ વૃષ્ટી દેવતા, ઉભા દેવના દુખઃ ટાળી,
અંબામા તારૂનામ-૨
ચંડમુંડ પાપીને મા, કીધા રણમાં ચુરે,
રક્તબીજ રોળ્યો તેં, ઘણા માર્યા અશુરે,
ફરે ત્રીશુળ લઈ રણમાંએ, બળ બાધ્યું ભરપુરરે,
શુંભ નીશુંભ માર્યા તેં, મારી ભેંસાસુરે.

ઝુલ.

અસંખ દઈત મારી કરી, માએ કીધા દેવના કામ;
શક્તી રૂપે તું એકછે, તારા જુદા જુદાછે નામ.
જારે પડે દેવને દુઃખ, તું કરે રખેવાળી;
અંબામાં તારૂનામ-૩
કરે મન વાંછીતમાં કામ, તું અંબા અલબેલી;
ભગતનની રાખ્મે લાજ, તું આવજે માં વેલી;
મને આશા છે તારી, બીજા સઉને મેલી;
ડાહ્યાભાઈ સમરે માં, તું સઉનીછે બેલી.

ઝુલ.

ચુનીલાલ ભગત માજીના, સદા તેરા ગુણ ગાએ,
હરકીશણ સમરણ કરે, વીજીયાશંકર ભજે અંબાએ;
છંદ કરે અમીચંદ માં, તું છે સઉની વાલી;
અંબામાં તારૂ નામ.-૪

છંદ. ૭

---

સુણો અલબેલી, અલબેલી કહું તમને, વીસારો શામાટે હમ
ને-સુણો અલબેલી. ટેક.

હસીને બોલો, હે બોલીને દયા આણી, માજી દાસ તારો જા-
ણી મુરખ મુઢમતીઓ. છઉ અગ્નાની, કર્યા મનખો સઉ ધુળ
ધાણી, પડ્યો પર પંચમેં, પરપંચમે લાગ્યા ભમને.

વીસારો શામાટે હમને. ૧

કઠણ થવું તમને, તમનેતો નહીં લાએક, પશુ પામરને વીસારો
છેક; કોઈ નથી માહારે, મારે તો નથી અનેક તુંતો રાખ હમારી
ટેક પડે સંકટે, સમરૂ તમને.

વીસારો શામાટે હમને-સુણો. ૨

પુત્ર તમારો, તમારો છઊં બાલે, જુઓ મેહેર દ્રષ્ટી પ્રતી પાળે,
કરોની આજે આજે લો સંભાળે, કરૂં દરશણ થાઉ નહાલે. તરૂં
ભવસાગર, ભવસાગર જીતુ જમને.

વીસારો સામાટે હમને-સુણો ૩

ઉભા કરજોડી. કરજોડી કરૂ સમરણ, હું તો લાગુ તારે ચરણ
દુઃખછે મોટું. મોટુ છે જરણ મરણ હુંતો આવ્યો તારે શરણ
અમીચંદ કહેછે, કહેછે માજી તમને.

વીસારો શામાટે હમને-સુણો. ૪

છંદ. ૮

---

શુણ અંબા મારી માં, કરી તમે સર્વે દેવને સાહે, તમારૂ નામ
ગરીબ નવાજે; તમે રખો હમારી લાજે. ટેક.

માએ સજયા સોલ શણગાર, પાઉમે ઘુઘરૂ કરે ઘમકાર અન-
વટ વીંછવાકા ખુબ બાહારે, માને ગળે રતનકો હાર. પાટીયા
કાળી ગાંઠી ચીણપટી, બાલ બાલ મોતી માજી પારવતી શીરપર
મુગટ કરે ચમકારે નેણોમે કાજળ સારે.

રેકતો

ભલા નેણોમે કાજલ સારે,

બની તઇઆરે, થઇ અસવારે,

ભગત શીર ગાજે.

તમે રખો હમારી લાજે. ૧

મહીશાશુર પ્રગટ્યો જ્યારે, દેવ બહુ દુખ પામ્યા તારે થયા પ્રસન જગત આધારી થયા સિંધ ઉપર સવારી, કરી કરો ધને રણમાં ધાએ, કરી ટમકાર ઉભા રણ માહે, બની વીકરાળી, મા ખપર ધારી, લઇ ખડકને સેન્યા મારી,

રેકતો

ભલા લઈ ખડકને સેન્યા મારી,

કરે કલ કારી, જગત આધારી,

ભગત શીર ગાજે.

તમે રખો હમારી લાજે. ૨

થયા સુભ રાજા ને સુભ જ્યારે, દેવતા દુખ પામ્યાતા ત્યારે, કરી કરોધ ને બની વીકરાળી, માં ખપર ભરવા ચાલી. રકત બીજ કીધો રણમાં ચુર, પડે રૂધીર પ્રગટે અશુર, એવું દેખી કોઈ થાકે કાળી, માં ફરે રણ મતવાલી.

રેકતો

માં ફરે રણ મતવાળી,

દેતી મા તાળી, અશુર કું ગ્રાલી,

કીધા રણ પ્રાજે,

તમે રખો હમારી લાજે. ૩

હાથ જોડી કરૂછું અરજ, માજી હું સરખું તમારી ગરજ, અંબા કરો રખેવાલે, હુંતો છઉં તમારો બાલે. હું નીધનીઓ નોધારે' મારાજગીર ગરૂ ગએ બીચારે, તમે જગતનકે પાળણવાલે અમીચદ તમારો બાલે.

રેકતો

અમીચંદ તમારો બાલે કરે રખેવાલે.

કરો પ્રતીપાલે, અંબામા આજે.

તમે રખો હમારી લાજે. ૪

છંદ. ૯

અંબામા તારૂ દર્શણ દુર્લભ દર્શણથી દુઃખ ભાંગેછે; અરજ કરી માને શીશ નમાવું ધન ભાગ્યેમ મારૂ આજેછે. લખચોરાસી ફેરા ફરી મનખાં અવતાર ધરાઓછે; ગુલામ તમારો આવ્યો મુસાફર માયામાં લપટાઓ છે. કામ કરોધ મોહમત્સર માયા દુરમતીપર ધાયો છે; લોભ લેહેર એક નદીઆ વહેછે ઉસમે જીવ ડુબાયોછે. તમ બીન પાર ઉતારે કોણ મા ભક્તન કે શીર ગાજેછે. અરજ કરી માને-૧

કોઈ એક વખત જીવ જાએ ધરમપર માયા પાછી લપટાવેછે; આકીન હમારૂ રેહેતુ નથી મારૂં પાપ મને અથડાવે છે. હવે ઉપાએ શું કરૂં માતાજી હમકું કાંઈ બતલાવે છે! ચાકર પેઠો ચીંતા માહે તું મારા દીલને બહુ ધ્રભરાવેછે. મારી હકીકત સઉ તું જાણે ઘટઘટમાં બીરાજે છે. અરજ કરી માને-૨

નામ નીરંજન તું દુઃખભંજન નિર્ધનને ધન આપે છે; વાંજીયા દોશ વાંજીયાનો ટાળી તેને ફરજન આપેછે. ભગત કરેમા ભગતી તુમારી તેને દર્શણ આપે છે; જનમ જનમનાં પાપ નીવારણ એક પલકમાં કાપે છે. બહુચરબાળી અંબે દયાળી ભક્તન કે શીર ગાજે છે. અરજ કરી માને-૩

મારી હકીગત કહી, મંમાયા તુમ બીન કોણ મટાવેછે; બ્રહ્મા વિષ્નુ રૂદ્રને કહીએ તે તારા ગુણ ગાએછે. સર્વ દેવના દેવ તમેછો! તેરા નામકું ધાએછે. મહારાજગીર કહે સત શબ્દને અમર પદને પાવેછે. અમીચંદ કહે છંદ બનાવી તારે હાથ મારી લાજે છે. અરજ કરી માને-૪

છંદ. ૧૦

જુઓ માજી હું કહું તે સાંભળો બહુચર અંબા, દીનદયાળ, સંકટ દુઃખ મારૂં કરો નીવારણ કરજોડી કહું તારો બાળ. ભુલ્યા ભટકતા ફીરૂં જગતમે છોડી હમેરા દેશવતન, તુમબીન મેરા કોઈ નહિ વાલી જીવ કાયાકા કરો જતન. સતસંગત સુબુદ્ધી આપજો, કરજોડી કહુ સત વચન. કામકરોધ કબુદ્ધી ટાળજો, નીરમળ અંગ

મારૂ કરજો મન. ઘણુ ઘણુ શું કહીએ અંબામા રાખી ફીકર કરજો રખેવાળ. સંકટ દુઃખ મારૂ-૧

બીજી અરજ એક શુણજો અંબામા રણસંબંધે આયા અહી, બંદગી કરી તારૂં દેણુ મટાવી ઝટપટસે ફીર જાનો તહી, મુદત બાંધીને આયા જગતમે ઉસદીનકી મુજે ખબર નહિ, કરજોડીમા સવાલ કરૂ મહારા મનના મનોરથ પુરજો સહી. આન અચાનક પડશે કાયા જમ જીવ લઈ જાશે તતકાળ. સંકટ દુઃખ-૨

ઉસીદીન મેરા બુરા હાલહે કરજોડી કહું પાએપડી, ઉસખાતર સબુદ્ધી આપજો તુમકું કયા કહું ઘડી ઘડી. ધર્ભવાસમાં રહી કરી જે વાતો કરીતી બડીબડી, ખુલ્લા બંધ દુનીઆમે આયા ગફલત માયા જાળ પડી. તારણ તરણ તુમતો જુગતા તેરા નામકી પકડી ઢાલ. સંકટ દુઃખ-૩

હવે માજી મારી ફીકર તમને કરજોડી કહુંછું કંગાળ, જશ અપજશ માજી હવે તમને હું અજ્ઞાની તારો બાળ. જેવી તરેહથી બુધી આપશો તેવી તરેહથી ચાલીશ ચાલ. તારા ભકતની નીંદા કરશે તે નરકે પડશે ચંડાળ. અમીચંદ કહે છંદ બનાવી કરી કરૂણા સુબુધી આલ. સંકટ દુઃખ-૪

છંદ. ૧૧

જળ બીન તલપે મછલી અંબામા. દરશણબીન તલપે તેમ નેણ; નેણ નીરખસે નખશીખ જબીમાની, જદ કાયામે હોવે ચેહેન. ચેહેન પડે ચશમોસે દેખે, ચત્રભુજીમા ગુણ ગંભીર; ભીડ ભાગો મારી સારદા ભવાંની, દરશણ બીન નહિ રેહેતી ધીર. ધીર ધરે નહિ જીવ હમારો, નેત્રથી વહી ચાલે નીર; નીર જમનામે તલપે ગોપીકા કૃષ્ણ કદમ લે બેઠે ચીર. ચીર બીના જેમ તલપે ગોપી, દરશણ બીના તલપે તેમ નેણ. નેણ નીરખસે-૧

ચેહેન પડે નહિ દરદીકું તેમ, દરશણબીના મુજકું ના સુખ; સુખ સમરણમાં રખુ તુમેરા, જેમ ભુએકી ભાંગો ભુખ. ભુખ રખુ દરશણકી તુમારી, નખશીખસે નીરખું માનુ મુખ; મુખભરી ચશમોસે દેખું. જદ કાનાકા જાવે દુઃખ. દુઃખ દુર કરો દીનદયાળી,

અંધેકુ તુમ આલો નેણ. નેણ નીરખસે નખશીખ-૨

ચેહેન પડે નહિ ચાચરવાલી, સેવક તમારો કરે ટલવલ; ટલવલ કરી દરશણ માગુ, મારી આણ અચાનક આવશે અદલ, અદલ આવી જદ પડ રેહે કાયા, ઝટપટસે દમ ચલા નીકલ; નીકલ ગએ જમ લેગયે બાંધી, મનખા અવતાર જશે અફલ. અફલ સફલ દરશણથી હોવે અંધેકુ મીલ જાવે નેણ. નેણ નીરખસે નખસીખ-૩

ચેહેન પડે નહિ સીતા બીના જેમ રામચંદ્ર રઘુવીર ફીરે; ફીરે હનુમાન શોધ નીકાલે કુદી સમુદ્ર લંકામે ગીરે; ગીરે હનુમાન અ-શોકવાડીમે રામનામદે મહાવીરે; વીર શબ્દ શુણી સીતા માને તતક્ષણ આવી ધીરે; ધીર આવી જોઈ રામમુદ્રીકા તેમ દરશણી સુખ પામે નેણ; નેણ નીરખસે-૪

ચેહેન પડે નહિ તેરા ચાકરકું, લક્ષ ચોરાશીકી ફીકર બડી, બડી હકીઅત માજી તુમારી, ગફલત માયા જાલ પડી. પડી કાયા ફીર લક્ષ ચોરાશી, આ ભવન નહિ આવે ઘડીઘડી; ઘડી પલકી ખબર તુમકુ, આવો માજી તમે સિંગેચડી. ચડી આવો કહે અમીચંદ મા મેહેર દ્રષ્ટીથી મીલાઓ નેણ. નેણનીરખસે નખશીખ છબી માની જદ કાયામે હોવે ચેહેન. ૫

## છંદ. ૧૨

સાચુ સમરણ અંબામાનુ આ સંસાર સઘળો ખોટો, છે છેછે છે નથીનથી મા જેમ પાણીનો પરપોટો. કાચો કાયા ઘર બાકુતી. પંચ તત્વનું થયું તઇઆર, જીવ મુસાફર આવી રહ્યો મોહી અવધ બાંધીને ધર્યો અવતાર. કાયા શેહેરમાં મન સોદાગર પ્રવતી નીવૃતી બે નાર, પરવરતીના પાંચ પુત્ર. કામ, ક્રોધ મોહ-મદ નિરધાર. તે પાંચોએ વેપાર કીધો તે વેપારમાં લાગ્યો ટોટો. છે છેછેછે. ૧

તુટી પેઠી લુટી કાયા, નથી જમડાનું વાધ્યું જોર; નાઠી પર વરતી નાઠા પુત્ર પાંચ કામ કરોધ જે ચોરના ચોર. કરનારા તો ખશીગયા પણ જીવ બાપડો પડ્યો અઘોર, ચોર કરી જેમ બાંધ્યો જીવને માર માર કરી શોરબકોર. પડે મારને રૂદન કરે જીવ ની-

વરતી સામુ જોતો; છેછેછેછે. ૨

નીવરતી કહે સુણો રાજા પ્રવરત્તી હમારી ખશીગઈ, નીવ્રતીના પુત્ર ધસ્યા જે દયા ધરમ હીરદેમે વસી. તપજપ કરે ધરમ ધાંન તેને બીજી વાતની નુ્ય કશી; આખર વખતે વેમાન આવ્યું અં બા નામસે ગયો બેશી. નીવરતીથી સ્વર્ગે ગયો જીવ પ્રવરત્તીથી રોતોતો. છેછે.—૩

પ્રવરત્તી મારી દુર કરી નીવરતીનો કરાવજો સંગ, જોબન જુવા ની જતી રહેશે જેમ ઊડી જાએ ગુલાબીરંગ. મારારાજગર કહે ભુખણદાસ તેને જીતી જગતમાં કરીસતસંગ; અમીચંદ કહે છંદ બનાવી ગીડગીડતાલ બાજે મૃદંગ. જનમ લખ જાનુની નહીં જખ્યો મીથ્યા અવતારછે ખોટો. છેછેછેછે—૪

### છંદ. ૧૩

પ્રથમ નમુ ગણપતી માત સરસ્વતીનું ધરતાં ધ્યાંન. કંઠ વાંણી દો બુધીગ્નાન. મા કરે મનસુબો ધરસે આયા માજી તમારે ધાંમ, પ્રથમ જે બોલુ તુમારા નામ. હે ચરણ શીશ માની છબી નીરખી કરૂ માને સલાંમ, તેરી ભગતીસે હુંએ આરામ. મા હરદીસ તારૂ ધાનધરી માં કરૂ તારૂ પીછાન, કંઠવાણીદો બુદ્ધિ ગ્નાન—૧૦

મુગસ્થંભથી કહુ માજી હું સરષ્ટીકા વીસ્તાર, અખંડ જોત ની રગુણ નીરાકાર. ઇછા શકતીને પ્રગટ કીએ બ્રહ્મા વીષ્નુ રૂદ્ર તઇ-આર, રૂપ પ્રેલથી કીયા ભરથાર. પણ લક્ષ્મી સાવંત્રી ઉમિઆ માતા એ ત્રિગુણકા મંડાણ; કંઠવાણીદો બુદ્ધિ ગ્નન—૨

તેરી માયાકા પાર નહીં બ્રહ્માદીક ભુલજાતા, તેરા કોઇપાર નહીં પીતા. પણ બ્રહ્મા વીષ્નુ હું કહું મે તેરા ગુણ ગાતા. સકળ ઘટઘટ મે ફેલાતા પણ સ્વર્ગે મૃત્યું પાતાળ કે ચૌદા ભુવન ધરો તારૂં ધ્યાન; કંઠવાણીદો બુદ્ધી—૩

મે હું તુમેરા દાસ ગુનેગાર બંદગી તેરી, કરતા, તેરે ચરણો પર શીશ ધરતા. તેરે ચરણમે જે કોઈ રહેવે નહીં કીનસે દરતા; માહારાજગીર તેરા ધ્યાન ધરતા. પણ અમીચંદ ને છંદ બનાયા ભજો અંબા જુગજાણ; કંઠવાણીદો બુદ્ધી—૪

છંદ ૧૪

સબ રૂઠે તો રૂઠે સભામાં તુમ રૂઠે સંતાપ હુવા, વિમળ વસીના વસીના દેરા જલ બલ ખાખ હુવા. વિમળ વસી નામે એક શાવક બાપ મુવે બેજાર હુવા, તેની માડી પરઘેર, પરઘેર ભરે પાણીના ચાર હુવા. પાંચ વર્ષનો વિમળ બાળેક દુઃખીઆં અપરમ પાર હુવા, મોસાળ જઈ વશીઆ. વસીઆ. નીર્ધનીઆ નોધાર હુવા, જઈ નીશાળે ભણ્યો નહી કાંઈ પેલા જનમનાં પાપ હુવા. વિમ-ળ વસીના —૧

મામા ઘેર જઈ ભાણેજ વસીઆ, ગાઓ ચારી ગોવાળ હુવા, વિમળ વસીના, વસીનાં માજી એવા હાલ હુવા. એક સમે ગુરૂ ચરણે લાગો ગોર કહે શાવક બાળ હુવા. તમે શુણો વિમળજી કરે જો ધરમ તમે નહાલ હુવા. વિમળ કહે કહેશો તે કરશુ ગુરૂ તમે મા બાપ હુવા. વિમળ વસીના—૨

આરા સુરમાં અંબામાતા વિમળ પર પરશન હુવા, માની ગાએ ચરાવી. ચરાવી વિમળનો તનમન હુવા, સઉસઉની તો ગાયો સોંપી વિમળ વીચારે મન હુવા, આ ગાએજ કોની, કોની કહી અંબા ભુવન હુવા, ગોવાળ જાણી કરી કરૂણા દરશણ આપો આપ હુવા, વિમળ વસીના—૩

અંબામાતા જગત જનુની તું જુગજુગ દાતાર હુવા, વિમળ વસીકુ દોલત અપરમ પાર હુવા, ગુરૂ કહે બંધાઓ દહેરા મા જીકા આધાર હુવા, જઈ કહ્યુ માજીને રતોવાઇ તઇઆર હુવા, દેરા બાંધી કોણ પરતાપ પુછયું,વિમળ કહે ગુરૂ પરતાપ હુવા વિમળ વસીના—૪

એક સો આઠ તો દેરા બંધાવ્યા, આરસ પહાણ ચમકાર હુવા, ગુરૂ પરતાપ શુણી, શુણી માને ક્રોધ અપાર હુવા, નાસ વિમળ કહી છુટી જવાળા દેવા પ્રલેકાર હુવા, મા પરતાપ કહીને નાઠો વિમળ હાહાકાર હુવા, ભુલ્યો માજી મને માફ કરો એ દેરા તમ પરતાપ હુવા, વિમળ વસીના—૫

ગદગદ કંઠે કરે વીનતી હવે માજી મને ભાન હુવા, દુઃખીઆ-

रो जाणी जाणी, तम थकी अज्ञान हुवा, मां परतापे पांच देरा राख्या, गरीब नवाज महेरबान हुवा, माराजगीरकु, गीरकुं माजी तुमारा ध्यान हुवा, हे अमीचंद कहे छंद हरक कडी बंध माजी परताप हुवा, वळम वसीना—६

छंद. १५

अंबे गरीब नीवाज आज तुं मेरी मदत रेहेना चइए, संकळ सभामे, सभामे मुजे ग्यान देना चइए, मेतो खडा हजुर तुमारा मजुर साहि करना चइए, माजी हमारी, हमारी अरज कान धरना चइए, माजी हमारीमे कगरु कंगाळ तुमारा बाळ दुःख हरना चइए, आदभवांनी, भवांनी हमकु तेरा दर शण देना चइए, आद भवांनी; तुमतो माजी आवो हमकुं बचावो, मेरी संभाळ लेना चइए, सकळ सभामे सभामो मुजे ग्यान देना चइए, सकळ सभामें—१

आवी तमारे धाम जपु मुखनाम, गुण गाना चइए, हमकु माजी, माजी तेरा दरशण पाना चइए, कोई कोइने अनेक हमा रे एक टेका आना चइए माजी तुमारे, तुमारे मारी वारे धाना चइए, संकट दुःखमां, काप तमे मा बाप तमकुं केहेना चइए, सकळ सभामे, सभामे—२

मात तातने भ्रात तमेछो, तेरा नाम साहाना चइए, गुण गंभीरतुं, गंभीरतुं तेरामन माना चइए. नोधार्या नीरधन तारु, फरजन दयाळाना चइए, मुज बाळकपर, बाळकपर, माजी तुमने चाहाना चइए, मारु नथी मां कोइ एकलो जोई मदत रेहे ना चइए, सकळ सभामे, सभामे मुने ग्यान देना चइए—३

ए मायाका संसार तेरा आधार, जस देना चइए, तेरा दा सकुं, दासकुं तेरे शरण रेहेना चइए, तेरा दासकुभीड पडे त्यां आवी हमकु बचावी झट लेना चइए, माजी हमकु, हमकु सखुषी देना चइए, कहे अमीचंद के छंद बनावी अंबे अंबे केहेना चइए. सकळ सभामे. सभामे मुजे ग्यान देना चइए. सकळ सभामे—४

છંદ. ૧૬

આદ શક્તી મંમાયા અંબિકા તેરે ચરણે શીશ નમાવાંગે, તેરે નામસે, નામસે ભવસાગર તીર જાવીંગે, લક્ષ ચોરાસી ફેરા ફરેતા અબ મનષા અવતાર આએ, તુમ ચેતોને પ્રાણી, પ્રાણી ભગ્તીસે મુક્તી પાએ, નવ માસ ઓધરમાં રખા મુજે પકડ ઝકડ કર બંધવાએ, મેં કરી ત્રપશ્યા,ત્રપશ્વા કરી બંદગી તેરા ગુણ ગાએ.

રેકતો

પ્રાણી ગદગદ કંઠે કરે બીનતી અપારે. જીરે કરે
કરીશ ધરમ ધ્યાન પુનદાન આપો અવતારે. જીરે આપો
કરીશ તપજપ જીતી ભઉ જગત સંસારે. જીરે. જગત
ઉધેમસ્તુકે ધ્યાન ધરી તેરે નામકી માળા જપાવીંગે.
તેરે નામસે નામસે ભવસાર તીર જાવીંગે-૧

એસી સરતસે જનમ્યો પ્રાણી, ભુલ બંધ દુનિઆમે આઓ માત પીતા સઉ, કુટુંબ કબીલા હરખાએ, તેરી માયાકી જાલ પડી સો કહ્યા બચન ઓ ભુલવાએ, જનમ લીઆકે, ઉઆ તુતા બતલાએ.

રેકતો

મારી બાળ અવસ્થા ગઈ રમતા જારે. જીરે, રમતમા,
ફીર આઈ જુવાની દીલમાં કરૂ વીચારે. જીરે, કરૂ,
ચોરી ચાડી ચુગલી ધુતી ભરૂ ભંડારે. જીરે, ભરૂ,
પરનારી પરધનકુ હરતા સો નર ગોથે ખાવીંગે.
તેરે નામસે નામસે ભવ-૨

ગઈ જુવાની આયા બુઢાપા થરથર ધ્રુજને લાગ્યું શરીર, નાક ગળે જદ, ગળે જદ નેણોમે સે વહેતા નીર. અંતકાળકી વખત હુઈ પ્રાણી ઘભરાતે નહિ રેહેતી ધીર, જમડા આયા, આયા પડ્યું રહ્યું શરીર.

રેકતો

જમ જીવ લઈ જાતા માર મારગમે મારે, જીરે, મારગમે

ધરમરાજ લેતે હાજરી કરે બીચારે, જીરે, કરે,
ફીરૂ લક્ષચોરાશી પીછા ધરો અવતારે જીરે, અવતારે,
જેસા પ્રાણી કરમ કરીગે એસી નસીએત પાવીંગે,
તેરે નામસે નામસે ભવ-૩

એસી હકીકત હોઇગી હમારી, મંમાયા સુણલો અરજી, તુમ જુગ જુગ દાતા, દાતાર ધ્યાન ધરૂં તેરા બહુચરજી. મેતો તમારે દવાર ખડા આજ સિદ્ધ કામ મેરા કરજી, હુંતો તમારી, તમારી કરૂં બંદગી મા છજી ગરજી.

રેકતો

મારા મનડા તણી બહુચરમા પુરજો આશે, જીરે પુરજો
મા હાથ જોડી માગુછુ તમારી પાસે, જીરે તમારી,
મા આખરી વખત નહિ નામ તમારૂ દેવાસે, જીરે નહિ
કરૂ આવી મારૂ કંઠ રૂંધસે અભુલ ગફલત ખાવીંગે.
તેરે નામસે નામસે ભવ-૪

સંસાર રૂપી સમુદ્ર વેહેતા ઉસમે ડુબે કંઇ તપ ધ્યાની, તેરી માયા જાળમે, જાળમે પડે ગફલત કંઈ મુની ગ્યાંની, તારા નામ રૂપી મે હોડી બનાઈ પાર ઉતારો દયા આણી, બુડેકું તરાવો, તરાવો મા ભગત તારો જાણી.

રેકતો.

માં હાથ જોડી કહુ અરજ મારી સીકારો, જીરે મારી
હું ગાંડો ઘેલો પણ થયો, ભગત તમારો, જીરે ભગત,
નથી કોઇ મારૂ હું નીધનીઓ નોધારો, જીરે નોધારો,
અમીચંદ કહે છંદ બનાવી તેરે નામકી માળ જપાવીગે.
તેરે નામસે નામસે ભવ—૫

છંદ. ૧૭

માની વાડી બની ગુલજારે, મહી ખીલ્યા ફુલ અપારે; લો ખશબો ખપરવાળી, કરી મુકતી ગયોછે માળી ભરી કમાન ઉપર જાળી, મોગરાની ખશબો ચાલી,

ઝુલ.

તરેહ તરેહના ફુલ ખીલ્યા, તેની બની ઘટા ઘનઘોરે;
નારંગી ગુલબાસ ગલગોટા, ગજવેલી ખુબ જોરે.
તન મનીઆ ત્રણ પાંખડીઆ, માં બેહેકી રહ્યો ડમરોરે;
નાફરવાની ગુલ્લાલા ખીલે, ખીલી રહ્યોછે મહોરે,
માંએ સજ્યો સોલે સણગારે, નેણોમે કાજળ સારે; ૧
માની વાડી બની ગુલજારે;— ૧

જુઇ જાઈ ખીલી ગજવેલી, જાસુક શેવટી ચંપેલી બીલપત્ર મોહન વેલી, માલતી ખીલી સાહેલી,

ઝુલ.

પારજાતીક ધંતુરો તુલશી, બીલી પત્ર બીરાજે;
અગથીઓ ઉમરડો કહીએ, તેપણ શોભે આજે.
કેસુરી પદમ કમળ કળા, રાખો ભગતની લાજે;
ફુલતણી કહી શોભા ન જાએ, કરજો ભગતના કાજે;
કહુ ફુલજ ત્યારે ત્યારે, ચંપાની હારો હારે,
માની વાડી બની ગુલજારે—૨

બાર માસી બોરીઆં રાતા, દાવદી કરેણા મદમાતા, સદા ગુણ તમારા ગાતા, થાએ દરશણથી શુખશાતા.

ઝુલ.

લાલ લીલા પીળા સપેત કાળા, પંચ રંગ મીલાઊ;
અરે અરે અંબા અલબેલી, સદા તેરા ગુણ ગાઉ.
સમી સપેત કમળ કસુંબા, વાડી માહે સોહાઊ;
જમાલ ગોટા જોઈ હરખે મન માહરૂં, માને શીશ નમાવું.
તું છે જગત આધારે, હું કહું મા વારમવારે,
માની વાડી બની ગુલજારે—૩

ખુબ ખીલી વાડી અનમુલે, શુરજ ફુલ વચે જુલે, છે સુવા વેલના ફુલે, મારી અરજ કરો કબુલે.

ઝુલ.

સેંતે પત્ર કમળ કેવડો, બેકી રહ્યો અપારે;

આપ નીરંતર ઘટમાં રેહેતી, ભમર ગુજારે;
આવી રહી દાડમ કળી, માને ગળે ગુલાબનો હારે;
ભુખણદાશ ગયા ચુનીલાલ, તે આવ્યા તારે દવારે.
અમીચંદ છંદ તઈઆરે, મા કીધો તારે આધારે.
માની વાડી બની ગુલજારે—૪

છંદ. ૧૮

સુરતતો સુનેકી મુરત, ધીઇઆ ફળીઆમાં જો રહીયા; અં-
બામાનું; માનું તખ્ત દેખી સબ મોહ રેહીયા.

પ્રથમ પોળમાં પેઠો તમારી દરવાજામાં આ રહીયાં. બાર
પગથીયાં, પગથીયાં ચડી સનમુખ ઉભા રહીયાં. હાથ જોડી માને
શીશ નમાવું ગુણ તમારા ગા રહીયાં, કરી દરશણ તમારા તમ
રા મેરા દીલ હરખા રહીયા,

ઝુલ ભજનરૂપી.

માના મુખડા ઉપરરે, કોટી કોટી ચંદ્ર તેજ ખીલા,
ક્યા કહું તમારી શોભારે, અપ્રમપાર રચી લીલા;
મુગટ તમારો હીરે જડ્યોરે, મહી પંચ રત્ન પોખરાજ પીળા,

રેકતો.

કાનોમે કુંડળ ઝલકી રહ્યા, જેસી બીજલી કરેછે ચમકારે;
કાલી ગાંડી પાટીયા બીરજે, ગળેમે નવ શેરો હારે.
કડાં સાંકળા બાહે બાજુબંધ, વેડ વીંટી કરે ચમકાર.
સુંદર મુખ ઉપર વાળી શોભે, નેણોમે કાજલ હો રહીયા,
અંબા માનું, માનું તખ્ત દેખી—૧

પાઉમે પાએલ તોડા ગંઠોડા, અણવટ વીંછવા ગાજી રહીયા;
છલ્લા છવીટીયાં છવીટીયાંછનન છનન બાજી રહીયાં ઓણપટી ચ
મકલી શોભે શોભે શણગાર સજીરહીયા, અંબામાનુ, માનુ કરીદર-
શણ રાજી રહીયાં.

ઝુલ.

માની જમણી બાજુરે, ગીરજાનંદન ગણેશ ગાજે;
ડાબી બાજુ શંખનપુરીરે, માતા બહુચરા આપ બીરાજે.

મા શુદર તમારો ધબારોરે, મહી ધનનન ઘડીયાળો બાજે.

**રેકતો.**

માને ધબારે ચાર કમાન છે, કમાને કાંગરા બારે;
એકકી કમાને ત્રણુ ત્રણુ હાંડી. ચારે ખુણે સળગી ચારે;
વચ્ચે ઝાડ દીવાલગીરી ફરતી, તકતા ને શોભે હારે.
છત્રી જોઈ મારૂ દીલ હરખ્યું, શીરપર તોરા હોરહીયા.
અંબામાનું, માનું તખત દેખી-ર

બની ઘટા ઘન ઘોર દેશમાં, જેજે શબ્દ વરશી રહીયા, સઉ સેવક તમારા, તમારા દશરણકું તરસી રહીયા, બ્રાહ્મણ કરે ચંદી પાઠ વેદી વેદ ધુંન સરસી રહીયા, અંબામાને, માને હાથ ચક્ર ફરથી રહીયાં.

**ઝુલ**

ચારશેવક છે તમારારે, વારા બાંધી કરે શેવા;
દુર્ગાશંકર ગ્યાનીરે, ભાવે નીત ધરે મેવા;
મોતીરામ ને વીજીયાશંકરરે, શોભે છેલ છબીલા જેવા.

**રેકતો.**

વારા બાંધી સઉ કરે આરતા, ભાવધરી તારા દાસે;
ભદ્રાશંકર ને છોટેલાલ, ચમર ઢાલે ઉભા પાસે.
નોબત ગગડી ઘડીઆળ વાજે, ભગતનકી કરે આસે;
લલુભાઈ ને હરીશંકર માં, તેરે ચરણ દુધ ધો રહીયાં
અંબામાનું, માનું તખત દેખી—૩

રંગમંડપમે રચી રચના, તાલ મૃદંગ બાજી રહીયાં, છડે રાગ રાગણી, રાગણી સારંગી ગાજી રહીયાં, ઝર મર ઝર મર છુટે ફુ-વારા, ઈંદ્ર સભા લાજી રહીયાં; માનુ દરબાર દેખી, સબ ખબ ખટ રાજી રહીયાં.

**જુલ.**

માની વાડીમાંરે, ચંપા કેવડા ખીલ્યા અપાર;
જુઈ જાઈ સેવટી નાફરવાનીરે, બટ મોગરા ગુલહજાર.
ચંબેલીને ગલગોટારે, ગળે મોતી ચુડાનો છે હાર.

## દેહરો.

સંવત ૧૯૨૭, માગશર શુદ ૧૫ બુધવારૂં,
માહારાજગીર ને ભુખણદાસ, માં ધ્યાન ધરેછે તમારૂં;
અમીચંદને વીજયાશંકર કહે, કામ કરો માં હમારૂં;
ચત્રભુજી ચંતા દુર કરજો, દરશણથી સુખ હો રહીયાં;
અંબામાનું, માનું તખત દેખી—૪

### છંદ ૧૯

મારી અરજ શુણો, અંબામા બહુચર બાલી; માહાલક્ષ્મી મારી માત કરો રખેવાળી. માનું તખત દેખી ફાંકડુ કે અપરમ પારે, માએ નખસીખ સજ્ય શણગાર ગલે બીચ હારે, હાથે કડાં સાંકળા રત્ન મણી ઝળકારે, માએ જડી દંતપર રેખકરે ચમકારે, છુમ છનન છનન બાજે પાઉમે પાએલ ધમકારે, શીર મુગટ છત્ર ઓર નેણ મે કાજલ સારે. દામણી દુલ અકોટી નાકમે વાળી. માહાલક્ષ્મી.૧

હું ભુલ્યો ભટકતો આવ્યો તમારે દવારે, માને દંડ વૃત પ્રાણામ કરૂં નમસ્કારે. તું આદ શકતી મમ માયાનો અવતારે, કીયા સ્વગ મૃત્યુ પાતાળ કે નવ લખતારે. તું નીધનીઆ નોધારાની આધારે, તે જળ સ્થળ મેરૂ પ્રગટ કીએ સંસારે. બન બનમે બનસ્પતી ખીલ રહી હરી આલી. માહાલક્ષ્મી—૨

જીવ જંત પશું પક્ષીની કરે બરદાસે, તું ઘટઘટ બ્યાપીક આપ રૂપ પ્રકાશે. હું અજ્ઞાની અપરાધી તમારો દાસે, જુવો મેહેર દ્રષ્ટી મારૂં પાપ પ્રલેકાર થાશે, તારૂ નામ ગરીબ નિવાજ પુરો મારી આશે, કરગરી માગું કંગાળ તમારી પાસે. મારા મનના મનોરથ પુરોની ખપરવાળી. માહાલક્ષ્મી-૩

આજ આણુંદ ભયો તેરે દર્શણસે સુખ પાયા, થયુ પાપ નિવારણ નિર્મળ હોગઈ કાયા. કહે મહારાજગીર મોહમ સર છોડી માયા, કામ ક્રોધ તજી તેરે નામસે ધ્યાન લગાયા. સંવત ૧૯૨૯ મે છંદ બનાયા, ભાદરવા સુદ આણુંદચૌદશે ગાયા. કેહે અમીચંદ મા પાર ઉતારો હાથ ઝાલી. માહાલક્ષ્મી-૪

### છંદ. ૨૦

### ભજન રૂપી છંદ.

કર સત સંગત મન માજી ભજ; પીએ વીખ પ્યાલા અમરીત તજ, કર સત સંગત મન માજી ભજ–ટેક

એ અંબા નામ અમ્ર રસ; તે તો પીઇ લે પ્યાલા પરેમ આણી મસ; પંચ ઈંદ્રી સ્વાદ છોડો ચડસ; ચલ સીંચો પ્રાણી પડસે લપસ; કર સત ગરૂ ચરણે લગાદો રજ;
પીએ વીખ પ્યાલા–૧

એક ચીત મન ધરે અંબાનું ધ્યાન; કર પરખ નીરખ અંબા પીછાન; હીરા રતમણી અંબાને જાણ; બીજુ સર્વે ગણ પથર સમાન; ભજ અંબા નામ રાખી ગરજ; પીએ વીખ પ્યાલા–૨

સંસાર સેહેલ માયાની જાળ; તેને મોહી મોહી કેમ આણે વહાલ; નહિ આવે સાથ કાંઈ અંતકાળ; મુક કથીર પ્રાણી કંચનને ઝાલ; કહા ભુલે પ્રાણી મનડાં સમજ; પીએ વીખ પ્યાલા–૩

તું તો સમજ મન કરલે કબુલ; એ માયા જાળ આખર ધુળ; રેહેશે વાશ જાસે કરમાઇ ફુલ; કહે અમીચંદ શુણજો અરજ;
પીએ વીખ પ્યાલા–૪

### છંદ. ૨૧

અરે તું કેમ જાએ ભુલ ભુલ, મારને માજી નામકી હુલ. અરે તું કેમ જાએ ભુલ ભુલ. ટેક

ત્રેતા યુગમાં સીતા માતા લંકાહતી અન મુલ; રાવણ મારી લંકા બાળી, ત્યાં તો ઉડતી ધુલ; અરે તું કેમ જાએ ભુલભુલ—૧

દ્વાપરમે ધરજોધન રાજા, ઘણો ફરે ફુલ ફુલ; તે પણ રણમાં ગયો રોળાઈ, જીત્યા ભીમ નીકુલ, અરે તું કેમ જાએ ભુલભુલ–૨

આ પૃથ્વી પર કંઇક થયા, કંઇક થશે અજી અન મુલ; સદા ફરે ખપરે માતાનું શોભે હાથ ત્રીશુલ. અરે તું કેમ જાએ ભુલ–૩

ભવ જળ પાર ઉતારો માજી, અરજ કરો કબુલ; અમીચંદ કહે જુવો મેહેર દ્રષ્ટી, જાવે ભાએગ ખુલ. અરે તું કેમ જાએ ભુલ ભુલ–૪

**છંદ. ૧૧**

તુજે નમુ ચરણ, આયા શરણ, બીધન હરણ, દુઃખ ટાળો તુમ; તુજે નમુ આજ, રખો મેરી લાજ, શીધ કરો કાજ દુઃખ ટાળો તુમ. આયા તેરે ધામ, શીદ્ધ કરો કામ, મુલકો પર નામ, કરતી હે તુમ; ચુની ચમકાર, ગલેમે હાર, શોભે શણગાર, ધરતી હે તુમ. દેખી તેરા મુખ, હો જાવે સુખ, મેરે તનકે દુઃખ હરતી હે તુમ; જપુ તેરા નામ, હોવે આરામ, શીદ્ધ કરવા કામ, કરતી હે તુમ.

રેકતો

સીદ્ધ કરો બકતનકે કાજે,
સીદ્ધ શબ્દ રણ તુરી બાજે.
અસંખ દૈત્ય કર દીએ પ્રાજે.

દુશ્મનકુ માર, કરતી પોકાર, કર ધરી હથીઆર, લઈ બાલો તુમ; તુજે નમું ચરણ—૧

દુશ્મનકુ દુર; કીયા ચુરે ચુરે; અસંખ અસુરે માર ગાજી તુમ. કીયા કરૂ બીસ્તાર; નહિ આશે પાર; બન કરે અસ્વાર બાઈ માજી તુમ. શતરૂકુ માર; કીઆ તારમતાર; દેરા મોજારે, બીરાજી તુમ. પાએલકા બહાર; ઘુઘરૂ ઘમકાર; સબ સજી શણગાર મેરી માજી તુમ.

રેકતો

જળહળ તારી જોત ઝળકતી;
દામણી દુલ અકોટી લળકતી;
દો દંતન પર ચુની ચલકતી;

તુમ દીનદયાળ, કરો પ્રતિપાળ, હું તારો બાળ હાથ ઝાલો તુમ.

તુજે નમુ ચરણ—૨

સંસાર ખાંડેકી ધાર; ઉતારો પાર; માજી હાથ ઝાલી તુમ. મીથ્યા સંસાર; સબ પરીવાર; ક્યા કરૂં વીસ્તાર મતબાલી તુમ, બાંધબંધ માત, બેહેન તરીઆ તાત; નહિ આવે સાથ મેરી વાલી તુમ. કળજુગમે આજ; શક્તીકા રાજ; સીદ્ધ કરને કાજ

રેકતો

બાલાપણ રમતમે ગુમાઈ
ચડા જોબન જુવાના આઈ
કામ ક્રોધ મમતામે ગુમાઈ

અબ ધરૂં તેરા ધ્યાન, મુજે મીલો આન, મુજકુ આશાન અબ ચાલો તુમ; તુજે નમુ ચરણ—૩

મેરી અંબે માત, જપુ તેરા જાપ, મુજ બુધી આપ કંકાલી તુમ. ચોસેટકુ પરણામ, સબકુ વરણામ, રક્ષા શીશ નામ મતબાલી તુમ. કર જોડી પાસ, ઉભા તેરો દાસ, પુરો મેરી આશ ખપ્પર વાલી તુમ, હોજા પરશન, દેના દરશણ, મેરા હરબીધન બહુચરબાલી તુમ.

રેકતો

એક ચીતસેં તેરા ધ્યાન લગાઉં,
આઠ પેહેર તેરા ગુણ ગાઉં,
ભક્તી કીએ બીન કહા ફળ પાઉં,

કેહે અમીચંદ, માજીકા છંદ, સદા રેહે આણંદ, સબ ગાલો તુમ, તુજે નમુ ચરણ—૪



**અંતરલાપિકા દુહો.**

જય સરવે વરનો તમે, સિંહ ગરજના થાય.
બાળક લાડ માજી કરે, અંબાના ગુણ ગાય.

**શ્રી આરાસુર મહાત્મ પ્રારંભ**

નહિ આપુહો નંદજીના લાલરે, મહિડા મારારે. એ રાગ.

પ્રથમ સંભુના સુત કેરૂ ધ્યાનરે, ધરૂધું ભાવેરે,
માત સરસ્વતી મન, જ્ઞાન બુધી આવેરે. ૧

આદ્ય સમરો શ્રી મહંમાયરે, બહુચર માતારે,
કાળી તુળજા અંબા સાથ, ગરબો ગાતારે. ૨

અલ્પ બુદ્ધિથી વર્ણવુ આજરે, ઇછા શક્તિરે;
મને આપો બુધી વિશાળ, હરનીશ કરૂ ભક્તિરે. ૩
મારી જીભ્યાએ વસજો માતરે, ગુણ ગાઉ તારારે;
રાખો અખંડ આ જાત, રહેજો શીર મારારે. ૪
હુ વર્ણવુ લઘુ આ ધાંમરે, ચાર જુગ કેરૂરે;
રજા લઈ કરૂ આ કામ, શોભે માનુ ડેરૂરે. ૫
ગિરિ મેરૂ શીખર પરવતરે, ગિરિશ્વેત કહીએરે;
આવ્યા આરાસુરે માત, આપણુ સહુ જઈએરે. ૬
રૂડો મંડપ આરાસુર ધાંમરે, સતયુગ માંથીરે;
ઇછા શકિત પ્રગટીયુ નામ, આપ ઈછાથીરે. ૭
કરેચા પ્રગટ બ્રહ્મા હરરે, હરિછે સાથેરે;
બ્રંહ્માણી રૂદ્રાણી આપ, વૈશ્નવી હાથેરે. ૮
કરી દીતી અદીતીયો એનરે, દેવાને કાજેરે;
અદીતીને પેટે અસુર, દીતીને દેવા છાજેરે. ૯
દેવો થયા પ્રગટ બહુ સારરે, દીન બધ ગાજેરે;
અસુર થયાછે અપાર, કોટી સુર લાજેરે. ૧૦
દુખ દીધુ દેવાને અપારરે, ગયા બ્રહ્મા કનેરે;
વિરંચિએ મોકલ્યાછે દેવ, સહુ જાઓ હરી કનેરે. ૧૧
હરિએ મોકલ્યા સુરરે, જાઓ શિવપાસેરે.
સઉએ વિચાર્યુંછે મન માહિ, હવે શિ પેર થાસેરે. ૧૨
શિવે કહ્યું વિરચિપાસ જાઓરે, થશે સારી ગતીરે;
પછી ગયાછે ત્યાં સહુ દેવ, થઈ સારી મતીરે. ૧૩
હરિ હર બ્રહ્માએ કરી વાતરે, હવે કયાં જઈએરે;
પ્રજાપતી બોલ્યાછે ત્યાંહ, આ દુઃખ કેમ સહીએરે. ૧૪
ચાલો જઈએ શ્વેતાગીરી આપરે, પ્રગટ બાળા શકિતરે;
મેરૂ શીખ લક્ષ જોજન, જાઓ કરતાં ભગતીરે, ૧૫
નાટા રંગથી અમર સહુ જાયરે, ગાંધ્રવ ગાતારે;
અપછરા કરતી નાદ, વેદ ચારે ભણતારે. ૧૬
દેવા આનંદ કરતા જાયરે, પાએ ચડતારે;

કીધાં દર્શ ઊમંગે જઈ, મુખ બોલે ખડ ખડતારે. ૧૭
માજી દૂરે તે આનંદ થાયરે, બાળા જુવે નહાળીરે;
જુવે અમરત એ લોચન, જાણે જોસો પ્રજાળીરે. ૧૮
બાળા રૂપે તે દરશણ દીધરે, બોલ્યા મુખે માજીરે;
તમે કેમ આવ્યાછો હઇ, બોલી થાઓ રાજીરે. ૧૯
કર જોડીને બોલ્યા દેવરે, સનમુખ માજીનારે;
દુખ દીધુ અસુરે અપારરે, હમે કયાં રેહેવાનારે. ૨૦
વચન તે સાંભળી માતરે, વર આપ્યા મુખેરે;
સહુ જાઓ તમે આસંન, રેહો સહુ સુખેરે. ૨૧
પછી ગયાં પોતાને ઠાંમરે, ઉદોઉદો કહેતારે;
થાએ પુષ્પ તણી અતી વૃષ્ટ, દુંદુભી ગડગડતારે. ૨૨
પછી બાળાએ કીધુ સ્વરૂપરે, વિકરાળ છાજેરે;
દેવ રક્ષણ કરવાકાજ, ત્રણ ભુવન ગાજેરે. ૨૩
અસુર મારી આવ્યા ડુંગરરે, ધોળાગીરી[1] માતારે;
ત્યાં મારયા અસુરો બહુ, તે આરાસુર ગાતારે. ૨૪
આવ્યા મૃત્યુ તે લોકમા માતરે, મનુશ જન કાજેરે;
કીધો કળજુગમાં વાસ, આરાસુર બિરાજેરે. ૨૫
ભુ મધે છે વિખ્યાતરે, ગાજતી છે ખરીરે;
તેનુ રૂપ કોથી ન કળાય, દેવોએ નથી કળીરે. ૨૬
બીજુ પ્રગટ કરૂછુ ધાંમરે, વરણન તેતણુરે.
કુંદન પુર[2] નામે ગામ, લઘુ મુખે હુ ભાણુરે. ૨૭
શંખ સાઈ ભગવાંનછે તાંહારે, મંદીર દીસે;
પ્રત્યક્ષ નિશાની હાલ, જોવા મન હીસેરે. ૨૮
કુંદન પુરનો રાજા નરરે, ભિમક રાયરે;
તેની પુત્રી રૂક્ષમણી બાળ, કૃષ્ન વર ગાયરે. ૨૯
રૂકમૈયો હતો તેનો ભ્રાતરે, શીશુપાળ લાવિયોરે;

---

[1] હાલ દાંતાથી દસ કોસ ઉપર તે ડુંગરછે તેને ધોળાધડ કહેવાયછે. ને ત્યાંથી ધોળા આરસના પથરા નીકળેછે.
[2] હાલ કુંભારીયા ગાંમ કહેવાકછે. વિમળશાના દેરાંછે.

પરણાવીશ એમ વદે વાત, બેહેનને નવ ભાવિયોરે. ૩૦
ચાલી રૂક્ષમણી પુજવા માતરે, વારણા લેતીરે;
પુજા કરીને કહેતી આપ, હરી દેજો પતીરે. ૩૧
વર આપ્યોછે માજીએ આપરે, પતી એ વરસેરે;
દ્વારકાંથી તે આવ્યા નાથ, તે ચીત તારૂ હરશેરે. ૩૨
વર લઇને ઉભીછે દ્વારરે, ઉભા ઘોડા ગાડીરે;
ક્રશ્ન આવ્યાછે રથ લઇ ત્યાંય, કર ઝાલી બેસાડીરે. ૩૩
લઈ ચાલ્યા દવારીકા જાયરે, પુઠે ભાઈ જાયરે.
તેની કરી* વિચિત્રિ કાય, તે પુર ન અવાયરે. ૩૪
ડુંગર કાંસીનો હાલરે, દાતાથી વાવ્ય કોણેરે;
નિશાની હાલ પ્રત્યક્ષ, રથ પયડાં પ્રમાણેરે. ૩૫
દાદા કોટેશ્વર કલાસેરે; આરાધે માહા મુન્યરે;
અંત્રીક્ષથી આવ્યાં ઠામ, અતી થયુ પુન્યરે. ૩૬
અરબુદાથી સરશ્વતી માતરે, પોતે આવિયાંરે;
આરાસુરમાં કીધો વાસ, શિવજીને મન ભાવિયારે. ૩૭
અજગરે ગળ્યો નંદરાયરે, હાલ નીશાનારે;
કોટેશ્વર પાસે આજ, પ્રત્યક્ષ એધાણીરે. ૩૮
એક સમે ભંડાસુર દઇતરે, અસુર બહુ બળીઓરે;
આરાસુરથી પશ્ચિમ, તે *પરવત પળીયોરે. ૩૯
છે બારીયાન તેનો દેશરે, ચોવીશ ગાઉ ફરતોરે;
ત્યાં હતું તે રણુરણાકાર, માતાજીથી ડરતોરે. ૪૦
હાલ વસ્તી નથી લવલેશરે, એમ સંભળેછેરે;
મારયોછે માયે દઇત, ત્યાં અઘોરીઓ રહેછેરે. ૪૧
કેશ ક્રશ્ન તણા માયે લીધરે, બેઠીછે ગોખેરે,
ત્યાં ગફા દીસેછે આજ, જોવા જઇયે શોખેરે. ૪૨
ચાચરથી ઉગમણી દશાયરે, ધોળાધડ કહિયેરે;
આરસ ૧ધડછે ત્યાંહ, સજીવન જળ લહિયેરે. ૪૩

---

*ગબડનો ડુંગર હાલ કહેવાયછે. ને ભંડારાનો ડુંગરપણ કહે છે. ૧આરસનો ધડો હતો પણ દાંતાના રાણાજીયે કુંડ કરાવ્યોછે. ત્યાં વાવ્યપણ છે.

મહિષ મર્દની છેત્યાંહરે, હાલ દીસે અર્ધરિ;
મારચોતો મહિષાસુર, તે ધ્યાને ધરીરે, ૪૪
હિમાચળે કરચો છે અન્તરે, કુંદનપુર પાસેરે;
ઉગમણી ગંગા [1]વહે, પીપળાનું વૃક્ષ દીસેરે. ૪૫
એક [2]વિમળ નામે જઈનરે, એડાવાગ વાણિયોરે;
માયે આપી હતી નવનીધ, અધીક જશ પાંમીયોરે. ૪૬
તેનું નામ દુનીયામાં આજરે, પ્રસીધ એધાણીરે;
દેરા કીધા વિમળશા રાય, ત્રણસેસાઠ આંણીરે. ૪૭
દયા આણી રાખ્યાં છે પાંચરે, એધાણી માટેરે;
પાળી મોટો કીધોનો રાંક, જીવને સાટેરે. ૪૮
એક હતો પારેખ અજેરામરે, ઝવેરના વંશમાંરે;
મંદસોર ગામ મા પુત્ર, માળવા દેશમાંરે. ૪૯
હતો મહા વેપારી પ્રૌઢરે, આવતો ઝાઝમાંરે;
દરીયા મધ્યે વહાણ, થયું અતિ રંગમાંરે. ૫૦
બહુ માલ હતો અમુલ્યરે, બુડવા લાગ્યોરે;
ઉભો સ્તુતી કરેછે રાંક, આશરો માનો માગ્યોરે. ૫૧
બહુ સ્તુતી કરી અપારરે, અંબામાનીરે;
ઉતારો આ પાણી પાર, હું રહુ શીર નામીરે. ૫૨
મારે વહારે આવો મહંમાયરે, અપરાધ બહુ કીધારે;
તમે આવી કરો સુખશાત, કાંમ મારા સીધારે. ૫૩
આશનથી ઉઠી માતરે, વાઘે ચડી ચાલીરે;
ત્રિશુળે તારયું ઝાઝ, એ બલીહારીરે. ૫૪
દરશણ દીધાંછે માતરે, શેવક જન સાથેરે;
ઉતારયું સમુદર પાર, પારેખને માટેરે. ૫૫
હાલ પડછો છે પ્રસિદ્ધરે, ત્રિશુળછે વાંકુરે;
જઈ જુવો આરાસુર માંહે, મુખે હું ભાંખુરે. ૫૬
ઝાઝ તારી આવ્યા મંદીરરે, સ્વપ્ન દીધુ ભટનેરે;

---

[1] હીમાચળી ગંગા અગીયાર માઇલ ઉગમણી વહેછે.
[2] આ નામના પુરૂશનો ગરબો જોવો.

ઝબકીને જાગ્યો ત્યાંહ, ઉઠ્યો છે ઝટનેરે. ૫૭
જઈ જુવે માજીની કાયરે, શરીર દીસે ઝાંખુરે;
અંગ વસ્ત્ર ભીંજાયલા દીઠ, મુખેથી ભાંખુરે. ૫૮
નીચોવી કીધુ જળ પાનરે, ખારૂ લાગેરે;
જળ મોકલ્યું રાણાની પાસ, એધાણી માટેરે. ૫૯
એમ નિશ્ચે થયો તતકાળરે, શેવક વહારે ચડીયારે;
ભટજીયે કીધીછે પખાળ, આસન આવી અડીયાંરે ૬૦
માલ બધ લઈને શેઠરે, આરાસુર આવિયોરે;
અરપી દીધાં સહુ માલ, માજીને ધરાવિયોરે. ૬૧
પારેખે કરચો વિચારરે, ઝવેર પાસછે ખરૂરે;
એક લીલમ છે રસાળ, મુગટ માંહે ધરયુંરે. ૬૨
રૂડુ પાનું માતાજી કપોળરે, લીલમ પાસે લળકેરે;
વચે પંનાનું પત્ર લલાટ, મુગટ બહુ ઝળકેરે. ૬૩
પછી દીધો માથે શીર હાથરે, પારેખને સાહીરે;
કુંકુમ રેખાયો છે હાલ, પ્રતક્ષ મન ગાઈરે. ૬૪
ચાર જોતો બળેછે પાસરે, ઘીની અખંડરે;
તેના નામથી ચાલે હાલ, તે તો નહિ ફંદરે. ૬૫
એના વંશના શેવે માતરે, સુખીછે માનવીરે;
તે આવે આરાસુર માંહ્ય જવુ ન પડે ઝાનવીરે. ૬૬
લઘુ પુરણ કરૂ આખ્યાનરે, માતાજી પ્રતાપરે,
શેવક બાલાજી ગાય, મળ્યા આપો આપરે. ૬૭

---

ગરબી.

સારૂ સારૂરે સુરત શેહેર, મુંબાઈ અલબેલી એ રાગ.

ધન ધન ધન તમને આજ, જસવતસિંગ રાણા;
તમે ચતુર છો મહારાજ, દીસોછો શાણા. ટેક.
રાણા કેરૂ આખ્યાન કહુછુ, લઘુ લઘુ હું આજરે;
સાંભળજો સહુ સજન રસીયા, સરસે સગળાં કાજ. જસ. ૧
એક સમે શ્રી ફરસરામે, નક્ષત્રી કીધી નવ વારરે;

નવ રહ્યો ભુ ઉપર ક્ષત્રી. થયા અસુર અપાર. જસ. ૨

બ્રહ્મા તે સમે ક્રોધે ભરાયા, ગયાંછે વિષ્નુ પાસેરે;
શિવ સુરોયે વિચાર કીધો, અંબામાની આસે. જસ. ૩

અરબુદાચળ ગીરી પર જઇયે, અનળ કુંડની આગળરે;
કરવા માડ્યો રાજસુ યજ્ઞ, બ્રહ્માયે હળા હળ. જસ. ૪

તેમાંથી થયા છે ઉતપન, ક્ષત્રી ચાર બહુ રૂડારે;
પેહેલો પઢીઆળ બીજો સોળંકી, ચુવાંણ ત્રણે સુરા. જસ. ૫

પુવાર ચોથો રાજવી હુવો. બ્રહ્મા સામે કીધો ભાલોરે;
બ્રહ્માયે વર આપ્યો એને, જાવો અસુરને મારો. જસ. ૬

તે રાજાયે રણમાં રહીને, પુત્ર સકળ સઉ પાળ્યારે;
રણમાં રહીને જસજ લીધો, નામે રજપુત ઓળખાયા. જસ. ૭

બ્રહ્માએ પુવારને આપ્યુ, આબુ ઊજણનુ રાજ;
ધારાનુ રાજ પણ તેને આપ્યુ, બહુ કર્યા છે કાજ. જસ. ૮

ત્યાર પછી રાજ પુવારે, આબુથી ઉજણ કીધુરે;
અડસઠ ભવાંની ઉજણમાં, નામ કુળદેવી લીધુ. જસ. ૯

પ્રથમ કુળદેવી આરાસુરમા, સરવે રજપુતોની છેરે;
અધીકાર પણ છે રાજાનો, શીરોમણી માનીછે. જસ. ૧૦

પુવારની ચાળીસમી પહેડીએ, સવપાળ રાજા હુતોરે;
સીંધ ઉજણ રાજ કરેચુંછે, વિક્રમથી ચાળીસ જોજો. જસ. ૧૧

રવપાળજી દ્વારકા ગયાતા, ત્યાંથી કછમા આવ્યારે;
માતાજી પ્રસન થયાંછે, પુજાપો બહુવિધ લાવ્યા. જસ. ૧૨

દરશણનો હેને નીયમ હતો, માતાજીના ભારીરે,
જળ પીએ દરશણ કરીને, હેવુ મન વ્રત ધારી. જસ. ૧૩

પ્રસંન થયા માતાજી પોતે, વર આપીને ચાલ્યારે;
સીંધનુ રાજ કરો તતપર થઈ, આઠ લાખ ગામ મહાલ્યા. જસ ૧૪

નગર ઠઠામા રાજ કરેયું છે, ચૌદમી પહેડીએ પુત્રેરે;
દામાજી રજપુત થયાછે, દીવો ઉઠ્યો સુપુત્ર. જસ. ૧૫

નગર ઠઠામાં સીંધવાઈ માતા, સ્થાપન કીધુ રજપુતેરે;
પુત્ર નહી તેથી દામાજીના, મનના મનોરથ ટુટે. જસ. ૧૬

કાલાવાલા કીધાછે અતી, પ્રસન થયા માતાજીરે;
શરીર પોતાનો મેળ ઉતારી, પુત્ર કરેચોછે રાજી. જસ.૧૭
રાજાને તે પુત્રજ આપચો, શીર હાથ માએ દીધોરે;
જસરાજજી નામજ પાડ્યું, જસ કરશે એવો કીધો. જસ.૧૮
માતાજીએ રાખ્યો પાસે, રાજ કરો આ ઠામરે;
મારા સ્થાનકની પાસે રહીને, કરો શેવકના કામ. જસ.૧૯
વર એવો આપોને પોતે, સીંહાસન જઈ બેઠારે;
ત્યાર પછી ઊપન્યો મુસલમાન, દામો થયો અતી દુખી. જસ.૨૦
મુસલમાનોએ જુલમ કીધો, રાજ લેવા અતી મોટુરે;
વરસ નવ સુધી યુધજ ચાલ્યું, દામોજી મુવે થયું ખોટુ. જસ.૨૧
કુવર તેના જસ રાજાએ, લડાઈ કીધી ભારેરે;
છીનવી પાછુ રાજ કીધું, મુસલમાનોને મારી. જસ.૨૨
પછી સહુ મુસલમાનોએ, જાદે છળ ભેદ કીધોરે;
થઈ પ્રસંન માતાજીએ, જસરાજ બોલાવી લીધો. જસ.૨૩
રાજ કરો અમારી પાસે, આવોને આવારરે;
વળતુ રાજા બોલચો પોતે, પાછો સિંધ જનાર. જસ.૨૪
મુસલમાનોને મારીને, કરનાર નહી બીજુ રાજરે;
માતાજી વળતુ એમ બોલ્યા, તારો કેદાર કુવર રાજ. જસ.૨૫
કુવર છે જસ રાજાને રૂડો, કેદાર સિંઘજી રાયરે;
નિશાન ડંકાથી જસરાએ, લાવ્યા પોતે ત્યાંહ. જસ. ૨૬
પોચાડી ચાલ્યા આરાસુરમા, જસ રાણાજી પોતેરે;
રાજ કરેચું કેદારસિંગજીએ, માતાજીમા એક જોતે. જસ.૨૭
નિશાની હાલછે જસરાયની, આરાસુરમા દેખારે.
ઘોડા ઉપર ગણુપતી પાસે, સ્વાર થયાછે પેખો. જસ.૨૮
મરણુ પામ્યાછે સિંધ જઈને, રહ્યા કુવર ચાચરરે;
ચાચરમાં ત્રિશુળ છબીછે, સનમુખ હાથી આગળ. જસ.૨૯
જસરાજા સ્થાનકે ચાલ્યા, રાખ્યો કુવર મા પાસેરે;
રહ્યો હનો પોતે ગબડમા, માતાજીની આશે. જસ.૩૦
વચન બોલ્યા વાચ આપીને, સ્વાર થઈ જાઓ સહુ દેસેરે;

સ્વાધીન રહે રાજા સહુ દેવા; જ્યાં સુધી ચાંદ્ર સુરેશ. જસ. ૩૧
આવો ચારે દીસા ફરીને, થાય અધીકાર અંધરે;
રાજા સાતસે સાઠ ગામનો. થઈ જાય ફુંદા ફુંદ. જસ. ૩૨
માતાજી આગળ ઝરી વાવ્યછે, દીસેછે અદભુતરે;
નાગની કન્યા સુંદર દીસે, તે પરણાવી કેદાર સુત. જસ. ૩૩
તેના વંશમાં નારસિંગજી, ૨ તેના જાલમ સિંગજીરે;
ભાઈ તેના હરીસિંગજી, તેના પુત્ર જસવત સિંગજી. જસ. ૩૪
તેના ભાઈ મોહબતસિંગજી છે, રતનસિંગજી ત્રીજારે;
ભિંમ સિંગજી ચોથા ભાઇ, તેમા પોતે પાટવી રીજયા. જસ. ૩૫
કુવર બે જસવત સિંગજીને, અમીરસિંગજી સારારે;
લાલજી લાલા દીસે રૂડા, લાગેછે સહુને પ્યારા. જસ. ૩૬
દાણ લેછે રાજાજી પોતે; બ્રાહ્મણો નહી આપેરે;
બીજી વરણો સરવે આપે, કરે માફ રાણાની છાપે. જસ. ૩૭
આ જસ ડંકાનો પાર ન પામુ. કહેતા ન આવે પારરે;
ડુંગરમાં હિંમતછે સારી, સત્રુ ત્રાસ પામે અપાર. જસ. ૩૮
માતાજીમા ચોકી પહેરો, રજની દીવસ રહેછેરે;
આસ રાખીને આરાસુરની, અંબામાને કહેછે, જસ. ૩૯
દેરા જીરણ થયાં વિમળના, પ્રાચીન જુના અપારરે;
અમદાવાદના પેમાભાઇએ, મદત કરી આવારરે, જસ. ૪૦
પલણપુર રૂપઈયા રાખ્યા, માસ એક ને વ્યાજેરે;
દેરાની મજબુતી સારૂ, રાખ્યા પોતે આજે. જસ. ૪૧
આવેછે જાતરાળુ લોકો, સુખી થાય દીન રાતરે;
સંગવીઓ સહુ આશીશ દેછે, ચરણુ જીવો મહારાજ. જસ. ૪૨
આરાસુરની યાત્રા કરીએ, ભવના પ્રાશ્ચીત જાયરે;
વાવ્ય કુંડમાં નાહી જઈએ, વેદ પુરાણમાં ગાય. જસ. ૪૩
વાત ઉડાવી પાપી એકે, અંબા ગયાછે એડમાંરે;
દાણ ચોરાવી રજપુત ચાલ્યો, નાખ્યો તેને હેડમાં. જસ. ૪૪

---

૧ ફારબસ સાહેબની બનાવેલી રાસ માળામાં વધારે હકીકત જોવી. ૨ બહુ પહેડીએ નારસિંગજી થયા. વધારે લખી નથી.

આદ્ય શક્તિ આ ધામ વસ્યાં છે, પ્રત્યક્ષ પારો આજેરે;
આસનથી ઉઠી નથી જાતા, જાયે સેવકને કાજે. જસ. ૪૫
ડુંગર મધે રાજ કરો છો, માતાજી પરતાપેરે;
દાંતા મધે ધ્યાન ધરો છો, અંબાજી જસ આપે. જસ. ૪૬
આરાસુરમાં અંબા બેઠી, જાગતી જળહળ જોતેરે;
આશા પુરી ગફામાં પેઠી, સકળ સૃષ્ટીમાં પોતે. જસ. ૪૭
જસ કરો છો સંગવી જનને, સહુ પાસે બોલાવોરે;
સરપાવ આપોછો કૃપાથી, તનના તાપ સમાવો. જસ. ૪૮
દાંતા કેરૂ રાજ કરો છો, તખ્ત તમારો શોભેરે;
માતાજી પરતાપે આવુ, મન હમારૂ થોભે. જસ. ૪૯
જાતરાળુને સુખજ દ્યોછો, ભય સઘળાના ટાળ્યારે;
દુશમનના તમે રીપુ કહાવો, હમ સરવેને પાળ્યા. જસ. ૫૦
ઘોડા ગાડી નિશાન ડંકા, અસવારી બહુ લાવેરે;
અંબાજીના જાત્રા કરવા, ઉમંગથી સહુ આવે. જસ. ૫૧
સંગજ આવે અંબાજીના, નરનારી વૃધ બાળરે;
ગાંનતાંન કરતા સહુયે જન, તેની કરો રખવાળ. જસ. ૫૨
સુંદર રૂપ દીસેછે તમારૂ, કોમળ કાંતી સારીરે;
પાર ના આવે વરણુન કરતા, શોભાછે બહુ ભારીરે. જસ. ૫૩
આદ્ય સંગ છે નાગરીનાતનો, શાવણ મહિને આવેરે;
નાગરો સંઘવી સહુ રસીયા, સરવે જનને લાવે. જસ. ૫૪
રૂડી ચઉદશ શાવણ માસની, અંધારીયાની સારીરે;
અમદાવાદથી કુબેરજી આવે, સંગ લાવે બહુ ભારી. જસ. ૫૫
કુબેરજી પર મહેર હતી બહુ, હરીસીંગજીની ચાર હાથેરે;
જસવંતસીંગજીની પણ તેવી, અંબામાછે માથે. જસ. ૫૬
સંગવી સરવે નાગરો છે, ખંભાતના હર દેવજીરે;[1]

---

ઉપરના હકીકતો પેલથી તે આ નીશાની સુધી મહારાણા જસવતસિંગજીથો સરવે મળેલી છે. [1] હાલ ગુજરી ગયાંછે.

અંબાલાલ [1]નડીયાદથ. આવે, જાદવલાલ પેટલાદથી. જસ. ૫૭
ભાદરવાનો સંગજ બીજો, રેજોછતા ભાઈ સંગવીનોરે;
તે પણ નાગર બ્રાહ્મણ હુતા, અમદાવાદમાં દીવા. જસ. ૫૮
કારતગ મહીને તેપણ સંગવી, લઈ જાયે માને દ્વારેરે;
બીજા સંગવી નારણભાઇ[3] તે, તે આવે માજી પારે. જસ. ૫૯
અસલ સંગ શાવણમહિતાનો, આવે નાગરી નાતરે;
રાણાજી હુકમજ આપે, બેસાડે કહીને વાત. જસ. ૬૦
હાલ કુબેરજી નામે ચોઠી, આપે છે રાણાજીરે;
બટના ઉપરે હુકમ થાય છે, [1]પુજા કરે થઈ રાજી. જસ. ૬૧
નાટારંગ ચાચરમાં થાયે, નાગરો સરવે નાચેરે;
મુખ મંડાણે ચાચરે આવે, અંબામાને જાચે. જસ. ૬૨
નાગરોની છે કુળદેવી, હાટકેશ્વર અંબાબ્યરે;
થાળ આરતી કરે ત્યારે, સહુથી સાથ જમાય. જસ. ૬૩
હેવો ટેક છે નાગરી નાતનો, અસલથી ચાલ્યો આવેરે;
વડનગરથી આવે સહુ જન, કેશ એક માસે ઉતરાવે. જસ. ૬૪
ભાદરવામા નાગરો ત્યાં, ચાચર આવી ગાયરે ;
નાટા રંગ કરેછે પોતે. ઉમંગ ઉરના માય. જસ. ૬૫
નાગરોની કુળછે દેવી, રાણાની પણ કહીએરે;
દેવોએ અંતરમાં રાખી, ખરૂ તત્ત્વ એ લહીએરે. જસ. ૬૬
આરાસુરમાં આદ્ય શક્તિછે, શીર રાણાને બિરાજેરે;
પ્રતાપછે મહિમામાં કેરો, નાગરો અસલથી ગાજે. જસ. ૬૭
માતાજીનુ માનશરોવર, તાપીશંકરે[4] કરાવ્યું રે;
બીજા આરસ દેવડાવ્યા પોતે, અંબાજી પ્રતાપ ધરાવ્યું. જસ. ૬૮
આ જસ ગાવુ શાવણ માસે, માતાજી પારે જાવુરે.
કૃપા કરીછે રાણાજીએ, વરસ એક હુ આવુ. જસ. ૬૯
ગાવુ ગુણ હું રાણાજીના, ચરણજીવો આ જાતરે;

---

[1]સાઠોદરા નાગર. [2] હાલ ગુજરી ગયા છે. [3] હાલ ગુજરી ગયા છે. [4] હાલ અમદાવાદમાં પ્રત્યક્ષ છે. ને માતાજીમા રૂપાના વાસણ ઉપર તેમનુ નામછે.

કટકા કરશે દુશમન કેરા, માતાજી રાખે લાજ. જસ. ૭૦

ઉગ્ર પીઠ અંબાજી શેવો, અચળ છે આ ધામરે;
ચાચરથી એક નથી ચાલ્યા, દેશે હેવું કરવું કાંમ. જસ. ૭૧

ચાચર મધે ગણપતી બેઠા, વેહેરાઈ માતા દીસેરે;
સામા શંભુ બેઠા પોતે, સનમુખ માને હિસે. જસ. ૭૨

કાળ ભૈરવ આઠે ભૈરવ, વાસ માજીની સારીરે;
ખોડીયાળ માજી બેઠા નાકે, રક્ષા કરે સુખ ભારી. જસ. ૭૩

માનશરોવર તીરે શંભુ, બેઠી અજાઇ માતારે;
વનતરૂ વર શોભા બહુ ભારી, નાગર ત્યાં નીરાસ થાતા. જસ. ૭૪

કોટેશ્વર કૈલાસે જઇએ, સરસ્વતી મા નાહવારે;
પંચતીરથી કરીએ સહુ જન, સંપુરણ યાત્રા થાવા. જસ. ૭૫

કુદીએ ચાચર આવી પાછા, ઉદોઉદો ઓચરીએરે;
માજીનુ શીખર વધાવીએ, પ્રભાતે ઉઠી જઇએ. જસ. ૭૬

ભોળે ભાવે ભાવ ધરીને, ગુણ અંબાના ગાઉરે;
કુબેરજી ત્રીકમજી સાથે,[૧] ડાહ્યાભાઇને લાવુ. જસ. ૭૭

ઓગણીસે છતરીસમાં, રૂડો શાવણ માસરે;
ચાલી આવુ વદ ચૌદશે, રાખી માજીની આશ. જસ. ૭૮

માતાજીનો શેવક ગાએ, બાલાજી સુભ નામરે;
પીતા ભગવાનજી છે સારા, અમદાવાદમા ઠાંમ. જસ. ૭૯

ગાસે સુણસે ભાવ ધરીને, નરનારી વધ બાળરે;
જસવતસિંગજી જસજ આપે, કોઇને નવ દે આળ. જસ. ૮૦

---

## ગરબી.

સુણ જસોદાજી, આવડો લાડક વાયોરે લાલ નાકીજે. એ રાગ.

જસવત સિંગરાજ, મહંમાયા પરતાપે રાજ કરોછો. ૧
મા ઉપર ભાવ, રઇયતને સુખ કરવા ધ્યાન ધરોછો. ટેક.
તમો છો ગુણ સાગર બહુ રશીયા, પરતાપ ઘણો જાતે હશીયા;

---

૧ મારા ત્રણભાઈયો હાલ પ્રત્યક્ષ હયાતીછે. ને મારાથી મોટાછે. ને તાપીશંકરના જમાઈ ત્રીકમજીછે.

આવી દાંતા ડુંગરમાં વશીયા. જસવત.
તારા મેહેલ અતી સુંદીર સારા, કોટ બુરજે મુક્યાછે મારા;
તે જોતામાં શતરૂ હારેચા. જસવત. ૨
ઘર મેડીયો સરખા સરખી, હેવી શોભા દાંતાની નીરખી;
જોતામાં બુધી રેહે હરખી. જસવત. ૩
અંબાના મેહેલ ઘણા સારા, નીકળે છે સરસ્વતીની ધારા;
ચાચર આવી રંભા બાળા. જસવત૦ ૪
માના માનશરોવરમા પાણી, જળમા નાખ્યું અમરત આણી;
ડુગર માના મળે એધાણી. જસવત૦ ૫
માના માનશરોવર મા નાહે, ભવના પ્રાશ્ચીત ત્યાં જાએ;
માનો પુજાપો લેઇ લાગે પાએ. જસવત૦ ૬
ઘડમાં વાઘોની બીક ભારી, વાટે આવે સઉ નર નારી;
રક્ષા કરે અંબા સારી. જસવત૦ ૭
ત્યાં જસવત સિંગ ચોકી આપે, અંબાની છાપ કરી છાપે;
તેનું દાણ નાગર ના આપે. જસવત૦ ૮
રાણાનો ડુંગર બહુ શોભે, જોવા મનડુ અતિસે લોભે;
આવી ઉભેથી ચીત થોભે. જસવત૦ ૯
નાગરો આવે સંગ લઇને, દરબાર કને આવે જઇને;
જાએ અંબાજી એક રાત રહીને. જસવત૦ ૧૦
આ બાલાજી વાણી કહેછે, અમદાવાદમાં તે રેહેછે;
માજીની આશીશ ઘણી લેછે. જસવત૦ ૧૧

---

### લાવણી.

જસવતસીંગ મહારાજ, મેરે મતવાલા;
તુમ સદા સલામત રેહો, ને ડુંગર વાલા. ટેક.
દાંતામે ડંકા બજા, દેખો સબ ભાઈ;
બીચમે મહેલ બીરાજે, શોભા પાઈ.
ડુંગરમે દેખો ઢાલ તરવાર ઓર ભાલા. તુમ.૧
દેખો શોભા રાણાકી મનમે લાઈ,

સબ રઇયત કહેતી દાતામે અંબે આઈ;
ઘોડાકા સ્વારકુ ચમક રહે બાલા, તુમ. ૨
હાથુમે દેખુ બંધુક ઓર હથિઆરા,
સબ રખેવાલુકુ હુકમ દીયા હે સારા;
ડુંગરમે ચોકી કરતા હે ખુબ લાલા, તુમ. ૩
રાણાકે પાઊમે કડા હિમકા છાજે,
દો ભાઈ ભત્રીજા કે પાવુમે બિરાજે;
દાંતાકે ધડમે ગયે હુતે સબ લાલા, તુમ. ૪
અંબે મઇયા મીલી તુમકુ શાણી,
ઓ મીલી રાણાકુ સતી મનમે આણી;
સબ રઇયત કહેતી ઓઈ દાંતા વાલા, તુમ. ૫
રાજાકુ પરસન માજી હે ખુરબાની,
મે ગાતા હું અંબેકુ મે જસ માની;
દરબારમે તુમ બેઠે હો મતવાલા, તુમ. ૬
અંબે મેરી ઉસ્તાદ ગાવુ છંદ તેરા,
મે કરતા તુમકુ યાદ મે રહા ડેરા;
ગાવુ બજાવુ ગુન અંબે લાલા, તુમ. ૭
ડુંગરમે તુમ રખતા હે સબ પેરા,
ગાવે નાચે ચાચર નાગર લેરા;
મંડપમે આકે ગુન ગાય સબ બાલા, તુમ. ૮

---

### ગરબી.

ધન ધન આજ, જસવતસિંગ રાણા,
મહોબતસિંગ ચતુર છે શાણા, ધન. ટેક.
ડુંગરનું રાજ કરો સારૂ, તે જોવા ચીત ભમે મારૂ;
તમારા ગુણ ગાવા ધારૂ, ધન. ૧
શાવણે માજીનો સંગ આવે, નાગરો રાણાને મનભાવે;
અંબામાને ઉરમાં સહુ લાવે, ધન. ૨
જસવતસિંગ જસ થયો આજે, માજીની મહેર અતી છાજે;

માજી દરબાર અતી ગાજે, ધન. ૩
મુખારબીંબ દીસે છે રૂડુ, તમારા વેરી બોસે ભુંડું;
તેને માથે માતાજીનું છોડું, ધન. ૪
માતાજી પ્રસન છે તમને, મારેચા તમે આવીને જમને;
અતીસે લાભ થયા હમને. ધન. ૫
મહોબતસીંગ મોજ કરે સંગમા, જસવતસિંગ દીસેછે રંગમા;
માનવી સહુ રહ્યા છે ઉમંગમા. ધન. ૬
આસીરવાદ સંગમા સહુ દેછે, ચરણુજીવો રાજાને એમ કહેછે;
માતાજીનુ નામ આર્વીને લેછે. ધન. ૭
ખુશી થયાં સંગવી બહુ ઝાઝા, આવી થયા અણંદી તાજા;
બાબાજી જોડે બેઠા રાજા. ધન. ૮

---

## ગરબી.

આ જસવતસિંગ મહારાજ, રૂપે રંગિલા;
આ મહોબતસંગ મહારાજ, રૂપે રંગિલા. ટેક.
રૂપે રંગિલા છેલ છબીલા, સસી સરખુ મુખ શોભેરે;
આરાસુરમા અંબે બાળા, જોતાં મનડુ થોભે. રૂપે. ૧
કોમળ કાયા સુંદર સરખી, મુખ હસતુ બહુ રાજેરે;
સંગવી સરવે આવી બેસે, રાણાને નજરે નીરખે. રૂપે. ૨
હાથી ઘોડા પ્યાદળ સોહિએ, ટકોરખાનુ વાગેરે;
શરણાઈયોનો શબ્દ સુણતા, મારૂ મનડુ જાગે. રૂપે. ૩
દરબાર સરવે જઈએ ચાલી, બેશીએ સનમુખ જઈનેરે;
સંગવી સઉ જન આવી બેસે, અરજ મુખથી કહીને.રૂપે.૪
અતી હુવો જસ સંગમાં આજે, ધન ધનછે મહારાજરે;
આશીરવાદ સો મુખથી કહેછે, અખંડ રેહો આરાજ. રૂપે. ૫
મહોબતસિંગજી દીસે રૂડા, આરાસુરમાં પધારેચારે;
સઉ સંગ ઉપર કરૂણા કીધી, ભગત સઉને ઉગારેચા. રૂપે.૬
ચોકી પહેરો સારો કરાવ્યો, પડ્યું નથી કાંઈ દુઃખરે;
જેજે અંબા બોલે સઉજન, કરેચું અતીસે સુખ. રૂપે.૭

નરે નારી નાગર સઉ બ્રાહ્મણ, ચાચર આવી જ્યારે;
જસવતસિંગજી મોહોબતસિંગજી, પાસે બાલાજી ગાય.રૂપે. ૮

---

**ગરબી. તિથીના રાગની દેશી.**

આ જસવતસિંગ મહારાજ ચરણજીવોરે,
અંબાજીના કુળમાં થયો એક દીવોરે. ૧
રૂપ જોઇ તન મનમાં હું અતિ હરખુરે,
અંબામાના દરબાર અધિક મણી સરખુરે. ૨
ધન ધન આ જુનો દીન થયો બહુ સારોરે,
નાગર રાણાજી સાથ પુજેછે પારોરે. ૩
કુળદેવી રાણાની નાગર સાથેરે,
આ બેજણની છે માત કુળથી માથેરે. ૪
ત્યાં રાજ કરે જસવતસિંગજી મહારાજારે,
નાગર બ્રાહ્મણ સઉ સાથ બેડા રાજારે. ૫
આરાસુરી અંબાના ચરણ શેવોરે,
આ જનમ ધરી એકવાર તે લાભ લેવોરે. ૬
મહેલ શોભે રાણાજીનો બહુ સારોરે,
હાથી ઘોડા છડીદાર ઉભા મન ધારોરે. ૭
પ્રેમે પુજો અંબા આરાસુર રાંણીરે,
આવી દરબારે ગાય બાલાજી વાંણીરે. ૮

---

**ગરબી.**

ગુણ ગાઉ હું આજથી, જસવતસિંગજીના; હાંહાંરેજ.
દરબારેજ શોભે રાજથી, જસવતસિંગજીના. હાંહાંરેજ. ૧
ડુંગરમાં ડંકા થયા, જસવ. હાંહાંરેજ.
બાંખરાંમા બાવડાં,રહ્યાં. જસવ. હાંહાંરેજ. ૨
દાંતામાં પેરા ફરે, જસવત. હાંહાંરેજ.
દુઃખ દારિદર માં હરે, જસવ. હાંહાંરેજ. ૩
જસ સઉ જન મન ગાયછે, જસવ. હાંહાંરેજ.

પાલવ આવી સાહ્યછે, જસવ. હાંહાંરેજ. ૪
કુંકમ ત્યાંથી થાયછે, જસવ, હાંહાંરેજ;
સઉ સાથે સીપાઈ જાયછે, જસવ. હાંહાંરેજ. ૫
નાગર સઉએ આવીને, જસવ. હાંહાંરેજ.
સુખેથી સાજ સજાવીને, જસવ. હાંહાંરેજ. ૬
બાધછે મહોબત સિંગજી. જસવ. હાંહાંરેજ;
બીજાછે રતન સિંગજી. જસવ. હાંહાંરેજ. ૭
ત્રીજા બાઈ ભીંમસિંગજી, જસવ. હાંહાંરેજ.
કુવર પાટવી અમીરસિંગજી, જસવ. હાંહાંરેજ. ૮
નાના કુવર છે લાલજી, જસવ. હાંહાંરેજ;
તે થઈ રહ્યાં અતી રંગજી, જસવ. હાંહાંરેજ. ૯
વડા ભટ કેવળરામ છે, જસવ. હાંહાંરેજ.
બીજા બાઈ અંબારામ છે, જસવ. હાંહાંરેજ. ૧૦
ક્રશ્નારામ ત્રીજા ખરા, જસવ. હાંહાંરેજ.
પુજારા ત્રૈણે કર્યા, જસવ. હાંહાંરેજ. ૧૧
અંબા પુજેછે આપથી, જસવ. હાંહાંરેજ.
સર્વે હુકમ કરેછે છાપથી, જસવ, હાંહાંરેજ. ૧૨
કોઠારી ચોકીદાર છે, જસવ. હાંહાંરેજ.
ધરમશાળાની હારછે, જસવ. હાંહાંરેજ. ૧૩
મંડપની રચના થઈ, જસવ. હાંહાંરેજ.
આશ અંબાની ભઈ, જસવ. હાંહાંરેજ. ૧૪
શેવક અંબાજી તણા, જસવ. હાંહાંરેજ.
ટોળાં આવે સંગ ઘણા, જસવ. હાંહાંરેજ. ૧૫
અંબામા ચાચર જાય જે, જસ. હાંહાંરે જ०
બાલાજી જસ ગાય જે, જસ. હાંહાંરે જ० ૧૬

---

## ગરબી.

કારતગ મહિને કરૂણા કરો મુજ માતરે મા અંબાજી એ રાગ.

કારતગ મહિને કરૂણા કરી તમે આજરે. જસવતસિંગજી.

આ સંગ આવે સઉ સાથે રાખો લાજરે, જસવતસિં. ૧
માગશર મહિને મન થયુ છે ભારેરે, જસવત;
આ કાયા સુંદર દીસે મુખ શશી ધારેરે. જસવત. ૨
પોસમાસે તખત તમારૂ શોભેરે, જસવત,
આ અંબામાં અંતર છે મનડુ ધોભેરે. જસવત. ૩
મહામહિને મળવાતણુ મન થાયરે, જસવત.
આ અંબામા દરબારે સઉ જન જાયરે. જસવત. ૪
ફાગણમહિને ચાચર રંગ રમાયરે, જસવત.
આ રંગ મંડપમા નારી નર સહુ ગાયરે. જસવત. ૫
ચઈતરમહિને ચરણ કમળ હું શેવુંરે, જસવત.
આ અંબામા હું શીર ધરી તમ જોવુરે. જસવત. ૬
વૈશાખે વન વગડા માં તમ શરણેરે, જસવત.
આ ઘેર ઘેર મા ગામે જઈ નમે ચરણેરે. જસવત. ૭
જેઠમહિને જનમ ધરચોછે માજીરે, જસવત.
આ શેવક ઊપર રાણા રહેછે રાજીરે. જસવત. ૮
અશાડમહિને આદ્ય ભવાંની શેવોરે, જસવત.
આ ભક્તી ભાવે ભજી ભજી લાવ લેવોરે. જસવત. ૯
શાવણ મહિને સંગ ભરાયછે સારોરે, જસવત.
મા નાગર આવે અસલથી પુજે પારોરે. જસવત. ૧૦
ભાદરવે ભગતોનુ માનજ રાખોરે, જસવત.
મા સરવે આવે સંગ મળી જન લાખોરે. જસવત. ૧૧
આસોમહિને મ્હારાસુર આણંદ થાયરે, જસવત.
મા વિજીયા દશમીએ રાણાજી ત્યાં જાયરે. જસવત. ૧૨
આસોમહિને ગરબા જોવા જઈએરે, જસવત.
મા નવરાત્રીની પંચમીએ ગુણ કહીએરે. જસવત. ૧૩
પુરણમહિને રાણાજી થયા રાજીરે, જસવત.
મા બાલાજીપર કરૂણા કરી રહ્યા ગાજીરે. જસવત. ૧૪

---

અંબાસે કાંમ હેરે એ રાગ.

જસ જુગમે હુવા આઈ અંબે, આરાસુરી દીન કર લંબેરે. જ.ટેક

દાંતા કે ડુંગર બેટી, રાણાકિ તનમે પેઠી;
સબ દુનીયા કે મન અંબેરે, જસજુગ. ૧

જસવતસિંગરાજ કરેછે, માજીનુ ધ્યાન ધરેછે;
રાણા રાજ કરેછે એક થંભેરે, જસજુગ. ૨

સંઘવી સંગ લેકર આએ, નાગરો મનમે પાએ;
જસ અંબેકા મન ગાએરે, જસજુગ. ૩

મે દુર દેશ સે આયા, અનંદ બહોતહી પાયા;
ચાચરમે વેસ મે લાયારે, જસજુગ. ૪

નાટા રંગ હોવતહે આજે, સિંગાસન મૈયા બિરાજે;
ત્રિલોકમે અંબા ગાજેરે, જસજુગ. ૫

વાગે તાલ મૃદંગ પખાજે, ભેર બુગળ સભામે વાજે,
નૃત કરે બહોત અવાજેરે, જસજુગ. ૬

સબ નાચત કુદત જંબે, હાથ કરતે સનમુખ લંબે;
સ્નાન કરતે સરોવર ગંગેરે, જસજુગ. ૭

આએ ચાચર હોડી દોશાલા, ગાતાહે મનમે લાલ;
ગાએ શાવનમે મુખ બાલારે. જસજુગ. ૮

---

અંતર લાપિકા.

દોહરા.

જગદંબાની મહેરથી, બાળક સઘળે ગાય;
સર્વે અંબા ઉચ્ચિએ, લાલ બની આ કાય. ૧

વરતાવ્યો જેજે અતિ, જીતી માત અપાર;
તજ દિસોછો રાજવી, ભય નહી અંબા દ્વાર. ૨

સિંગાસનપર અંબિકા, ગણપતી બેઠા પાસ;
અરજના થાએ ઘણી, વાક્ય આપે વિશ્વાસ. ૩

જીતી જય જગમાં થયો, નર નારી વૃદ્ધ બાળ;

મહેર કરો અંબા તમે, જીવ બાલાનો પાળ. ૪

---

## સંકટનો ગરબો.

આણંદના ગરબાની દેશી.

પુજુ ગણપતીના પાય, શુધ બુધના સ્વામી મા;
સમરૂ સારદા માય, ગુણ ગાવુ શીર નામી મા. ૧
હો અંબે મોરી માત, આરાસુર રાણી મા;
સાંભળજો વિખ્યાત, કર્મ તણી કાંણી મા. ૨
કળજુગને મહિમાય, પાપ ઘણું થાયે મા;
કરમ ધરમ લોપાય, પરજા પીલાયે મા. ૩
અધીપતી હેવો રાય, તે કેમ નીપાબ્યો મા;
કાળજ કરડી ખાય, હરિ લેછે માપો મા. ૪
હેને કેમ કહુ ભુપ, રઇયતને પીડે મા;
એતો કાળ સ્વરૂપ, સરવસ્ત લુટી લે મા. ૫
કોળી લુટે રાત, દીવસે એ પાપી મા;
વેરો લે વિક્ષાત, સહુ થાક્યા આપી મા. ૬
હાકમે વાળ્યો ડાટ, ચાતુર માસમા મા;
નીમછે મહીના આઠ, નાસા નાસવા મા. ૭
બેને આપી ચોથ, સહુ રાખે રાજી મા;
ન પડી કોની ઓથ, નહિ કો મરદ ગાજી મા. ૮
કો નવ માને હાક, સહુ બળીઆ બાથી મા;
કુંથે વહાડ્યું નાક, લઈ ચાલ્યો હાથી મા. ૯
તરણાવત તરવાર, સહુ અહેની માને મા;
એ સમજે પામ્યો હાર, કવિ કેમ વીખાણે મા. ૧૦
લુટાણુ ગુજરાત, એ સુમો થાપે મા;
લીન આવે વરસાદ, રહી તેને પાપે મા. ૧૧
રઇયતને શીર વેઠ, તેતો કપુર ગયો મા;
જાણી પાડી વેઠ, તે નીરગુણ થયો મા. ૧૨
કોઇની સુણે નહિ વાત, મનમાં ગરવ ઘણો મા;

જાત વિના નહિ ભાત, છે વછીયાત તણા મા. ૧૩
મહેલ્યા સહુ રોજગાર, ચાર્ડાને અસકે મા;
ભેલુ માણસ બજાર, કો નવ હિંડિ શકે મા. ૧૪
માંહો માંહે બહુ ખાર, પકડાવે વેરે મા;
મારે મોહકમ માર, ચોર તણી પેરે મા. ૧૫
ચીઠી ચોદશ થાય, નવ પુછે કહોની મા;
નાણાં નગદ લેવાય, પછે અવધ મહોની મા. ૧૬
કોડી નવ ખરચાય, હાકમને ત્રાસે મા;
અવગતીયા મન થાય, રહે મન નિરાશે મા. ૧૭
કોઈ નર નાશી જાય, એ હરકત ભાગા મા;
તેના ઘર ખોદાય, પુઠળ થઈ લાગ્યા મા. ૧૭
બહુ ધાતુ પાત્ર વેચાય, તે અડધે મુલે મા,
થર થર ધ્રુજે કાય, હાકમને હુલે મા. ૧૯
લેછે સરવની જગાત, મહારાજા આવ્યો મા;
બમણી લીધી મુકાત, એ હાકેમ કહાવ્યો મા. ૨૦
બારે ભાગોળ બંધ, ઉઘાડી બારી મા;
નીત્ય નગરમાં ધંધ, કલ્પે નર નારી મા. ૨૧
એતો અહીંયાં રીત, લે ડગલે ડગલે મા.
એ ભરચા છે વિપરીત, મુલખમાં સઘળે મા. ૨૨
આવણ કેરો સાથ, તુજ શરણે આવ્યો મા;
પડ્યો ક માણસ હાથ, તે કેમ લુટાવ્યો મા. ૨૩
વિસનગરનો દૈત, આડે આંતરીયો મા.
બગડી તેની નૈયત, તે તો અધરમ કરયો મા. ૨૪
હાટકેશ્વરનુ તેજ, તે તુજને માને મા;
ઘણુ અઘટતુ એજ, પડ્યા બંધી ખાનેમા. ૨૫
અઘટતું કેમ ઘટાય, જે જન વિશ્વાસે મા;
ઘટશે તુજ મહીમાય, સઉ કરશે હાંશી મા. ૨૬
ઘાલો મારશે લોક, નવ કીધી સાહે મા;
નવરા નાગર લોક, અંબાવે જાયે મા. ૨૭

ભંડારા બહુ થાય, લાડુ દુધ પાકે મા;
એ લડધા નિત્યે જાય, એ લાલચ માટે મા. ૨૮
જે વર શાંતિયા વિખ્યાત, આવે શીર સાટે મા;
એમ વાંકી બોલશે વાત, તે નર નહી ખાંટે મા. ૨૯
મારી અંબા છોડાવો આજ, નાગરી નાતને મા;
છે બાંહ્ય ગ્રહ્યાની લાજ, આરાસુરી માતને મા. ૩૦
ઉગ્યો સઘળે સુર, સ્વર્ગ પતી પોતે મા;
દુષ્ટને કહાડો દુર, આદ્રષ્ટે જોતે મા. ૩૧
તે મારચા છે દૈત, મહિષા સુર સરખા મા;
વરત્યો જે જે કાર, દેવ સરવે હરખ્યા મા. ૩૨
એ પાપી કોણુજ માત્ર, તરૂણ વત તહારે મા;
ભાગો એહના ગાત્ર, નાખોની છારે મા. ૩૩
મોકલ તારો મીત્ર, મારી કરે કટકા મા;
શોણીત ચાલે શરીર, રંગ તણા ચટકા મા. ૩૪
મુશકે બાંધી માર, ચઉટા વચે મારચો મા;
દુઃક્રમનો કરનાર, તુજ વિના નહી હારે મા. ૩૫
જે ઘેર અંબાનુ ધ્યાન, તે કેમ દંડાશે મા;
હશે તેના દીવાન, જીવતા કેમ જાશે મા. ૩૬
ત્રીભોવન તારૂ તેજ, તુ સઘળે વ્યાપી મા;
કરૂ વિનતી એજ, રહી ન શકે પાપી મા. ૩૭
હસ્તીના પુર ઉદ્યોત, જેવુ કદમ પામે મા;
તુછે જાગતી જોત, નિંદા કરે સામે મા. ૩૮
સુણી સેવકની વાત, આસનથી ઉઠ્યાં મા;
મૂકીને મરજાદ, અંબાજી ત્રુઠ્યાં મા. ૩૯
રાણી જાયો રજપુત[1], વિસનગર આવ્યો મા;
પકડ્યો પાપી દુષ્ટ, વિપ્રને છોડાવ્યા મા. ૪૦

---

૧દાંતાના મહારાણા માનસિંગજી નાગરોને બંધીખાનામાંથી છોડાવ્યા. ને માતાજીની જાત્રા કરાવી, વાસ્તે એક કોડી પણ દાણ ન લીધુ ને તેડી ગયા, ને અસલથી નાગરોનુ દાણ લેવાતુ નહી.

બ્રાહ્મણ આવ્યા ઘેર, સહુ કારજ થીધ્યું મા;
આઈજીએ કીધી મેર, મન મારૂ રીઝ્યુ મા. ૪૧
અણુ વિસવાશી લોક, એ નવ લહે ગતને મા;
આપત નાણાં રોક, મ્હેલી હીંમતને મા. ૪૨
મુકાવ્યા અંબાવ, તે ફાંસુ છોડી મા;
બ્રાહ્મણ આવ્યા ઘેર, નવ બેઠી કોડી મા. ૪૩
જેમ કીધી એ કાજ, તમ અહીયાં આવો મા;
દેશ પતી મહારાજ, સંગાયે લાવો મા. ૪૪
આવ્યા નગરમો ઝાર, રાજાને તેડી મા;
સહુને થયો આધાર, ચિંતા સહુ ફેડી મા. ૪૫
આશ્વનમાં રંગભેર, ગરબા સહુ ગાસે મા;
અંબા ઘેરે ઘેર, નિત્ય ઓચ્છવ થાએ મા. ૪૬
મહારાજા અધિપત્ય, મન ગમતો આવ્યો મા;
ઉતરયો જઈ નદિ પાર, મન મહારે ભાવ્યો મા. ૪૭
તે વારે દુષ્ટ થયો અસવાર, મોરચે રહ્યો થંભી મા;
ચડ્યો કરીને કોપ, મહારાજા સ્વામી મા. ૪૮
મારચા મુસદી ચાર, મોરચો ભંગ કીધા મા;
પાપીની પડીછે હાર, પછે લુટી લીધો મા. ૪૯
સલા કરી જેમ તેમ, તેણે કારજ સિધુ મા;
(પછી) નીસરયો પાપી દુષ્ટ, શેહેર કબજ કીધુ મા. ૫૦
સઘળે ચોકી થાય, કાંઈ ન પડે ડાઘો મા;
મહા મોટા માહારાજ, સઘળે થયો શાખો મા. ૫૧
ભલો ભલો કહેવાય, શેહેરની પુરતમા મા;
દાખલ થયો અધિપત, ઉત્તમ મહુરતમાં મા. ૫૨
મહારાજા અધી પત્ય, જોડ ધણી ભાવે મા;
એની આશા પુરે શક્ત, જો દખણી ભાવે મા. ૫૩
આનંદ થયો સહુ જન, સહુ સુખો ગાએ મા;
ઉગડ્યાં કોટીક દ્વાર, દીપક ઓછવ થાએ મા. ૫૪
આજ વાધ્યો મહિમાય, આગળ જસ થાશે મા;

જયશ્રી એમ કવીત, અવિગતે વંચાશે મા. ૫૫
કહેછે *દલપતદાસ, મા સનમુખ ભાળો મા;
પુરો મનની આશ, દેહ દુરબળ ટાળો મા. ૫૬

# બાલાજી કાવ્ય.

## પ્રભાતિયું.

જાગિએ શિવરાય આજ, પ્રાત ભયો સ્વામી. એ રાગ.
ગણપતી ગુરૂ ગ્યાન આપો, ગાવુ એક દંતા;
મંગળ કરી કરજ થાપો, ધ્યાન ધરંતા,
પરમ કૃપાળુ પ્રાત ભયો, નમુ વક્ર તુંડા;
પુજન કાજ અમર આએ, સાથ સરવ ઝુંડા. ગણ. ૧
આદ્ય અંત્ય ચરણ શ્રીવો, પ્રથમ મુખ ભણંતા;
પુજન પાડ કરત નાચ, પ્રારંભ કરંતા. ગણ. ૨
પદ્મ હાથ ફરશી સાથ, અમ્રત ઝરંતા;
પંનગ ઉપવીત કંઠ, મશક પર ચલંતા. ગણ. ૩
આરંભ કરંતા આજ, મંગળીક ફરંતાં;
બાલાજીપર કરૂણા કીજે, કષ્ટ અઘ હરંતાં. ગણ. ૪

## રાગ પરભાતિયાં.

રંગ મંડપ નવરાત્રી ખેલે, આરાસુરની રાણીરે, ટેક.
પ્રાતસ કાળે પુજન કીધાં, સનમુખ બેશી માતારે;
ગંધાક્ષત પુશ્પ અરપી દીધાં, લીધાં માજી વારણારે. રંગ ૧
મધ્યાને છે મા મત બાલી, એનો સરવે ભોલાવીરે;
નવ દુરગા નવ દહાડા ભેળી, સાથે સહુને લાવીરે. રંગ. ૨
સાયંકાળે થાય આરતી, આનંદ ઓછવ થાએરે;
બાળા ત્રિપુરેશ્વરી મહાકાળી,તુળજા બહુચર ગાએરે. રંગ. ૩

*આ કવી સતરસેની સાલમાં હતો. જાતે નાગર બ્રાહ્મણ મા નાજીનો વરસુતિયો અમદાવાદમાં રહેતો હતો. ને તેની વખતમાં ઉપરની બીના બનેલી એમ નકી માલમ પડેછે.

હરી હર બ્રહ્મા નારદ સારદ, ગુણ વેદોએ ગાયારે;
પ્રાતસકાળે ઉઠી નિરખો, બાલાજી પર છાયારે. રંગ. ૪

રાગ પરભાતિયુ.

ભવાંની ભવ તારણી અંબે, અમર તારી કાયારે, ટેક.
અમર કીધુ અમર વરસાવી, સરવેને તારી માયારે;
અરૂણ ઉદે થયો આગણે આવી, હરિહર બ્રહ્માતે જાયારે. ભ. ૧
મારકંડ મુનીને અમર કીધા, ચરિત્ર તારા ગણાવ્યારે;
અષ્ટ ભુજા રૂપે થઈ મઇયા, કંસના પ્રાણ હરાવ્યારે. ભવાં. ૨
રાજા સુરથ વનમાં ચાલ્યા, સમાધીર વૈશ આવ્યારે;
મેધા રૂષીને આશ્રમે બેશી, માતા ચરીત્ર મનાવ્યારે. ભવાં. ૩
શુંભ નિશુંભ મહિષાસુર સરખા, બંડાસુરને ગબડાવ્યારે;
અંબા પુજવા રૂક્ષમણી ચાલી, ક્રસ્ન વર પરણાવ્યારે. ભવાં. ૪
મહરષિ મુનીએ સેવી અંબા, રાવણના શીર રબડાવ્યારે;
લોપા મુંદ્રા રંગભેર રમતા, હયગ્રીવને ભણાવ્યારે. ભવાં. ૫
કાળી સ્વરૂપે કરૂણા કીધી, સહસ્ત્ર આયુંધ, કર લાવ્યારે;
મોહની રૂપ ધરીને આવ્યા, વિખ અસુરોને પાયારે. ભવાં. ૬
બાળા ત્રિપુરા અજાઈ અંબા, ત્રણ ભોવનની રાયારે;
સહસ્ત્ર રૂપ લીધાછે મૈયા, આયુધ્ર કરમા સાહ્યારે. ભવાં. ૭
રક્ષા કરીછે સરવે ભુમી, મેરૂ શીખરપર વશીયારે;
આવ્યા આરાસુર બાલાને મન, અતિસે રંગ રશીયારે. ભવાં. ૮

પ્રભાતદેશી ફેર.

સુખના દીવસ માજી આવિયા, અંબામાને દરબાર;
આનંદ ઉર સઉ લાવિયા, હવો સઘળે જેકાર. ટેક.
આ સોભા સહુ વિશ્વમા, થઇછે બહુ સાર;
વિશ્વ સકળ સઉ ઉમંગમા, થયો અતી ઉપકાર. સુખ. ૧
વેદ વિરંચી આદરે, કરે હરિ હર ઝવાર;
આવી ઉભા સઉ પાદરે, શોભાનો નહી પાર. સુખ. ૨
ગાંન તાંન અતી ઘોષથી, ગાએ ગરબા દ્વાર;
નાચે કુદે સહુ હોંશથી, ખરી ખાંડાંની ધાર. સુખ. ૩

આસન દીસે ઉમંગમાં, દરશણ દો બહુ વાર,
બાલાજી ગાએ રંગમાં, રાખી માનો આધાર. સુખ. ૪

---

### પ્રભાત દેશીફેર.

જેજેજેજેજે અંબે, ધ્યાન ધરૂ તેરા,
કૃપા કીજે મા જુગદંબે, આયા ચાચર ડેરા. ટેક.
વેદ વિરંચી પાર ન પામે, શિવજી કરતહે લહેરા;
નારદ કાનડ બેન બજાએ, શકાદી ફરે ફેરા. જેજે. ૧
મે હુ બાળક આઈ તુમારા, કરો અપની મેહેરા;
એ સારૂ મે સ્મરણ કરતા, નાવે ચોરાશી ફેરા. જેજે. ૨
અંબે બહુચર હે માહા કાળી, તુલજા મેષાં મેરા;
શ્રી બાળા ત્રિપુરા મન મોહે, શિર હાથ દેની મેરા. જેજે. ૩
બાલાજી પર કરૂણા કીજે, હે બાળક તુમેરા;
પાયે પળકે આએ શરણ, કરત આજ લેહેરા. જેજે. ૪

---

### પ્રભાત દેશીફેર

આણંદી ઓચ્છવ થાયછે, ગુણિયલ ગુણ ગાય;
રજની અંબા હવે જાયછે, ઉઠી આવોને માય. ટેક.
અરૂણ ઉદે થયો માવડી, આવો ચાચર માંહિ;
સનમુખ નમુ હુ પાવડી, ઉઠી શેવકો સાથ. આણં. ૧
રંગ મંડપ રચના બહુ, ઉલટ અંગ ન માય;
આરાધે દેવો સહુ, ગાંત તારા ગાય. આણંદી. ૨
તાલ પખાજ આ વાગિયાં, રંગ તાંન ગવાય;
ઉદો ઉદો કહી જાગિયા, નાગર સૌ પળાય. આણં. ૩
આજ દીવાળી અંગમા, દરશણ દ્યો આ કાય;
બાલાજી નાચે રંગમા, માજી અમૃત પાય. આણં. ૪

---

### પ્રભાત. દેશીફેર.

આજ અંબા મારે આનંદ ઘણેલો, મારા ઘરમા અંબે માતારે,

ચાચર ચોકછે અતી રૂપાળો, નયણે નીરખું ગાતારે. ટેક.
એક સમે વિમળ ચાચરમાં, ઘેન ચરાવવા આવ્યોરે;
આમો મુકવા આવ્યો મંડપ, માએ ભુપ ઠરાવ્યોરે. આજ. ૧
દેશ ફરેચો દેસાવર જીત્યો, જીત્યું મંડળ બાંધ્યુંરે;
નગર નગર કુંતલ પર સોહયું, વાસ કુંડળ લાધ્યુંરે. આજ. ૨
બ્રહ્મા વિષ્નુ ને માહેશ્વર, મોટા મુની આવ્યારે;
આવી સરવે બેઠા મંડપ, સઉએ રંગ રમાવ્યારે. આજ. ૩
મોહ્યા મોહ્યા ત્રિલોક મંડળ, યોગણીએ ગરબા ગાયારે;
માજી આજ થયો અતી મંગળ, બાલાજી પર છાયારે. આજ૪

---

## પ્રભાત દેશી ફેર.

સકળ સભાથી આજે, માનો મંડપ છાયો. ટેક.
મંડપ છાયોરે માનો, મંડપ છાયો.
પ્રાતસ કાળે માજી નીરખુ, આણંદે કીધો,
ચાચર ચોકે માજી હરખુ, ગોખ આજે લીધો. સકળ. ૧
સિંગાસન પર છત્ર બિરાજે, ઘરેણા ઘણા દીસે;
મુખડુ જોઈ જોઈ આજે, મનમારૂ હિસે. સકળ, ૨
ચરણા ચોળી સાડી બિરાજે, કરે સોનાની ચુડી;
ત્રિલોકમા તુ માજી ગાજે, દીસોછો રૂડી. સકળ. ૩
બ્રહ્મા વિષ્નુ રૂદ્ર આરાધે, વેદ વદે વાણી;
એવુ જાણી અંતર સાધે, બાલાજી પ્રાણી. સકળ. ૪

---

## રાગ દેશી ફેર.

જાગિએ અલબેલી માત, પ્રાત ભયો માઈ,
અમર સઊ આવી ગાત, રહયા છે હરખાઇ. ટેક.
કાંમ ક્રોધ મોહ લોભી, રહયા સ્થિર પાજી;
અંધકાર દુર થોભ, દેવો કરયા રાજી, જાગિએ. ૧
હરિ હર વેદ આજ, વિરંચિ રહે સાધ;
નારદ શારદ ઈંદ્ર સઊ, ગાંધ્રવ રહે ગાઈ. જાગિએ. ૨

શિશ નામુ ચાચરમા આવી, સેવકને લ્યો સાહી,
બાલાને દરશણ કરાવી, રાખો અમ્રત પાઈ  પાઈ. ૩

---

## પ્રભાત દેશીફેર.

આવી હમને ધારણ દીજે, મેરૂ શીખર વાળીરે. ટેક.
આરાસુરમાં વાસજ કીધો, ધોળા પરવત વાળીરે;
દઈત ચરી સલખનપુર આવ્યા, પાવાધડપર કાળીરે. આવી૦૧
નામે નર સહુ તારેચા માજી, અંબા બહુચરબાળીરે;
હું અજ્ઞાની દાસ તમારો, આવી લ્યો સંભાળીરે. આવી૦ ૨
સેવક જનશરણાંગત આવ્યો, તેને રાખો પાળીરે;
વ્યાસ મુની સનકાદીક સેવે, હરિહર બ્રહ્માયે સાહિરે. આવી૦૩
સેવક જનની લાજો રાખો, કોણ લાજ રાખે હમારીરે;
અવર બીજા કોને જચીયે, અંબા આરાસુર વાળીરે. આવી૦૪
દેવી દાતાર દયા કરો મા, પાંગળાને લ્યો પાળીરે;
કાલાવાલા આઈ તમને કરૂછુ, પાયે પડુ લળીલળીરે. આવી૦
આ અવસર અંબેમા આવો, રક્ષાછુ પાલન સાહિરે;
રીસ ના ધરશો બાલા ઉપર, સહુને રાખો ઉગારીરે. આવી૦૬

## ઉપર પ્રમાણે.

આ અવસર આવોની અંબા, લાજ રાખોને હમારી. ટેક.
પ્રાતસકાળે રૂમઝુમ કરતાં, શોભા આપો ભારીરે;
ચાચરમાં આવીને રમતાં, મંડપ શોભા સારીરે. આ અ૦ ૧
ઝરમર ઝરમર મેવુલા વરસે, સેવકજન અકળાયેરે;
પારે આવ્યા માજી હરસે, આ દુઃખ કેમ સહેવાયેરે. આઅ૦૨
નાટારંગ હમે સહુ કરતાં, તારા સામો મુજરોરે;
ધ્યાંન તારૂ મનમાં ધરતાં, હવે પ્રાશ્ચિત હરજોરે. આ અ૦ ૩
પ્રાશ્ચિત હમારા પ્રબે કીધાં, શુ કરવા અકળાવોરે;
આવુ ના કીજે માજી હમને, વરસ એકે બોલાવોરે. આઅ૦૪
સુખી રાખશો તો આવીશુ, તારા ગુણલા ગાસુરે;
હરખી નરખી સુખીઆં રાખો, ચાચર આવી જાસુરે. આઅ૦૫

નાગર નવરા લોકજ આવે, અટપટુ મનમાં બોલેરે;
અંબામાજી મનમાં રાખે, મગન થઇને ડોલેરે. આઅ૦ ૬
રંગમંડપમાં તારા સાજુ, નિરખી નિરખી રમિયેરે;
દાસ ઉપર દયા કરી દીજે, મનમાં માતને ગમિયેરે. આઅ૦૭
કાલાઘેલા થઇને શુવો, મહેર કરે મંમાયારે;
સકળ સભા ટોળે મળી આજે, બાલાયે ગુણગાયારે. આઅ૦ ૮

## ઉપર પ્રમાણે.

આરાસુરી કરૂણા કરો હમને, પ્રેમે પાયે લાગુરે. ટેક.
પ્રાતસકાળે દરશણ દીછો, બાળા બાળ સ્વરૂપેરે;
જરકસી અંમર અંગે રાખ્યોરે, મોહપાંમ્યા તે રૂપેરે. આરા. ૧
મધ્યાને જ્યારે દરશણ આપ્યું, તરૂણ રૂપે થઈ બેઠારે;
મદ ભરી મદ્યપાનજ અરપ્યું, શક્રાદીયે, નવ દીઠારે. આરા. ૨
સાયંકાળે દરશણ આપો, વૃદ્ધ સ્વરૂપે નિરખુરે;
કાલાવાલા આઈ કરીને, જપી મનમાં હું હરખુરે. આરા. ૩
હોડણ પહેરણ લીલા ચણીયા, નવરંગ સાળુ પહેરીરે;
કરે કંકણ ખરી કટી મેખલા, પેહેરી આવો લેહેરીરે. આરા.૪
અરૂણ ઉદે થયો રજની ભાગી, આવો ચાચર માહેરે;
સરવે દેવી લાજ નિભાવો, દેવોયે સરવે સાહિરે. આરા. ૫
સાહ્ય કરો સલખનપુર રાણી, નવદુરગા મન આણીરે;
દાસનો દાસ હું શરણે આવ્યો, ત્રિપુરા મનમાં જાણીરે.આરા.૬
કાળી કલ્યાણી કામ કરૂછુ, બાળાત્રિપુરા આસેરે;
શ્રી અંબિકા રાખુ મનમાં, સહુજન માને ગાસેરે. આરા. ૭
કરજોડીને આજ્ઞા માગુ, કુબુધી કાપી નાખોરે;
જેજે બોલો અંબે માતા, બાલાને શિર હાથ રાખોરે. આરા.૮

## ઉપરપ્રમાણે.

આનંદ ઘેર આવો અંબા, રાત રહિછે થોડીરે;
સનમુખ આવી ઊભો રંભા, રહ્યોછુ કરજોડી. ટેક.
ભોર ભયો અવની બધ ભાગી, ઉઠો અંબા માડીરે;
ચાચર આવો સેજથી જાગી, હું રહ્યો મન લાડીરે. આ. ૧

મંડપ રંગ અતીસે શોભે, આવો આળસ ત્યાગીરે;
અરૂણ ઊદે થયો મનકુ લોભે, દરશણની લહે લાગીરે. આ. ૨
મુખડાં પખાલી દુખડાં કાપો, આવી સુખડાં કીજેરે;
દાસ સીરપર આ કર થાપો, માજી અભેવર દીજેરે. આ. ૩
શીશ નમાવુ સિંગાસનપર, હરખથી માજી ધાજોરે;
બાલાજીને પાઓ અંમર, ઘર આવી બિરાજોરે. આ. ૪

## પ્રભાત દેશીફેર.

ભજોમાત બહુચરાને ભાવશુ ભવાની એ રાગ.

શક્તિ સાચી સરવે સેવો, ગંભીર ગુણ ગાવે.
અંતર અભિમાન તજો, શુ મનકુ ભમાવે. ટેક.
કાંમ ક્રોધ માયા લોભ, શુ પડપંચ કરાવે;
માકે ઉદરમે આઈ, ઉનમત શુ ધરાવે. શક્તિ. ૧
કરે રંગભોગ ઇશક, મનકુ ક્યુ ચલાવે;
આપકી ખુબીસે આજ, ક્યુ ચીત ચોરાવે. શક્તિ. ૨
રતન સબ છોડ ગયે, સંગ કોરી ન પાવે;
હાથ ખુબ માલ પાયે, ક્યુ ધરણી ધરાવે. શક્તિ. ૩
મરના હે જરૂર દેખ, સાથ કોડી ન આવે.
સમજલે મન યાર મેરા, ક્યા ગર્ભ ધરાવે. શક્તિ. ૪
મગરૂબીસે ચલતા હે, ક્યા રંડીકુ નચાવે;
પેદા કિયા હે જીને, ઊનકુ ક્યું ન બોલાવે. શક્તિ. ૫
અંબેકુ યાદ કરો, યારો ગાફલ ન રેવે;
આ જીયત બંદા તેરા, નાહિ કુંડ વાવે. શક્તિ. ૬
સકળ માજી સિદ્ધિ દેવે, હરનાશ શિર નમાવે;
દુઃખ ન પામે દેહ ધરી, ત્રણ તાપ તજાવે. શક્તિ. ૭
મારકંડ અમર કરે, ભટ વલ્લભ ઉગરાવે;
દાસ બાલો શરણુ આવે, ગરબા ગવરાવે. શક્તિ. ૮

## પરભાત દેશી ફેર.

બાળા શ્રી ત્રિપુરા મા સુંદરી, કાંમેશ્વરી માહાકાળીરે;
બિંદુત્ર્યક્ષરી આપ બિરાજો, લલિતા લ્યો મુજ પાળીરે, ટેક.

શ્રી કલ્યાણી બાળા બુધી, કુ બુધી નાખો પ્રજાળીરે;
ત્રિપુર સુંદરી ત્રીદોશ કાપો, સંકટ નાખો કાપીરે. બા. ૧
કાંમેશ્વરી મા કામ કરોછો, સુખ રાખો અજવાળીરે;
કાળી કળજુગ ખડગ ધારી, રાખોછો સઉ પાળીરે. બા. ૨
બિંદુ રૂપે સંકર જાણ્યુ, ત્ર્યક્ષરી ત્રીકોણ વાળીરે;
લલિતા શરણે દેવો આવ્યા, પ્રત્યક્ષ પારો નિહાળીરે. બા. ૩
અકાર રૂપે આપ બિરાજો, ઉકાર ઉદમ પ્રજાળીરે;
મકાર માયા મહતા ભારી, ત્ર્યક્ષરી રાખે પાળીરે. બા. ૪
બ્રહ્માદિ ઈંદ્રાદિ શેવે, ત્રિકોણ બીંદુ વાળીરે,
નારદ વેદો ચારે ગાજે, ગાયત્રી રુપો જાલીરે. બા. ૫
સોળ કળા શશિ બીંદુ શોભે, બાળા બહુચર બાળીરે,
ચંડ મુંડને નાખ્યો મારી, રક્ત બીજને ટાળીરે, બા. ૬
ધુંમ્ર લોચન મહિશાસુર સરખા, ક્ષણમાં નાખ્યા રોળીરે,
શુંભ નિશુંભને ત્રિપુળે મારયા, હિમાચળીએ ચોળીરે. બા. ૭
અકળ કળા રૂપ તારૂ દીસે, જોઉ તારી ગતી ન્યારીરે,
મુંઢ મતી હું શરણે આવ્યો, આવુ આરાસુર વાળીરે, બા. ૮
શેવક જન શરણાંગત આવ્યો, નેન ભરી રાખો નહાળીરે,
પાતીક સરવે કાપી નાખો, અસુર નાખો બાળીરે. બા. ૯
બ્રાહ્મણ થઇ નહી ભજે ભવાંની, રાખો મૈયા નિહાળીરે;
નારાયણી નવરાત્રી મધે, ખેલેછે મહાકાળીરે. બા. ૧૦
ઉત્તર મધે આપ બીરાજો, દેવોએ સરવે ન્યાળીરે;
ધોળાધડ સ્વેતાગીરી શીખર, બેઠી આરાસુર વાળીરે. બા. ૧૧
પુરવ મધે પાવાઘડ ગીરી, ઉપર બેઠી કાળી;
ચલ્લુ રાજાને રાજ કરાવ્યું, ઉગારી રાખો પાળીરે. બા. ૧૨
દક્ષણ મધે તુળજા ભવાંની, જુઓ અસ્ટ ભુજાઈ રે;
રક્ષા કરેછે શેવક જનને, સરવેને રાખે ઉગારીરે. બા. ૧૩
બાળા બહુચરી ચુવાળ મધે, લીધો વલ્લભ પાળીરે;
નારીનો ત્યાં નર કરયો છે, પ્રત્યક્ષ છે એંધાંણીરે. બા. ૧૪
દાસ ઉપર દયા કરી દીજે, કાપો કુબુધી ટાળીરે;

શીવક બાલે હરનીશ ગાએ, સુખી રાખો નીજ આવીરે. બા. ૧૫

---

## તિથિયો.

નવરાત્રીના દીન રૂડા આવ્યારે,
અંબામા ઘેર ઘેર પોતે પાધારયારે, ૧
પડવે પાવા વાળી પાલવ સાહ્યોરે;
દરશણ કરતાં મે આજ ગરબો ગાયોરે. ૨
બીજે બહુચર માત રક્ષા કરજોરે;
મારા સરવે તરેહના દુઃખ તમે તો હરજોરે. ૩
ત્રિજે ત્રિભાવન માત બેઠી ગાજેરે,
સિંગાસન ઉપર માત તુ બિરાજેરે. ૪
ચોથે ચંડી માત ચોદશ જોતીરે,
આંખડીએ આવી આજ આંસુડાં લોતીરે. ૫
પાંચમે પાળો માત હમને આવીરે,
રમતા રંગભેર આજ લ્યો બોલાવીરે. ૬
છઠે છબીલી માત છાયા કરજોરે,
શીવકના આવી આજ દુઃખડાં હરજોરે. ૭
સાતમે સુંદર મુખ તમારૂ ઝળકેરે;
ચાચર મા રમતાં આજ મન બહુ મળકેરે, ૮
આઠમે અશ્ટ ભુજામા દરશણ દેજોરે,
આ હવન અતિસે થાય, વારણા લેજોરે. ૯
નોમે નવ દુરગા મળી અજાઇરે;
જમે બ્રાહ્મણ સહુએ આજ અંબાને સાહીરે. ૧૦
દશમે દરશણ દેજો આદ્ય ભવાંનીરે,
સુખી રાખેછે આ કાય, મા મહેરબાનીરે. ૧૧
અગીયારસને દીન ઓછવ થાએરે;
હરી હરના ગુણુજ ગાય, જોવા પળાયેરે. ૧૨
બારશે બાળા રૂપ બહુચરી અંબારે,
મા આવો અમ ઘેર આજ મા મન ગંભારે. ૧૩

તેરસે તુળજામાત, જોઇ જોઈ હરખુરે,
નયણેથી અંબા આજ, હરખી નિરખુરે. ૧૪
ચઊદસે ચાચર માત હવન થાયછેરે,
શ્રીફળ ચુંદડીયો આજ ઘી હોમાય છેરે. ૧૫
અમાસ પુનમે આજ દરશણ દીધાંરે,
ચાચરમાં આવી આજ નાટા રંગ કીધારે. ૧૬
આ પંદર તિથિયો ગાઈ ઉલટ આણુંરે;
હુ સમરૂ શ્રી ત્રિપુરા આરાસુર રાણીરે. ૧૭
આ બાલાજીએ ગુણ નવરાત્રીમાં ગાયારે;
છે અંબામાની આજ શિરપર છાયારે. ૧૮

ગરબી.

કારતકમાસે કરૂણા કરો મા, આવી નમિએ, હાંહાંરે મા.
દીવાળીના દીન આજે મા, મનમાં રમિએ; હાંહાંરે મા. ૧
માગશરમાસે મળવા આવું મા, દરશણ દીજે; હાંહાંરે મા.
કસ્ટ અમારા કાપી નાખી મા, પ્રણામ લીજે. હાંહાંરે મા. ૨
પોસમાસે પારવતી મા, રક્ષા કરજો; હાંહાંરે મા.
શિવશંકરના અંગે બેશી મા, દુખડાં હરજો. હાંહાંરે મા. ૩
મહામાસે આ ઉમંગછે મા, અતિ રૂપાળો. હાંહાંરે મા.
ઝુમ ઝુમ કરીએ રંગછે મા, નયણે નિહાળો. હાંહાંરે મા. ૪
ફાગણમાસે રંગ બેલુ મા, ભોળી ભવાંની હાંહાંરે મા.
કેસર ગાગર ઉડે ગુલાલ મા, રાખો જવાંની. હાંહાંરે મા. ૫
ચઈતર મહિને ચરણ કમળ મા, હું મન શેવું, હાંહાંરે મા.
પારો પ્રતક્ષ જોઇને મા, મુખથી કેવુ. હાંહાંરે મા. ૬
વઇશાખે વાહારેચડી મા, શેવક જાણી, હાંહાંરે મા.
માહા મારીના રોગથી મા, ઉગારો પ્રાણી. હાંહાંરે મા. ૭
જેઠ માસે જનમ ધર્યો મા, મુખડુ જોવા, હાંહાંરે મા.
ભવસિંધુથી તારીએ મા, દુખડાં ખોવા, હાંહાંરે મા. ૮
અશાડમાસે આદ્યશક્તિ મા, ત્રિલોક છાજો, હાંહાંરે મા.
મારી અસુરો તમે શિર શેવકને ગાજો. હાંહાંરે મા. ૯

શાવણ મહિને સંગ આવે મા, અતિ રૂપાળો, હાંહાંરે મા.
શ્રીફળ ચુદડી હોમાય મા, ચૌદસે નહાળો, હાંહાંરે મા. ૧૦
ભાદરવે ભય ટાળોછો મા, સંગને આવી, હાંહાંરે મા.
શાવણ ભાદરવે સંગ લાવે મા, નાગર ભાવી. હાંહાંરે મા. ૧૧
આસોમાસે આધ્ય અંબા મા, છાયા કરજો, હાંહાંરે મા.
નવરાત્રિના દીનમાં મા, મન વાણી ધરજો. હાંહાંરે મા. ૧૨
સકળ સભામાં ગાઇએ મા, હરશ ધરીને હાંહાંરે મા.
શ્રી અંબાનુ નામ જપી મા, અંતે તરી ને, હાંહાંરે મા. ૧૩
પુરણ માસે પ્રેમથી મા, બાલાજી ગાય હાંહાંરે મા.
વરસ દીન શાવણમાસેમા, આરાસુર જાયરે, હાંહાંરે મા. ૧૪

## છંદ. કકાનો.

નિરાકાર નિરધાર નિરંજન, કલજુગમે દેખો માજી;
આશ રખુ મહંમાયા કેરી, ભગતનકુ કરતી રાજી; ટેક
ગુરૂ ગણપતી હે મંગળ રૂપે, સારદા સમરૂ મનમે;
માત સરસ્વતી મુખમે બેઠી, ગાવત હું ગુનહિ તનમે. ૧
કકા રૂપે માત કાળીકા, પાવાઘડ પર બિરાજતી;
કલ્યાણી કલી ક્રશ્ન રૂપહે, કામેશ્વરી રૂપ ધરાવતી. ૨
ખખા રૂપે માત ખેચરી, ખપર મનમે ધરાવતી;
અરજ સુણકે ખોડિયાલ માજી, ખડ્ગધરી રક્ષણ કરતી. ૩
ગગા રૂપે માતહે ગૌરી, ગંગા ગોમતી હે સારી;
ગબર વાળી ગોખમે છાજે, ગાયત્રિકી જુગતી ન્યારી. ૪
ઘઘા રૂપે માતહે ઘોરી, અઘોરી કુ મન ચળાવતી;
ગરીબ ચાહે શરણ તુમારે, ઘોડા વાહન કરાવતી. ૫
ચચા રૂપે માત ચંડિકા, ચામુંડા ચંપક વરણી;
ચંડ મુંડ કુ ચોળી નાખકે, ચુવાળ ચાચર હે ચરતી. ૬
છછા રૂપે માત છાંનીહિ, જુગતમે છાયા કરતી,
છંમ છંમ છંમ ગુગરૂ બાજે, છાની વાત નયણે ધરતી. ૭
જજા રૂપે જવાળા મુખીહિ, જોત જુગતમે જગાવતી;
જગંનાથજી જીવન મુક્તહે, જાગી અસુરકુ ભમાવતી. ૮

ઝઝા ઝવેરા રૂપે બેઠી, ઘેર ઘેર અંબામાજી;
ઝાક ઝમાળ હાંડી તકતા ઝવેર ઝુંમર સેરાજી. ૯
ટટા રૂપે માત ટેકસે, ટેક રખો માજી મેરા;
ટકોરે ખાના બોતહિ બાજે, ટાટ ભર ને વેદ ધરા. ૧૦
ઠઠા રૂપે મા ઠુંમકે, ઠાંમ ઠાંમ નજરે દેખુ;
ઠમ ઠમ ઠમ ઠમ ગુગરૂ બાજે, નાચતહે નાગે પેખુ.૧૧
ડડા રૂપે માત ડુંગરમાં, ડંકાહે ઉનકા ન્યારા;
ડીંમ ડીંમ બાજે ડફ ડમરૂ, ડીંગ મુંડ ફરતે વહારા. ૧૨
ઢઢા રૂપે માત ગાજતી, ઢોલ દદામા હેસારા;
ઢાળ દેખી સબ શીર ઉપરે, ઢોરનકુ રક્ષણકારા. ૧૩
ણણા રૂપે માતહે રણમે, શુંભ નીશુંભ તે મારલીયા;
ઝણણણણણ ગુગરૂ બાજે, નારદ નાચતહે પૈયા. ૧૪
તતા રૂપે માત તુલજા, તોતળા હે તારણ વાળી;
તાતા મુખસે બોલે બાળક, ઉનકુ દેખતહે ન્યાહળી. ૧૫
થથા રૂપે માત થીર રહે, થાળ ભરી નૈવેદ ધરતા;
થૈથૈથૈથૈ નાચે સનમુખ, થીર રહી અન ઉર ભરતા. ૧૬
દદા રૂપે માતા દેવી, દેવોકુ દુઃખ નિવારતી;
દરશન આવે દેશ દેશકે, ઉનકુ સુખ અતી કરાવતી. ૧૭
ધાધા રૂપે માત ધુંધવાઇ, ધનુશધારી નામ ધરાવતી;
ધંમ ધંમ ધંમ ધંમ ધરતી ધુજે, ધારણ શેવકકુ કરાવતી.૧૮
ધધા રૂપે માત ધનુશ લઇ, ધોળાધડપરવત બેઠી;
ધનુશ ધારી નામ ધારકે, ગામ નરોડામે પેઠી. ૧૯
નના રૂપે માત નર્મદા, નારાયણી નવરાત્રીહે;
નવ દુર્ગા નવ ચંડી નામહે, નવ દીવસ નવમાત્રીહે. ૨૦
પપા રૂપે માત પાર્વતી, પિતાંબરી પુરણ દેખી;
પાંન કરે અસુર દળ હણતાં, પંચ રંગી નિશાન પેખી. ૨૧
ફફા રૂપે માત ફગુવા, ફાગણમે હોળી બોલે;
ફેર ફુદડી કરતી જાએ, ઉદો ઉદો મુખસે બોલે. ૨૨
બબા રૂપે માત બહુચરા, બાળા બગલા મુખીહે;

ભેર ભેર બટુક મન કહાવે, બાર માસ મા રખર્તાહિ. ૨૩
ભભા રૂપે માત ભવાંની, ભક્તી તુમારી સાચીહિ;
ભગવતી ભવ તારૂણી અંબે, ભુવનેસ્વરી મન ભાચીહિ. ૨૪
મમા રૂપે માં મહંમાયા, મહેર કરી આઇ સતયુગમે;
માર કંડે માતંગી ભાચી, માત પાળતી કળજુગમે. ૨૫
યયા રૂપે માત યાદહે, રખો ઊરમે મતવાળા;
યાદ કરકે મનમે પ્યારે, યેહી રખો સબ સુરવાળા. ૨૬
રેરા રૂપે માત રંનાદે, રમઝમ કરતી ઊમગ નારી;
રોહિણી રાણી રૂક્ષમણી રેવા, રાધિકા રમતી પ્યારી. ૨૭
લલા રૂપે માત લક્ષમીહિ, વિસ્નુ મનમે રખર્તાહિ;
લજા રાખે સહુ ધન આપે, લાલ મુખ લખ લખતીહિ. ૨૮
વવા રૂપે વાત વેદ કહી, વાગ્ય કુંડ અમૃત કરતી;
વાગિશ્વરી વર આપે દેવકું, શેવકકુ શીર પર ફરતી. ૨૯
શશા રૂપે માત સારદા, શિવ શકતી મનમે સાચી;
શરણ આયકે આપ ખડાહુ, મહેર કર મનમે રાચી. ૩૦
ષષા રૂપે માત શાક સૌ, પાક અમ્રત થાલ ધરો;
શંખ નાદ આકાશે હોતે, ખાંન પાંન સબ ખાઇ કરો. ૩૧
સસા રૂપે માત સીતાજી, સરસ્વતી સુભ કામ કરો;
શેવક આએ શરણ તુમારે, સાંબ સાંબ શિવ ઉર ધરો. ૩૨
હયા રૂપે હયગ્રીવક, અભેવર શિર હાથ દીયા;
હાથી હથીયાર હાથ પકડકે, હંશ વાહની કામ કીયા. ૩૩
અયા રૂપે માત અંબિકા, આરાસુર અંબા બેઠી;
અજાવડી હે આદ્ય ઇશ્વરી, અકળ કળા નજરે દેખી. ૩૪
અયા રૂપે માત ઇશ્વરી, આદ્ય શક્તિ અનપુરણાહિ;
અષ્ટ ભઇરવ અષ્ટ ભુજાઇ, ઇંદ્રાક્ષી દુઃખ હરણીહિ. ૩૫
માત અંબિકા સકળ જુગમે, બેઠી ચારે દીશામે
રક્ષણ કરતી કષ્ટકુ હરતી, સંસાર રૂપી દરિયામે. ૩૬
વેદ વિરંચિ વિશ્નુ શિવજી, ધ્યાન ધરે જુગદંબેકા;
નારદ શારદ મહામુની આદિ, જપ તપ ધ્યાન ધરે ઉનકા. ૩૭

યોગણી દેવી ગુણહી ગાવે, ગાંધ્રવ ગાંન કરે ઉનકા;
નાચત કુદત એલત આવત, તાલ મદૃંગ વાગે સુરકા. ૩૮
તાલ પખાજ વેણા જંત્રવાગે, ભેર બુગળ ઢોલકા ડંકા;
ઝણ ઝણ ઝણ ઝણ વાગે ઝાંઝર, ગંટા ઘડીયાળી રણુકા. ૩૯
સારંગી તંબુરા વેણા, શરણાઇયોકા નહી પારા;
નર નારી સબ મોહ પામતે, દુસરા નહિ સુજે આરા. ૪૦
ચરણા ચોળી સાડી બીરાજે, મુગટ અનોપમ શિરછાજે;
કલકી તોરા છત્ર કંચનકા, સિંગાસન બેઠી ગાજે. ૪૧
ગળે હાર હિરા મણિ મોતી, મુકતા ફળ દીસે કંઠે;
હિમ ઘરેણા ઘણાજ શોભે, સ્વરૂપ અકળ કળા દીઠે. ૪૨
કાને કુંડળ નાકે વેસર, અણુવટ વીંછુવા પાએ ધરી;
બાહે બાજુ બંધી બજોડા, કડાં કર ચુડીયો પહેરી. ૪૩
કલાં કાંબી વહેડ ને વીંટી, કપોલ બંધી સારહિ;
કમળ નેનને કાજળ છાજે, તીકળ કપોળ કેસરહિ. ૪૪
ઝાલ ઝબુકે જુમણાં લેકે, સાંકળી તુશી હિમકી હે;
ગજ મોતનકી માળ બીરાજે, હોડ ગાલપે ટપકી હે. ૪૫
સ્વરૂપ અનોપમ જગમગ જોતે, સુર્ય ચંદ્ર નેન આગે;
મોહની રૂપે મોહ પમાડ્ય, અસુરકુ નાખ્યા પાગે. ૪૬
દશ ભુજા અસુરકુ મારકે, હાથલીયા સબ હથીયારા;
સંખ ચક્ર ગદા પદમ બીરાજે, આપ પરીઘ રહ્યું જ્યારે. ૪૭
શિર ભુસંડી શુલ લીયાહિ, ખડગ હાથુમે હેત્યારા;
ધ્યાન ધરો ઉરમે મતવાલે, રક્ષણ કરતી મેઘ ધારા. ૪૮
તિન લોકમે હે મહંમાયા, ઇંદ્રપુરીમે એ છાજે;
ચાર ખુટ નવ ખંડ ભુમીમે, સચરાચર જુગમે ગાજે. ૪૯
અસી ભવાંની ભવ સાગરમે, આશ રખો સબ મન ઉનકા;
અહ ભુત અસુર સંકટમે, ધ્યાન ધરો જુગદંબેકા. ૫૦
ઘેલ ગાંડે છંદ બોલતે, ગાવે સબ સારી શકિત;
નર નારી ઉમંગે ગાવો, ઉરમે કરો હરનીશ ભકિત. ૫૧
ગાશે સુણસે સાંભળસે કોઇ, ઉદો ઉદો મુખસે કેવે;

નાચત કુદત ભાવ ધરીને, ભુખાકુ ભોજન દેવે. ૫૨
માત પિતા એહે દુનીયામે, અરજ સુનીએ આઇ અંબે;
કરગરી કરગરી પાએ પડાહું, દુખ નિવારો જુગદંબે. ૫૩
સુરતણી મા વહારે આવ્યા, ચંડ મુંડ નાખ્યો ગોળી;
રક્તબીજ રક્ત રણમા રોળો, ધુંમર લોચન નાખ્યો રોળી. ૫૪
સિંહચડીમા ત્રિશુળ લીધુ, મહિષા સુરકુ માર દીયા;
શુંભ નિશુંભકુ માર માર કે, ખપર ખાંડા હાથલીયા. ૫૫
ચંડિ માત ચામુંડા દેવી, ઉદો ઉદો મુખથી ભાખે;
ફુલ તણી ત્યાં વૃષ્ટી થાયે, આકાશથી દેવો નાખે. ૫૬
દુંદભી વાગે નિશાન ફરકે, અંબે માડીકા;
નેન ભરી નજરૂસે દેખો, મે બાલક હું આઈ તુમકા. ૫૭
ભક્ત કાજ મા ધાઇ આવો, શિશ ધરૂ ચરણે તેરી;
મેહર કરો મહંમાયા આકે, નાવે ચોરાશી ફેરી. ૫૮
તું રખવાળી સકળ ભુવનકી, દયા ભાવ દીલસે દેખો;
સહાય સદા તુમ રખતાં માજી, ભાવ ધરી નજરે દેખો. ૫૯
મેહેર કરો તમ ભોળી ભવાંની, દુઃખ દારીદ્ર તુમ હરતાં;
બહુચર અંબે તુ રખવાળી, બેર બેર તેરા ગુણગાતા. ૬૦
સહસ્ત્ર નામકા કલશ શીરપે, આશ ધરૂ જુગમે તેરી;
કૃપા સિંધુ મુજ કરૂણા કીજે, લાજ રાખો અંબા મેરી. ૬૧
સંવત એક નવ ત્રણ પાંચમા, ચઇત્ર માસ પુરણ માસી;
ભાનુવારમે અરજ કરૂ હું, શિવશક્તિ થી ઉપાસી. ૬૨
જક્ત ત્રિપુરે ત્રિપુર સુંદરી, ભોળીભવાંની મુખલાયા;
જેજે અંબે બોલો પ્રાણી, રખો મા બાલાપર છાયા. ૬૩
નાગર જાતે હુંછુ માજી, વડનગરો બ્રાહ્મણ જાણો;
ચાચર મધે દોડી આવુ, અમદાવાદમાં રહુ શાણો. ૬૪
માજી દાસનો દાસ બાલાજી, રહો શિરપર મા ગાજી;
નીરાકાર નીરધાર નીરંજન, કલજુગમે દેખે માજી. ૬૫

**ગરબી.**

બાળા તમો આરાસુર શીરાજ, ઘોળાઘડ બીરાજોજી.

રૂડાં સરસ્વતીની તીરછે, કોમળ બેઠા ગાજેજી. ટેક.
વાગે ચોઘડી શરણાઇ, નાચંતાં લોક આવેછે;
મોટા મોટા શંગવી થઈ, માજીનો શંગ લાવેછે. બાળા. ૧
વાજે વાજીંત્ર નીશાન તારૂ, ફરકે આકાશે છે;
શણગાર તણો નહિ પાર, અકળ કળા દીસેછે. બા. ૨
નાટા રંગ અનોપમ થાય, ગાનતાન થાયછે;
કરે કરૂણા અપાર, અમરત પાંન પાયછે, બાળા. ૩
મોટા મોટા મુનીજન, માજીનુ પુજન કરેછે;
તેવુ જાણી સઉ જન, અંબાનુ ધયાંન ધરેછે. બાળા. ૪
હવન અતી થાય મોટા, ઘીખાંડ દુધ પાકે;
શીફળ ચુદડી હોમાય, બેઠી ખોડીઆઇ નાકે. બાળા. ૫
પ્રાતસ કાળે ભટજી શેવે, મંદીર મંગળ થાયછે;
પુજન કરીને લોક, પોતાને ઠામ જાયછે. બાળા. ૬
મધ્યાંન કાળ સમે થાય, શેવક મંદીર આવેછે;
રૂડી કરીને રીત, માજીને ભોગ ધરાવેછે. બાળા. ૭
સાયંકાળ પુજન થાય, માજી લાડ લડાવેછે;
થાળ ધરી આરતી કરી, નાગરોને ખવરાવેછે. બાળા ૮
શાવણમાસે સંગભરાય, નાગર લોકો આવેછે,
બીજી ભાદરવાની ભરાય, ત્રિજી કાર્તગી કહાવેછે. બા૯
એ સંગ તણો નહી પાર, નાગરો સંગ લાવેછે;
શોભાનો બહુ સાર, નર નારીઓ આવેછે. બાળ. ૧૦
દેવલ ગરજના થાય, બહુ વાજીંત્ર વાગેછે;
સઉ સંગતણો અતિસાથ, અતિ ઉલટ અંગેછે. બા. ૧૧
માનશરોવરનો ઘાટ, ત્યાં મા અજાઇ બિરાજેછે;
મહાદેવ બેઠા આસપાસ, શરોવર અતી ગાજેછે. બા. ૧૨
સામાં બટુક શિવ બેઠા, ભવદુઃખને ટાળેછે;
છે પ્રતાપ માજીકેરો, સરવે પાતિક બાળેછે. બાળા. ૧૩
કોટેશ્વર કૈલાસે બેઠા, ત્યાંથી સરસ્વતી આવેછે;
દયા આવે દીલમા આણી, સઉના મનમા ભાવેછે. બા. ૧૪

વાવ્ય કુંડ માજીકેરા, પવિત્ર એછે ભારે;
પાસે આરાસુર ગામ, અંબા માને નમે પારે. બા. ૧૫
આરાસુરની શોભા, કહિ નવ જાય મુખે;
માતાજીની પાદુકા પુજન, નાગર લોક કરે સુખે. બા.૧૬
મોટા મોટા મુની હઘોરી, સરસ્વતી તીરે રહેછે;
અંબા સામો ગબર ગોખ, તે ધાંમ માનુ કહેછે.બા. ૧૭
અંબા બહુચર કાળી તુળજા, ચારે દીશા બીરાજેછે;
શેવક જન સાહ્ય કરી, અખંડ શીરે છાજેછે. બા. ૧૮
બ્રહ્મા વિષ્નુ શિવ આરાધે, નારદ ગાંન કરેછે;
ઇંદ્રવેદ યોગણીયો સઉ, કરજોડી ધ્યાંન ધરેછે. બા. ૧૯
બાળા ત્રિપુરા શી પાએ લાગુ, વિનવું હું તમને;
બાલાજી કહે એટલું માગુ, કરૂણા કરો હમને. બા. ૨૦

### માનશરોવરનો ગરબો.

માનશરોવર જઇ, સ્નાન કરી નમિયે;
મા આગળ હાજર થઈ, ચાચરમા રમિએ. ટેક.
સ્નાનજ કરીએ દુઃખડાં ખોઇએ, માના ગુણલા ગાઇએરે;
પ્રાતસ કાળે અંબા નિરખી, માનશરોવર જઇયે. સ્ના. ૧
આદ્ય સ્થાનક મેરૂ ગીરીએ, ચાચર પરતો મોટોરે;
જનમ ધરીને આ દેહ આવી, એકવાર મંડપ લોટો. સ્ના. ૨
દેહ સુધ નાહે નીરમળ નીરે, શિવજી બેઠા તીરેરે;
અંગે શુધ પાવન થૈ તનબર, અજાવ્ય જઇએ ધીરે. સ્ના. ૩
ચાચર મંડપ મધે આવો, બેઠાંછે અંબામાજીરે;
ત્રણ લોકનુ તત્વ એછે, રહેછે સરવે ગાજી. સ્ના. ૪
ગણપતી બેઠા માનીજ પાસે, શિવજી સનમુખ દીસેરે;
વહેરાઇ માતા બેઠાં પોતે, માજીના મનમાં હીસે. સ્ના.૫
સનમુખ આવો વાવ્યજ રૂડી, નીર અમરત અતિ છાજેરે;
ભૈરવ બેઠા આઠે પોતે, ગંભીર ગોખે ગાજે, સ્ના. ૬
ગબર જાવો એ મઇયા તેમા, સ્થાપન પોતે કીધુરે;
અઘોરીઓ તેમાં અતિ રહેછે; તેનુ કારજ સીધુ. સ્ના. ૭

પેહેલે દરબાજે બેઠી મૈયા, ખોડીયાળ ગડખ ધારીરે;
રક્ષા કરે સહુ વાટ ઘાટમાં, દુષ્ટને નાખે મારી. સ્ના. ૮
આવો મંદિર સનમુખ થઇને, માજીને પાવલે લાગોરે;
ચાચર આવી સનમુખ રહિને, મનવાંછિત ફળ માગો. સ્ના. ૯
કર જળ લોટો લઇને જઇયે, માનશરોવર તીરરે;
ગંગા જમુનના સરસ્વતીથી, વશીયા અધીક નીર. સ્ના. ૧૦
માનશરોવર સારૂ દીસે, ધરમશાળાઓ અપારરે;
મહેર કરી શેવક જન ઉપર, બંધાવી છે વિશાળ. સ્ના. ૧૧
કોટેશ્વર કૈલાસે બેઠા, સરસ્વતીનો વાસરે;
વિમળસાના દેહેરા કીનારે, રાખ્યા બેધાણી કાજ. સ્ના. ૧૨
બંધાવ્યુંછે માનશરોવર, તાપીશંકરે પોતેરે;
આસપાસ શોભા અતી સારી, શિવજી બેઠા જોતે. સ્ના. ૧૩
કુબેરજી છે ભાઈ [1]હમારા, [2]ત્રીકમજી જમાતરે;
દીસેછે અકલ અતી સારી, નાગરીનાત સુપાત્ર. સ્ના. ૧૪
શરોવર સજીવન જળછે, મઇયાયે કીધો વાસરે;
અઘોરે શબ્દ થાયે તેમાં, ગંગાયે કીધો વાસરે. સ્ના. ૧૫
સ્નાન કરે અંગ શુધ્ય થાયે, અષ્ટ ક્રોડ ત્યાં જયરે;
ભવોભવના પ્રાસ્ચિત જાય, માનશરોવર નાહ્ય. સ્ના. ૧૬
વનતરૂવર શોભા અતી સારી, તે શોભાનો નહિ પારરે;
બીલી પુષ્પ ફળ અતીસે શોભે, જોતા લાગે વાર. સ્ના. ૧૭
માને ચાચર ગાયે ગરબા, કરે પ્રદક્ષા માનીરે;
અકળ કળા દીસેછે બાળા, વાત સુણે છે છાંની. સ્ના. ૧૭
ચારજુગ નવખંડમાં વ્યાપી, ત્રિપુરા રહિછે તનમારે;
શરોવર કાંઈ નીર નવ દીસે, માજી રેહે તેના મનમાં. સ્ના. ૧૯
*મંગળશંકરે, પ્રતિષ્ટા કરાવી આ માનશરોવરનીરે;

---

૧ અમદાવાદના નાગરબ્રાહ્મણ વડનગરા હાલછે,
૨ તાપીશંકરના ભાઈ હાલ પ્રત્યક્ષછે.
*ગુરૂ હમારા હતા. નાગરબ્રાહ્મણ વડનગરા અસલ મથુરાના રેહેવાશી પણ ઘણાએક વરસથી અમદાવાદમાં રેહેતા અગ્નીહોત્રી હતા.

માસ એકથી વિપ્ર બોલાવ્યા, શોભા ફળ કદળી વનની. સ્ના.૨૦
પાર ના આવે વરણન કરતા, અમૃત રહ્યું પારેરે;
દાંતાના દરબારે અતીસે, મદત કરી અતી ધારે. સ્ના. ૨૧
ચાચર મધ્યે ગાવુ આજે, શ્રાવણમાસ ઉમંગેરે;
અંબામા બહુ લાડલડાવે, કહિયે અતિસે રંગે. સ્ના. ૨૨
બોળે ભાવે ભાવ ધરીને, માજીના ગુણલા ગાઉરે;
સુખી થઈ અંબાની પાસે, શ્રાવણ માસે આવુ. સ્ના. ૨૩
જેજે બોલો સ્નાન કરીને, ઉદો ઉદો નરનારીરે;
મનવાંછિત ફળ થાયે મંડપ, બાલો બ્યો ઉગારી. સ્ના. ૨૪

ગરબી.

તમે ઓરાને આવોરે કહુ એક વાતલડી એ રાગ.

સાચી અંબા સેવોરે, જુગમાં એ સાચી;
બ્રહ્મા વિષ્નુ આરાધેરે, શંકર મન જાચી. ૧
નારદ ગુણ ગાયેરે, ઇંદ્ર સહુ શીર નામે;
મુની ધ્યાન ધરેછેરે, ચારે વેદ છે નામે. ૨
અદભુત સ્વરૂપેરે, જોગી જતી તપ કરતા;
અઘોરી ઉપાસેરે, બ્રાહ્મણ જપ કરતા. ૩
રૂષી પત્ની ગાયેરે, ઉમંગ બહુ કરતા;
જોગણીઓ આવીરે, ઉદો ઉદો ઉચરતા. ૪
ચાચરમાં આવીરે, જ્યાં બેઠી અંબા;
સીંગાસન શોભેરે, દેવી આવી રંભા. ૫
અદભુત સ્વરૂપેરે, અકળ કળા છે ન્યારી;
કોઇથી ન કળાયેરે, એવી આરાસુર વાળી. ૬
નવદુર્ગા આવીરે, સહુ પાડે તાળી;
જોવા આવ્યા દેવોરે, આનંદ મન થાતા. ૭
ભઇરવ આવી ફરતારે, ઉમંગ તે ધરતા;
દુંદુભી વાગેરે, ફુલ વૃષ્ટી કરતા. ૮
ગરબે આવી બાળારે, તુળજાને કાળી;
ઓડીયાળ અજાઇરે, ત્રીપુરા લે તાળી. ૯

ચામુંડાને ચંડીરે, વારાહી સુખદાઈ;
લલીતા શ્રી બાળારે, પારવતી મહંમાઇ. ૧૦
સોળસે પટરાણીરે, ચાચરમાં ગાયે;
અન્યોઅન્ય પોતેરે, મધુપાનોં પાયે. ૧૧
એવી સરવે બેહેનોરે, આવી આરાસુરમાં
ગરબા સહુ ગાયેરે, આનંદછે મનમાં. ૧૨
હેવુ જાણી સેવોરે, સરવે નરનારી;
અંબા નથી અળગીરે, શોભા દેછે સારી. ૧૩
નવરા સહુ નાગરરે, આવે માજી પારે;
વરસ એક નીમેરે, માજી સેવે ભારે. ૧૪
રૂડો દીસે શાવણરે, ચઉદસ અંધારી;
સંઘ સઘળો આવેરે, નાગરો નરનારી. ૧૫
હવન થાયે રાતેરે, હોમાયે શ્રીફળ ચુદડી;
મંગળ નારી ગાયેરે, ફરે ચાચર કુદડી. ૧૬
નમી પાવલે લાગેરે, ઉલાસ મન આણી;
જગદંબા પાળેરે, આરાસુરની રાણી. ૧૭
કરૂણા કરો હમનેરે, પ્રેમે પાયે લાગુ;
જોડી અખંડ રાખોરે, મુખે એવુ માગુ. ૧૮
આશ રાખી તારીરે, બાલાજી ગુણ ગાયે;
સહુ સજન સાથેરે, લાગે તુને પાયે. ૧૯
ચાચરમાં ગાવુરે, અષ્ટમી ભાદરવે;
સુદ છે અજવાળીરે, પુરણ કરયું સોમવારે. ૨૦

રાગઉપરપ્રમાણે.

મને દરશણ આપોરે, થઇછે પુજન વેળા;
મુજ શિર કર થાપોરે, શેવકછે અલબેલા. ૧
મુખ માજીનુ જોવારે, ઉમંગ બહુ થાયે;
મુજ દરશણ દેવારે, આવો મન અકળાયે. ૨
જળ પુજાપો લઇનેરે, આવ્યો તારી પાસે.
કરૂણા કરો હમનેરે, રહિયે માજી આશે. ૩

પુજન કરૂ પ્રીત્યેરે, આશ તારી રાખુ;
આરાધુ હું રિત્યેરે, મુખથી હું ભાખુ. ૪
શેવકનિ સાહેરે, દીન પ્રત્યે આવો;
ઝાલોની બાહેરે, અમ્રત નીત્યે પાવો. ૫
બ્રહ્મા વેદ ભણેછેરે, નારદ નરત કરતા;
શિવ ધ્યાન ધરેછેરે, કાનડ ઉર ધરતા. ૬
જોગી મુની ધ્યાનીરે, મા મનમાં રાખે;
ગાંધ્રવ ગ્યાન કરતારે, યોગણી મન ભાખે. ૭
ઈંદ્રાદિ દેવનેરે, ઉગારી તે લીધાં;
અસુરો મારીનેરે, રૂધીર તેના પીધાં. ૮
હેવુ જાણી હું સેવુરે, જુગમાં છે સાચી;
કળે નહિ એવુરે, દેવે સરવે જાચી. ૯
ઉઠી શિર નામુરે, સુખિયાં કરો રાજી;
સુખ રાજ હું પામુરે, હેવુ કરજો માજી. ૧૦
પાયે પડી માગુરે, કરો કરૂણા હમને;
નિત્ય ચરણે હું લાગુરે, આરાસુરી તમને. ૧૧
તુળજા કાળી બાળારે, ત્રીપુરા શીર નામુ;
લલિતા શ્રી દેવીરે, સેવે સિદ્ધિ પામુ. ૧૨
સાચી શક્તિ સેવોરે, બાલાજી ગુણ ગાયે;
પ્રણામજ લેવોરે, આરાસુર નિત્ય જાયે. ૧૩

### ગરબી દેશીફુર.

પાવાની પાદશાઈ રે, પીપરવાળીમા પાવાની પાદશાઈ એ રાગ.
પારાની પાદશાહી રે, ડુંગરવાળીમા પારાની પાદશાહી. ટેક.
ઘોળાધડમાં માજી વાસ તમારો, આરાસુર કીધો વાસરે;
હો ડુંગર વાળીમા. પારાનિ પાદશાઈ. ૧
મંડપ માનો અતી શોભતોરે, ગંટાધડીઆળી અપારરે;
હો ડુંગર વાળીમા પારાનિ પાદશાઈ. ૨
સિંહાસને માજી શોભતારે, સોના તણા શણગારરે;
હો ડુંગર વાળીમા પારાનિ પાદશાઈ. ૩

પ્રત્યક્ષ પારો માજી ચોકમાંરે, આચર મણીછે સારરે;
હો ડુંગર વાળીમા પારાનિ પાદશાઈ. ૪
દેશ પરદેશથી માનો સંગજ આવે, નાચે કુદે સારી રાતરે;
હો ડુંગર વાળીમા પારાનિ પાદશાઈ. ૫
અઉદસે માનો સંગજ આવે, હવન કરે સારી રાતરે;
હો ડુંગર વાળીમા પારાનિ પાદશાઈ. ૬
માનશરોવર માજી આવીયરે, સ્નાન કરે તાપ જાયરે;
હો ડુંગર વાળીમા પારાનિ પાદશાઈ. ૭
માતા વનમાં અજાઇ બેઠી, રક્ષા કરે માજી કાયરે;
હો ડુંગર વાળીમા પારાનિ પાદશાઇ. ૮
કોટેશ્વર માજી કઈલાસે બેઠા, સરસ્વતી છે પાસરે;
હો ડુંગર વાળીમા પારાનિ પાદશાઈ. ૯
નાગરો માજી શરણે આવે, પુરો મનની આશરે;
હો ડુંગર વાળીમા પારાનિ પાદશાઇ. ૧૦
ચારે દીશાએ માજી આપ બીરાજો; કરો બાળક રક્ષાયરે;
હો ડુંગર વાળી મા પારાનિ પાદશાઈ. ૧૧
ભવ સંસારમાં બુડી રહ્યોછુ, તારો આ મારી કાયરે;
હો ડુંગર વાળી મા પારાનિ પાદશાઈ. ૧૨
વરસ એક માજી દરશણ દોછો; કરોછો મન ઉલાસરે;
હો ડુંગર વાળી મા પારાનિ પાશાઈ. ૧૩
બાલાજી માજી તારો દાસ વિનવે, રાખો ચરણની પાસરે;
હો ડુંગર વાળી મા પારાનિ પાદશાઇ. ૧૪

### ગરબી દેશી ફેર.

અંબા જોયાની આડારે નીરખુ મોરી માડી. એ રાગ.
દરશણ દોછો માજીરે, રાખોછો રાજી. ટેક.
ચાચર મધે દોડી આવુ. ઊદો ઉદો મુખ ગાજીરે. રા. ૧
વેદ વિરંચી પારન પામ્યા, માજી આગળ પાજીરે. રા. ૨
સોળ શણગાર સજ્યાં છે અંગે, ચરણે ચોળી સાડીજી. રા. ૩
દેશ પરદેશથી સંગજ આવે, ગાડી ઘોડે બેસે રાજીરે. રા. ૪

ઉદો ઉદો મુખથી દેવ ગાજે, મુખે બોલે માજીજીરે રા. ૫
કાલો ઘેલો થઈ પારે આવુ, રાખો ચરણ બાલાજીરે. રા. ૬

રાગ ઉપર પરમાણે.

આરાસુરની રાણીરે, વદુછુ હું વાણી. ટેક.
સેવક જન માજી શરણે આવ્યો, તેની સુણજો કહાંણીરે. વદુ. ૧
આદ્ય શક્તિ જેને નયણે ન દીઠાં, તેની મીથ્યા દેહ પ્રમાણીરે વ.૨
તેત્રીસ કોટી દેવે નથી જાણી, વદિયાતે પ્રાક્રમ વાણીરે, વદુ. ૩
જોગણીઓ ચાચર મા ગાએ, વચમાં માજીછે સાંણીરે. વદુ. ૪
પાએ પળીને માજી આવુ, સુખી કરો છોરૂ જાણીરે, વદુ. ૫
કરજોડી બાલો પાએ લાગે, ક્ષમા કરો દયા આણીરે. વદુ. ૬

રાગ ઉપર પરમાણે

આજ આણંદની રેલરે મા, રમવારે આવો;
અંબા દીઠાં પહેલરે મા, રમવાને આવો. ટેક.
રૂમઝુમ કરતી બેનડી આવે, ખાંન પાંન સઉ પાવોરે માર. ૧
ચોસઠ જોગણી ગરબા ગાએ, મધ્યે અંબા આવોરે. માર. ૨
ઘરચોળુ સાડી રંગ કસુંબે, પહેરી મા મન લાવોરે. માર. ૩
અંબા બહુચર રંગે રમતા, કાળી તુળજાને બોલાવોરે. માર.૪
તાલ પખાજ વેણા જંત્ર વાગે, મહોલે હાથા દેવડાવોરે. માર. ૫
શોભા બની મા આંગણે આજે, કુમકુમ ચોખલે વધાવોરે.મા.૬
વેદ વિરંચી મોહી રહ્યાછે, હરી હર પાયે લાગેરે; માર. ૭
ઈંદ્ર અમર સહુ હરખજ પામ્યા, ફુલવ્રષ્ટી વરસાવેરે. માર. ૮
આંગણે ઓછવ થાય અતિસે, ટોળે મળી જણાવોરે. માર. ૯
બ્રાહ્મણ ભોજન મા અતી થાયે, બ્રાહ્મણ રૂપે ગણાવોરે. મા૧૦
જેજે બોલો સહુ નરનારી, એક વાર આરાસુર આવોરે. મા ૧૧
કરજોડી મા બાલાજી ગાયે, પારણા મહોલે બંધાવોરે. મા૧૨

દેશી ફેર.

માધવ મળવાને આવો, એ રાગ.

અંબા રમવાને આવ્યો, ઉમંગ હરખથી લાવ્યોરે. અંબા ટેક.
સિંગાસન પર બેઠી અંબા, રંગભેર આવ્યોછું મા અંબા;

અમ્રત રસ બેઠાછુ જંબા, અંબા રમવાને આવ્યો. ૧
અંબા દરશણ દેછો આજે, મનડું હરખી હરખી રાચે;
માજી તુ આવી બેઠી ગાજે, અંબા રમવાને આવ્યો. ૨
માજી અંગ અનોપમ દીસે, જોવા મનડુ મારૂ હીસે;
માજી તુ છતર હમને શીસે, અંબા રમવાને આવ્યો. ૩
મંડપ યોગણી ગરબા ગાયે, લાગે હરીહર બ્રહ્મા પાએ;
ત્યાં વેદતણી ધુન્ય થાય, અંબા રમવાને આવ્યો. ૪
ફુલની વ્રષ્ટીયો બહુ વરસે, માજી પાપ સરવ ।। હરસે;
ધ્યાંન માજીનુ આવી ધરસે, અંબા રમવાને આવ્યો. ૫
ઉલટ ઉર સહુને થાયે, અંબા બહુચરના ગુણ ગાયે;
ચાચરમાં રંગ રમાયે, અંબા રમવાને આવ્યો. ૬
માજી મંડપ આવી લોટુ, બીજુ સઉ લાગે મુજને ખોટુ;
તારાથી અન્ય નથી કોઈ મોટુ, અંબા રમવાને આવ્યો. ૭
માજી હું નયણે રહયોછુ નીરખી, માજી આશ્રિતને લ્યો પરખી;
વળગ્યો પાલવે બાલો હરખી, અંબા રમવાને આવ્યો. ૮

## ગરબી.

બેલો મોહન મારી માટલી. એ રાગ

અંબા તે રમવા નીસરયાં કે, સાથે બેનો બેચાર,
ઉદો ઉદો મુખે વરયાં કે, આવ્યાં હારો હાર અંબા. ટેક
આસોમાસે અલબેલડી કે, આવી અંબાજી માત;
સાથે બહુચરા બેનડી કે, આવ્યાં કળકા સાથ. અંબા. ૧
અજાઈ અંબા આવિયાં કે, ખોડીયાઈ છે પાસ;
તુળજા ત્રિપુરા લાવિયા કે, રાખે અંબાની આશ. અંબા ૨
સરખે સરખી યોગણી કે, આવી ચાચર માંહ્ય;
સાથેછે ચોસઠ જોગણી કે, મધ્યે ઉભી મહંમાય. અંબા. ૩
બ્રહ્માજી આવીયા સાથે કે, ઉમીયા શિવજી પાસ;
હરિ લક્ષ્મી છે હાથમા કે, વેદ મુખે કરે વાસ. અંબા. ૪
રૂષિ રૂષિપતીછે રંગમાં કે, થંભ્યા શશિ સુર્ય આકાશ;
ઇંદ્ર ઇંદ્રાણીયો ઉમંગમા કે, અતી થયો પ્રકાશ, અંબા. ૫

પાતાળથી નાગણી આવ્યાં કે, આકાશના સર્વેજન;
અષ્ટ પરવતને બોલાવિયાં કે, થાએ જોવાનુ મન. અંબા.૬
નવરાત્રી નવ દીનમા કે, અંબા પધાર્યાં ઘેરે ઘેર;
થયાછે સહુ આનંદમાં કે, થઈ ગઈ લિલાલેહેર. અંબા.૭
મંગળ મંદીરમાં થાયછે કે, નાટા રંગ અપાર;
બાલાજી આવી ગાયછે, તેને તારો આધાર. અંબા. ૮

ગરબી દેશી ફેર

બેરનિયા લગરહી આંખરે, એ રાગ.

ચરન કમળ પર આશ રખુ, દુનિયામે ડંકા બાજે; ટેક.
વેદ વિરંચી પાર ન પાવે, શિવજી મનમે ગાજે;
અમર લોકુ આયે મઈયા, ઉનકે સીરપર છાજે. ચરન. ૧
ચરન કમળ મા શોભે મનમે, સિંગાસન બિરાજે;
દરશન આયે હમ પરદેશી, શેવકકુ મન સહાજે. ચરન. ૨
આશ ધરૂ દુનિયામે તેરી, મઈયા ઉલટ કરાજે;
દુઃખ નિવારણ નમુ નારાયણી, મઈયા ભવ સંકટ ભાજે.ચર.૩
ડંકા અબદુધ બાજ રહ્યા હે, દુશમનકુ કરો પરાજે;
બાલાજી આયે શરણ તુમારે, હરદંમ શીરપર છાજે. ચરન. ૪

ગરબી દેશી ફેર

અજબ સલુણી પ્યારી મરગાનેણી, તે મોહન વશ કીનોરે; એરાગ.
રંગ લગાયા રંગ મંડપમે, ચાચર ધુમ મચાયારે;
સિંગાસનપર દીસો મઈયા, અકળ સ્વરૂપ દેખાયારે ટેક.
આપકુ સેવે બ્રહ્મા વિષ્નુ, શિવ સમાધી લગાયારે;
મુની દેવો અમર દેખે, વેદ આકે પડાયારે. રંગ. ૧
યોગણી ચોસઠ સનમુખ બેઠી, ગાંધ્રવ ગાન કરાયારે;
સકળ શાસ્ત્રમે આપ બિરાજે, વ્યાસ પુરાણોમે લાયારે, રંગ.૨
રંગે રમતાં આયા અંબે, જુગમે ધન ધન પાયારે;
આઈ અંબે મનમે શેવો, રૂમઝુમ કરતે આયારે. રંગ. ૩
અંબા બહુચર બાળા તુળજા, શ્રી ત્રિપુરા ગુણ ગાયારે,
કાલી કલ્યાણીસે ધ્યાન લગાયા, બાલાજી પર રખો છાયારે.રંગ.૪

## ગરબી દેશી ફેર

અંબાસે કામહેરે એ રાગ.

હુ પ્રણામ કરૂ કરજોડી, મઇયા ચાચર આવું દોડીરે ટેક.
મેરૂ શિખર અંબા બિરાજો, દાંતા ડુંગરમા છાજો;
શેવકના ઉપર ધાજોરે. હુંપ્રણા૦ ૧
ચાચર અદભુત બીરાજે, મંડપની શોભા છાજે;
સિંહાસનપર બેઠી ગાજેરે, હુંપ્રણા૦ ૨
માએ પહેરયાં ચરણા ચોળી, કપોળે કેસર કીધાં ઘોળી;
રંગભેર રહ્યા રંગ રોળીરે, હુંપ્રણા૦ ૩
અણવટ વીંછુવાછે પાએ, હિમ ઘરેણા અંગે સોહાએ;
મઇયા અંગ ઉમંગ, ના માએરે. હું પ્રણામ૦ ૪
માજી સ્વરૂપ દીસેછે સારૂ, માજી ચિતમાં તમે ધાર્યું;
તમ વિના બિજુન લાગે પ્યારૂરે. હું પ્રણામ૦ ૫
ત્રણ લોકમાં આપ બિરાજો, શેવકને સંકટે ધાજો;
અમ્રત રસ સહુને પાજોરે, હું પ્રણા૦ ૬
માજી અંબે બહુચર બાળી, તુળજા જોડેછે કાળી;
શ્રી ત્રિપુરા શિરપર ધારીરે, હું પ્રણા૦ ૭
વેદ વિરંચિ હરિહર ગાએ, તને શકાદી લાગે પાએ;
દરશણ કરે સુખી થાએરે. હું પ્રણા૦ ૮
માજી માનશરોવર ગાજે, વન બેઠી અજાઇ છાજે;
શંકર પાસે મા બિરાજેછે. હું પ્રણા૦ ૯
મા કઇલાસે આજે જઇએ, સ્નાન કરી સરસ્વતી જળ લઇયે;
અરજી કોટેશ્વરને કહીએરે. હું પ્રણા૦ ૧૦
ગણપતી ગજાનન દેવા, કરૂ પ્રથમ એહેની શેવા;
વહેરાઈ થઇ આવુ કેહેવારે. હું પ્રણા૦ ૧૧
શિવ સનમુખ ચાચરે બેઠા, પ્રણામ કરિએ રહિ હેઠા;
ગફામાં જઈને પેઠારે, હું પ્રણા૦ ૧૨
ગોખ ગબડ સનમુખ શોભે, અસ્ટ ભઇરવથી મન લોભે;
ખોડીઆઇને મન થોભેરે. હું પ્રણા૦ ૧૩

મંડપમાં બેઠા ગાજે, શરણાઇ નોબત વાજે,
પચરંગી નિશાન છાજેરે હું પ્રણા૦ ૧૪
માજી શાવણ માસે હું આવુ, ગાનતાન માજીનુ ગાવુ;
કરજોડી માજીને સાહુરે, હું પ્રણા૦ ૧૫
જસવતસિંગ રાજ કરેછે, માજીનુ ધ્યાન ધરેછે;
માજી સકળ સભામાં રમેછેરે. હું પ્રણા૦ ૧૬
નર નારી ગાઓ ઉમંગે, વર્ષ એકે આવે સહુ સંગે;
નમી બાલાજી ગાએ સહુ સંગેરે, હું પ્રણા૦ ૧૭

**ગજલ.**

સતારારે બુલબુલ નિપાયા યાર એ રાગ.

અંબેકુ યાદ કરો યારો, છોડીદો મત મેરે પ્યારે. ટેક.
હરદંમ જાદ રખો મૈયા, સબિ હે ઉનકા છઇયા. અંબે.૧
ગાફલ યારો રહો નાહી, ધરો ઉરમે રખો ચાહી. અં.૨
પુરબકી હે ભવાંની માત, બેઠી હે સિંહાસન આપ. ૩
બેઠે ભૈરવ પકડ નિશાન, હાથુમે લીયા હે પાન. ૪
દેવો કરતા દીલુમે યાદ, ઇંદ્રાદી વદતા હે દાદ. ૫
અસુરોકુ કીયા ફંને, ચડી વાઘે કરે જયને. ૬
મહિષ મારા અસુર બુરા, હુઆ હે દુષ્ટ અતી સુરા. ૭
ડુંગરમે ડંકા બાજત, અંબેકા નાદ અતી ગાજત. ૮
બેઠી સિંગાસનપર આપ, દીખાયા રૂપ આપુ પરતાપ.૯
સભા બેઠી ચાચર આઈ, મચાતા રંગ મહંમાઈ. ૧૦
સિંગાર સજે અતી અંગે, અંબે બેઠી દીસે રંગે. ૧૧
ગરૂડ બેઠી અંબે માજી, સેવકકુ રખતી રાજી. ૧૨
કાળી તુળજા ભવાંની હે, બાળા અંબે રહેવાની હે. ૧૩
નમુ દુરગા નવે નારી, ત્રિપુરા લાગતી પ્યારી. ૧૪
નમુ આરાસુરી માતા, કરતા હુ સલામ કરો શાતા. ૧૫
નમી ચરણે ધરી કાયા, હરદં બાલાજી પર છાયા. ૧૬

**ઠુમરી ખ્યાલ.**

બતાદે સાનુ પંજાબ કીતની દુર એરાગ.

લગાદે ચિત મૈયાકો મનમે આજ, સરત સબહી કાજ. લગાદે ચિત.ટેક

આદ્યઅનાદ્યહિ દેવ ચરન સેવે, અમરોકી રખતહે લાજ. લ. १
મહિષ મારકે આયે આરાસુર, બાલાકે મનમે આજ. લ. २

રાગ ઉપરપરમાણે.

હાંહારે ચિત અંબે ચરનમે લગા, ટેક.
મહીષ મર્દની આઈ અંબે, ચાચર ડંકા બજા. હાંહારે ચિત. १
વેદ વિરંચી પાર ના પાવે, દેવોકુ દીની રજા. હાંહારે ચિત. २
માજીકો નામહી ઉરમે લાવત, શીવજી મનમે ભજા. હાંહારેચિત. ૩
જાકે ખડાહે સનમુખ બાલા, પચરંગી ફરકતિ ધજા.હાંહારેચિત.૪

ખ્યાલ १

મે વારી જોબના મે લાગીલો એ રાગ.

હરદંમ પ્યારે રખો મૈયા ( બેવાર ) ટેક.
આદ્ય ભવાંની ભજ મન અંબે, સકળ ગુણ મત દઇયા. હ. १
અમર લોકકુ અમર કરતહે, મંડપ નાચત છઇયા. હ. २
ગુનહી ગાઓ અંબેકુ મનમે, ચરનકમલ લે બલઇયા. હ. ૩
રંગમંડપમે બાલોહી નાચત, અજુવાલન મા કરઇયા. હ. ४

ખ્યાલ २

ત્રિપુરા શ્રી ધરો દીલમે. ( બેવાર ) ટેક.
રાજગીરી બેઠે મેરૂશીખરે, આઇ આરાસુર ધાંમ. ત્રપુ. १
દાંતા કે ડુંગરે અદભુત છાજે, રાજ કરે જસ રાજ. ત્રિપુ. २
સિંગાસનપર બેઠી હે મઇયા, ચાચર મંડપ રંગ. ત્રિપુ. ૩
વેદ વદે ચારે મુખબાની, શિવ સમાધી ધરંત. ત્રિપુ. ४
બ્રંહ્મા વિશ્નુ ઈંદ્ર અમરકુ, શીર હાથ દીયા હે માત. ત્રિપુ. ५
ક્યા પડપંચ લગાયા દીલમે, કપટ ઝપટ ક્યા કરંત. ત્રિપુ. ६
ધશક બાજી કરતાહે પાજી, ગાફલ નહી ફરંત. ત્રિપુ. ७
જીકર કયા કરતહે મતવાલે, પેદા કીનીહે તંન. ત્રિપુ. ८
ખુશી હુવા અતિ દીલમે બાલા, નાચત ગાવત મન. ત્રિપુ. ९

અરબી.

નાથ કેસો ગજકો બંધ છોડાયો, એ રાગ.

બાળા શ્રી ત્રિપુરા સમર લેખારે, જબ કામ પડે સુખ સારે ટેક.

ગીરી મેરૂપર આપ બિરાજીયે, દેવો સબી ચડ આયે;
મહિષ મારકર પ્રાક્રમ કીનોતો, આયે આરાસુર પારે. બાળા. ૧
સિંગાસનપર આકે બેઠીતો, નાગરસે મનમે પોકારે;
આભુશણ ઓપીત અંગે સુંદર; ત્રિલોક મન લલકારે. બાળા. ૨
હરનીશ ધ્યાન ધરૂ મન અંબે તો, કાંમ કરત બહુ વારે;
આશ રખે હર વિસ્નુ વિરંચિતો, વેદો વિચારે પોકારે. બાળા. ૩
ડુંગર ડંકા બજાયે અંબેનેતો, અસુરે સકલ સબ હારે;
સબમતવાલે છોડદો ફંદેતો, બાલાકો પાર ઉતારે. બાળાશ્રી. ૪

## રાગ ઉપર પરમાણે.

ભવાંની ભજમન ભવમે ભાવે, દુનિયામે ડંકા બજાવે. ટેક.
આદ્ય અનાદ્ય હે અંબા ઇશ્વરી, સકળ શ્રષ્ટી ઉપજાવે;
ભવતારણ મઇયા દીપ જોતેતો, જનમ મરણ છોડાવે. ભવાંની. ૧
અમર ઇશ્વરી આપ બિરાજોછો, અમર કીયા દેવ ભાવે;
મહિષાસુર મારકે પ્રાક્રમ કીનોતો, દેવ આસન પર પાવે. ભવાં. ૨
દસ અવતાર ધરતહે દેવીતો, મોટે રાક્ષસકુ વિડારે;
ભુમિ પરસે ભાર ઉતારાતો, મન રૂષિ મુની પોકારે. ભવાંની.
ઇંદ્ર અમર સબ પાએ પડતહેતો, હરિહર બ્રહ્મા પડાવે;
અમરીત વ્રષ્ટી કરતહે અમર સબ, દુંદભિ નાદ ગજાવે. ભવાં. ૪
બાળા બહુચર અંબા બેનકે, સાથ જોગણીકુ બોલાવે;
ગરબા ગાએ મંડપ આએતો, તાલ મરદંગ બજાવે, ભવાંની. ૫
સિંગાસનપર બેઠી સુંદરીગો તો, નેન કમલ લલકાવે;
ભાલે તિલક કેસરીયા કુંમકુમ, કંકણ ચુડી પેરાવે. ભવાંની. ૬
અકળ કળા રૂપ દેખત તેરાતો, તીન લોક મોહ પાવે;
માનશરોવર સ્નાનહિ કરલેતો, પ્રાશ્ચિત વિઘ્ન છોડાવે. ભવાંની.
નરનારી જબ પ્રાણી શેવતહેતો, વિઘ્ન દુર કરાવે;
નાગર ગુણ શાવન મેહિગાવતહે, બાલાજી થાલ ધરાવે. ભવાં. ૮

## બારમાસી.

હમકુ છાંડ ચલે બનમાધુ. એ રાગ.
અંબેકુ યાદ કરો હરદમસે.

ક્યા દેખતાહે મતલબસેરે.
અંબેકુ યાદ કરો હરદમસે. ટેક.

કારતક માસમે કાળી ભવાંની, પાવાઘડપર બેઠીરે;
અજાઇ અંબિકા દોનુ મઇયા, નજરસે હમ દેખીરે;
અંબેકુ યાદ કરો હરદમસે, ક્યા દેખ૦ અંબેકુ૦ ૧
માગશર માસમે માતહે ન્યારી, મહંમાયા મન દેખોરે;
ક્યા સણગાર અનોપમ વારી, નામ લીએ માઇ પેખોરે;
અંબેકુ યાદ૦ ક્યાદેખ૦ અંબેકુ૦ ૨
પોસમાસુમે પારવતી દેખો, શંકરજી મનમે પ્યારારે;
હીમાચલ ગીરી બેઠી મઇયા, સુતહે ગનપતી સારારે;
અંબેકુ યાદ૦ ક્યા દેખ૦ અંબેકુ૦ ૩
માહામાસમે મરજી રખીહે, મનમે બહોત મગન પાયારે;
હમસબ આઇ સ્મરન કરતહે, મંડપ રંગ રચાયારે;
અંબેકુ યાદ૦ ક્યા દેખ૦ અંબેકુ૦ ૪
ફાગન માસમે ફરત સબ ફુદડી, ફગુવા ખેલે ચાચરમેરે;
કેસર ગાગર ધરીહે કરમે, ઉદો કરે નવ રંગમેરે;
અંબેકુ૦ ક્યા દેખ૦ અંબેકુ૦ ૫
ચઇતર માસમે નમતા હું ચરનમે, ચંપક કંઠે ધરાતીરે;
ફુલ ફુવારે બહોતહી દેખુ, પોગની મંડપ આતારે;
અંબેકુ૦ ક્યા દેખ૦ અંબેકુ૦ ૬
વઇશાખ માસમે બાતહી સુનિએ, શેવકકુ સુખ દીજેરે;
એ કાયામે દુઃખ નહી દેતી, કારજ અપના કીજેરે;
અંબેકુ૦ ક્યા દેખ૦ અંબેકુ૦ ૭
જેઠમાસુમે જવાળા અતિહે, સીતળ છાયા રખીએરે;
છાયા કરદો હમકુ મઇયા, આરાસુર મન હરખીહેરે;
અંબેકુ૦ ક્યા દેખ૦અંબેકુ૦ ૮
અશાડમાસુમે અંબે બેઠી, મેરૂ શીખર મહંમાઇરે;
આરાસુરમે આઇ બિરાજે, સુવાળ બહુચર બાઇરે,
અંબેકુ૦ ક્યા દેખ૦અંબેકુ૦૯

શ્રાવનમાસુમે સંગ સારા પાયા, નાગર બીપ્રજન આયારે;
હવન હોતહે ચતુર દસીસે, શ્રીફળ ચુદડી ખુબ લાયારે;
અંબેકુ૦ કયા દેખ૦ અંબેકુ૦ ૧૦
ભાદરવામાસુમે ભોળી ભવાંની, ભવ સંસાર મે તારેરે.
ઇશ દુનિયામે પેદા હુવાહે, આતાહે નાગર પારેરે,
અંબેકુ૦ કયા દેખ૦ અંબેકુ૦ ૧૧
આસોમાસુમે આનંદ ઘર હોતે, નવરાત્રી ઉમંગ હોતીરે;
નવદુર્ગા ખેલન સબ આઇ, બીચમે અમ્રત જોતીરે;
અંબેકુ૦ કયા દેખ૦ અંબેકુ૦ ૧૨
પુરૂષોતમ માસુમે પ્રતાપ અંબિકા, અમ્રત બરસત મેહધારારે,
ગાવત બાલો અંબે મનમે, ચાહત દેવ સબ સારારે,
અંબેકુ૦ કયા દેખ૦ અંબેકુ૦ ૧૩

ગરબી.

માજી પારે આવ્યોરે, રંગભેર રમતાં રાજી.
માજી પારે આવ્યો. ટેક
સિંગાસન પર બેઠી મઇયા, પુજાપો સરવે મંગાવ્યોરે;
રંગભેર રમતાં રાજી માજી પારે આવ્યો. ૧
રૂષીમુની સહુ પાર ન પામ્યા, વેદ વિરંચિએ બણાવ્યોરે;
રંગભેર રમતાં રાજી, માજી પારે આવ્યો. ૨
શિવ સનકાદીક ધ્યાન ધરેછે, મા નારદે નાદ બજાવ્યોરે;
રંગભેર રમતાં રાજી, માજી પારે આવ્યો. ૩
ઈંદ્રાણી સહુ ગાંધ્રવ આવ્યા, રંગ અતિસે જમાવ્યોરે;
રંગભેર રમતાં રાજી, માજી પારે આવ્યો. ૪
મારકંડ રૂષિને મ્રત્યુ તજાવ્યું, ચરણજીવી ગણાવ્યોરે;
રંગભેર રમતાં રાજી. માજી પારે આવ્યો. ૫
અંત્રીક્ષથી સહુ દેવીયો આવી, મંડપ માનો વધાવ્યોરે;
રંગભેર રમતો રાજી, માજી પારે આવ્યો. ૬
ગરબા ગાએ સકળ પોગણી, મદ્ય માજીએ ધરાવ્યોરે;
રંગભેર રમતાં રાજી, માજી પારે આવ્યો. ૭

દેવો શ્રી ગિરી હારે ચડીયાં, ભંડાસુરને ભમાવ્યોરે;
રંગભેર રમતાંજી, માજી પારે આવ્યો. ૮
ત્રણ લોકનુ તત્વછે માજી, પાંગળાંને તે ચલાવ્યોરે;
રંગભેર રમતાં રાજી. માજી પારે આવ્યો. ૯
ચરણ કમળ હું શેવુ હરનીશ, શેવકને મા ભણાવ્યોરે;
રંગભેર રમતાં રાજી, માજી પારે આવ્યો. ૧૦
અરભકને માજી અંનજ આપ્યું, વેશ ભુપ સુરે બનાવ્યોરે
રંગભેર રમતાં રાજી. માજી પારે આવ્યો. ૧૧
લાડલડાવ્યાં આરાસુરીએ, ચાચર ગરબો ગવડાવ્યોરે;
રંગભેર રમતાં રાજી, માજી પારે આવ્યો. ૧૨
ચારે દિશાએ વશી રહ્યાંછો, પારે પુજાપો હું લાવ્યોરે,
રંગભેર રમતાં રાજી, માજી પારે આવ્યો. ૧૩
ભરપૂર ગાજો બાલાને શીર, જગમાં જસ ગવાયોરે,
રંગભેર રમતાં રાજી. માજી પારે આવ્યો. ૧૪

રાગ ઉપર માણે

અંબા બહુચર માત, વિશ્વમાં વ્યાપિ રહ્યાંછો,
અંબા બહુચર માત. ટેક.
જગત જનુનીએ જનમ આપ્યો મા, રહયાંછો માથે તાત;
વિશ્વમાં વ્યાપિ રહ્યાંછો, અંબા બહુચર માત. ૧
નારાયણીનુ ધ્યાન ધરૂંછુ, ઉરમાં આનંદ થાત;
વિશ્વમાં વ્યાપિ રહ્યાંછો, અંબા બહુચર માત. ૨
ભાગ્ય ઉદે થયો સૌ ભાગ્ય દેખુમા, દુશ્ટને મારી લાત,
વિશ્વમાં વ્યાપિ રહ્યાંછો, અંબા બહુચર માત. ૩
શિવ સનકાદી નારદ શારદ, અમરત પાંનજ પાત;
વિશ્વમાં વ્યાપિ રહ્યાંછો, અંબા બહુચરમાત. ૪
આરાસુરમાં આપ બિરાજો, વેદ વદીછે વાત;
વિશ્વમાં વ્યાપિ રહયાંછો, અંબા બહુચરમાત. ૫
મંડપ આવી પાવલે લાગુ. બાલાજી ગુણ ગાત,
વિશ્વમાં વ્યાપિ રહયાંછો, અંબા બહુચ માત. ૬

### રાગ ઉપર પરમાણે.

નયણાંના દુખ હરજોરે, માડી મારી આવી આજે;
નયણાંના દુખ હરજો. ટેક.
આદ્ય ભવાંની ભવમાં ગાજો, અમરત દ્રષ્ટી કરજોરે;
માડી મારી આવી આજે, નયણાંના દુખ હરજો. ૧
દેવોતણા દુખ માજી ભાગ્યાં, કૃપા દ્રષ્ટી આજે કરજોરે;
માડી મારી આવી આજે, નયણાંના દુઃખ હરજો. ૨
સકળ સંસારમાં સામુ જોઈ, મારા નયણે ઠરજોરે;
માડી મારી આવી આજે, નયણાંના દુઃખ હરજો. ૩
બ્રહ્મા વિષ્નુ શિવ આરાધે, મારે કોઇ નથી પરજોરે;
માડી મારી આવી આજે, નયણાંના દુઃખ હરજો. ૪
આંખલડીયે માજી અમ્રત આપો, શશી સુર્યતી વરજોરે;
માડી મારી આવી આજે, નયણાંના દુઃખ હરજો. ૫
દેવ અમર સહુ તમને નિહાળે, દુત થયા સહુ ખરજોરે;
માડી મારી આવી આજે, નયણાંના દુઃખ હરજો. ૬
કરજોડીને અંબા નિરખુ, અંબા બહુચરે સરજોરે;
માડી મારી આવી આજે, નયણાંના દુઃખ હરજો. ૭
નયણે રેહેજો આઈ બાલાને, શીર હાથ આવી ધરજોરે;
માડી મારી આવી આજે, નયણાંના દુઃખ હરજો. ૮

### ગરબી.

મોગા થયારે મોહન મથુરાં જઇ કાગળ ન લખ્યો કટકોરે એ રાગ.

મગન થયાં મનમાં અતિ અંબા, આરાસુરમાં આવીરે. ટેક.
મેરૂશિખરપર વાસ તમારો, મારવા મહિષ મન લાવીરે;
આદ્ય અનાદ્ય શ્રી અંબિકા દીસે, બીજા સરવે વાવીરે. મ. ૧
સકલ જુગ સંસારણુ તારણુ, પાપ સકલ પ્રજાળીરે;
દુઃખ નિવારણ ભવભય તારણ, દુષ્ટ નિકંદન કાળીરે. મ. ૨
અંબા બહુચર કાળી કલ્યાણી, તુળજાને બોલાવીરે;
કામાક્ષી કાંમણ કરી પાળે, જ્વાળામુખીને જણાવીરે. મ. ૩
નવદુર્ગા નવદહાડા રમવા, આવી મળીછે બેનોરે;

જોગણી ચોસઠ ગરબા ગાયે, ગરબો મંડપ એનોરે. મ. ૪
મહા મતબાલી કરે ખુશાલી, ત્રિપુરા તનમાં અણાવીરે;
ઇંદ્રઅમર વિરંચી હરિહર, વેદ સકળ ભણાવીરે. મ. ૫
થયા મગન મનમાં અતિ આજે, શણગાર અંગે સજાવીરે;
મોરમુગટ મણી મોતીની માળા, અણવટવિછુવા ધરાવીરે. મ. ૬
કર કંકણ ચુડી કટીયે મેખળા, બાહે બજોઠા પેરાવીરે;
ચાંલો ચળકે હિરા ઝળકે, કાજળ નેને અંજાવીરે. મ. ૭
સિંગાસનથી ઉઠી આવ્યાં, ચાચર રંગ મચાવીરે;
ગાવા ગરબા આવી દેવી, અંબા વચમાં બોલાવીરે. મ. ૮
ગરૂડ વાઘે ચડી વન ફરતી, શુંભનીશુંભ રખડાવીરે;
સિંહ ચડી ત્રિશુળ કર લઇને, નાખ્યા અસુર ઉડાવીરે. મ. ૯
આવી સુરને અમર પાયું, બધિ અમર કરી પ્રથવીરે;
બાલો કાલો વહાલો થઇને, ગાયે માજી હસાવીરે. મ. ૧૦

## ગરબી.

રઘુપતીરામ રૂદેમાં રેહેજોરે એ રાગ.

અંબામા આણંદે ઘેર આવોરે,
બીજી બેહેનોને તેડી લાવો; અંબામા, ટેક.
લાવો કાળી કલ્યાણી માતારે, નમે થાયે દેખી સુખશાતારે;
મારી અંબાના ગુણ ગાતા, અંબામા. ૧
બાળાબહુચર તુળજા ભવાનીરે, સાથે ત્રિપુરાસુંદરી શાણીરે;
પાયછે અમ્રત પાણી, અંબામા. ૨
અલબેલી અજાઇ સાથેરે, ગિરિમેરૂયે બેડી માથેરે;
આવી મંડપ તાળી લે હાથેરે, અંબામા. ૩
નવરાતરી એલે માજીરે, નવદુરગા રેહેછે રાજીરે;
એતર [1]બેઠેછે રાજી, અંબામા. ૪
ચામુંડા ચંડી દેવીરે, અનપુરણા પારવતી હેવીરે;
બ્રહ્માણી રૂદ્રાણી જેવી, અંબામા. ૫
વૈષ્ણવી વારાહી બોલેરે, તોતળા તનમન ખોલેરે;

[1]નવરાત્રીની થાપના, ઝવેરા વાવેછે તે.

વિનાયકી મનમાં ડોલે. અંબામા. ૬
નવ ખોડીયાઈ કરે ખોટુરે, અંબામાનું નામછે મોટુરે;
માના મંડપ આવી લોટુ, અંબામા. ૭
કરજોડીને બોલો અંબારે, તેતો માજીને મન ગંબારે;
આવ્યો બાલાજી ચાચર રંગા, અંબામા. ૮

ગરબી.

સુતા ઊઠી શુભ રીતથી સાહેલીરે એ રાગ.

આજ આણંદના દીન મા અંબાજીરે,
આ થયા સહુ જન લીંન મા અંબાજીરે. ૧
આસો માસ ઉમંગ મા અંબાજીરે,
યોગણીયો આવી રંગ મા અંબાજીરે. ૨
પડવે ગરબા ગાય મા અંબારે,
મંડપમાં સરવે જાય મા અંબાજીરે. ૩
ગરબો લીધો શીર મા અંબાજીરે,
દીવો ધીનો તેપર મા અંબાજીરે. ૪
બહુચરબાળી છે માજી મા અંબાજીરે,
સાથે કાળીકા રાજી મા અંબાજીરે. ૫
તુળજા સાથે ત્યાં આવી મા અંબાજીરે,
દેવીયો સાથે લાવી મા અંબાજીરે. ૬
સિંગાસન ઉઠી આવી મા અંબાજીરે,
સેવક શીર રૂઠી રાજી મા અંબાજીરે. ૭
કરેછે સહુ અતિ ગાંન મા અંબાજીરે,
જીલેછે તે મધુપાન મા અંબાજીરે. ૮
મધે ઉભીછે માન મા અંબાજીરે,
ફરે કુદડી મન તાંન મા અંબાજીરે. ૯
ગરબા ગાયે ચાચર મા અંબાજીરે,
આપે બહુ અતિ મન વર મા અંબાજીરે. ૧૦
મંડપ રહિયે આસથી મા અંબાજીરે,
વર લેયે માની પાસથી મા અંબાજીરે. ૧૧

અષ્ટમીયે હવન થાય મા અંબાજીરે,
નવમીયે બ્રહ્મ જમાય મા અંબાજીરે. ૧૨
નૈવદ ધરી આરતી કરી મા અંબાજીરે,
બ્રાહ્મણ ભોજન આવી ખરી મા અંબાજીરે. ૧૩
જોવા આવ્યા સહુ દેવ મા અંબાજીરે,
અતિ કરેછે માની શેવ મા અંબાજીરે. ૧૪
રૂડોછે શાવણ માસ મા અંબાજીરે,
આવે રાખી ખરી આશ મા અંબાજીરે. ૧૫
લાવે સંગ નાગરી નાત મા અંબાજીરે,
વદ ચઉદશ હવન રાત મા અંબાજીરે. ૧૬
ગરબા ગાસે નરે નારી મા અંબાજી;
સઉ ભાગ્ય અતિ રાખે ખરી અંબાજીરે. ૧૭
સુખ સંપત આપે અતિ મા અંબાજીરે;
માથે મારે માછો પતિ મા અંબાજીરે, ૧૮
શેવક શરણે આવે સહુ અંબાજીરે;
આરાસુર આવી હુ કહુ મા અંબાજીરે. ૧૯
ગાઉછુ કારતગ માસમા અંબાજીરે.
ભ્રગુવાર એકાદશી આશ મા અંબાજીરે. ૨૦
સાંભળસે મન ચીતે કરી અંબાજીરે,
ભવસાગર તે જાસે તરી અંબાજીરે. ૨૧
હુ રેહુછું અમદાવાદ મા અંબાજીરે;
વરસે અમરત વરસાદ મા અંબાજીરે. ૨૨
નાગર બ્રાહ્મણ આ જાત મા અંબાજીરે,
શેવક જન પ્રતી પાળ મા અંબાજીરે. ૨૩
હુવો જગ જેજે કાર મા અંબાજીરે;
નાગરો પામ્યા પાર, મા અંબાજીરે. ૨૪
રાખુછુ હરેનીશ આશ મા અંબાજીરે.
બાલાજી માનો દાસ મા અંબાજીરે. ૨૫

## ગરબી.

લાવ લાવ સખી એક કાગળ લખીએ હરીનેરે. એરાગ

સુભ આરાસુર છે ગામ, શોભે છે સારૂરે;
રાજા જસવતસિંગનુ નામ, પ્રજાને પ્યારૂરે. ૧

મણી આરસ ચાચર ચોક, શોભા સારીરે;
વસે ભાવુડા રજપુત લોક, એવા છે વેપારીરે. ૨

નદી સરસ્વતીનુ નીર, માજી સમીપેરે;
દેવતાએ તેને તીર, દેરાસર દીપેરે. ૩

એવી જુગતી જોતાં અનેક, મન લાગે મીઠુરે;
ત્યાં અચરજ મોટુ એક, નયણે દીઠુરે. ૪

એક વિમળ શાવક જાત, પારે આવ્યોરે;
પાસે ચારતો ગાયો આપ, અતિ મન ભાવ્યોરે. ૫

માએ આપી તેને નવ નીધ, ભુપ બનાવ્યોરે;
હાથી ઘોડા ને પ્યાદલ દીધ, વિદેસે પળાવ્યોરે. ૬

જીતી આવ્યો માજી પાસ, અભીમાને ભરીયોરે;
માએ પુછ્યું આ કોના પ્રતાપ, વર આ વરીયોરે. ૭

તેને કહ્યું ગુરૂજી પ્રતાપ, માજી થયા કોપેરે;
ગયા આબુ માજી દઇ શ્રાપ, વચન માનુ લોપેરે. ૮

દેરા કીધાતા ત્રણસેને સાઠ, અગની પ્રજાળીરે;
તતક્ષણ આવ્યો માની પાસ, લીધો છે પાળીરે. ૯

એધાણી રાખી છે આજ, દયા લાવી માએરે;
રાખ્યાંછે દેરાં પાંચ, સૌ કો જોવા જાયરે. ૧૦

તિથિ ચૌદશ છેલી પક્ષ, નાગરો આવેરે;
હોમ કરવાનો છે લક્ષ, શાવણમાં ભાવેરે. ૧૧

દીન પાંચ સુધી સહુ અન, ઘી દુધ જમેછેરે;
મોટો હરખ ધરીને મન, રોજ રમેછેરે, ૧૨

પુજે આવી અંબા ઘેર, માજી રીઝાવારે;
જઈ એ પ્રીતે મલી બહુ પેર, કોટેસ્વર નહાવારે. ૧૩

અન્યો અન્ય કરે ઉદમાત, સારૂ બકેછેરે,

એવી ચાચર રમ્યાની રીત, અતિસે છકેછેરે. ૧૪
ત્યારે કેવી વધેછે લાજ, મળેછે સાબાશીરે;
એવા નાગર લોકો આજ, શેહેરના વાસીરે. ૧૫
કરૂ વિનતી સમાચાર અત્ર, સરણે ધરજોરે;
તેના દુઃખ દારીદ્ર સરવત્ર, માજી હરજોરે. ૧૬
ઘણી નીંદાથી બોલીએ સ્લોક, દેખાડજો નિતીરે;
જેથી લાજ હમારી લોક, તજે અનીતીરે. ૧૭
હવે કહુંછુ જોડીને હાથ, અંબાને ગમવારે;
અને રાખો ચરણ સાથ, મંડપમાં રમવારે. ૧૮
ધરો મોટો હરખ મન માહી, વ્રત દીન જે કરેરે;
તજો બાર કરમ સહુ તહી, ન કરવુ તે દીરે. ૧૯
માટે મનમાં શેવો માત, નથી એ જુદીરે;
લઇએ પરમેશ્વરીનુ નામ, પ્રભાતે ઉઠીરે. ૨૦
પતી માત પિતાની શેવ, કોડે કીજેરે;
જેથી સક્રાદી સરવે દેવ, મનમાં રીજેરે. ૨૧
માટે આરાધુ અંતર માત, પુરણ પ્રીતેરે;
દાસ બાલાજીને શીર હાથ, રાખો નીત્યેરે. ૨૨

ગરબી.

આવો હરી શિવ શંકર ભોળા એ રાગ.

પુજન આવી પારાનુ કરીએ;
માજી માનુ ધ્યાન રૂદે ધરીએ. પુજન. ટેક
કર જળ લોટો લઇ હાથે. રાખીએ પુજાપો સાથે,
વાજા બહુ વિધ વિધના વાજે.પુજ, ૧
પુજા પહેલી ગણેશની કીજીએ, રિધિસિધિ માગીને લીજીએ.
મંદીરે હાથા માને દીજીએ. પુજન. ૨
પુજન આવી ચાચરમાં થાય, દરશણ કરી વાવે સહુ જાય;
આવી ત્યાં લાગેછે પાયે. પુજન. ૩
ભૈરવરણ જઇ આડે બેઠા, પુજન જઈ કરી એ હેઠળ બેઠા;
ગભામા સાથે સિદ્ધ પેડા, પુજન. ૪

મહુજન આવે પાએ ચાલી, નાકે બેઠી ખોડીયાલ મા લાલી;
શેવક સહુ લેછે મા પાળી, પુજન. ૫
માજી માનશરોવર જઇએ, પુજન કરી જળ લોટો લઇએ;
શંભુપુજી અજાબ્ય પરવરીએ, પુજન. ૬
મોટી માજી અજાવડી જાણો, એ બેનોમા ભેદ કશોના આણો
કંગસ પુજા થાય ઉર આણો. પુજન. ૭
ગરબા ગાઈ ત્યાં માજી સામા, બેસે સઉ આવીને ધામા;
સાથે છે બાળા નર રામા. પુજન. ૮
કળશ લઈ શિર ત્યાંથી ધરીએ, આવીને ચાચર પરવરીએ;
ઉદો સહુ નાચી કુદી કરીએ, પુજન. ૯
અંબા આરાસુર વાસો વશીયાં, સિંહાસન બેશી માજી હશીયાં
શેવકની વાહારે અંબા ધશીયાં. પુજન. ૧૦
માજી બેઠી વાઘ ઊપર સંચરે, દીવસમા રૂપ ત્રણ એ ધરે;
દુખીયાના દુઃખ સેજે માહરે, પુજન. ૧૧
કરે સ્તુતી બ્રહ્મા અતિ તારી, તારૂ ધ્યાન વિશ્નુ ધરે ભારી;
મહાદેવે રૂદયામાં ધારી, પુજન. ૧૨
સરવસ્વતી નાહિએ સઉ જઈને, કર જળ લોટો આવો લઇને
જઇયે બાવાકોટેશ્વરને કહિને, પુજન. ૧૩
વિશ્વંભરી વિઘ હરે ભારે, ખરી જોત જાગતી તે તારે;
કૃપા કરી વિમળને પારે. પુજન. ૧૪
સ્તુતી કરૂ કરૂણા માજી કીજીએ, માજી જે આપો તે લીયેજી;
દરશણ માજી આપો આપે દીજીયે. પુજન. ૧૫
ગાએ કોઈ આજે નરનારી, માજી સહુ બેનોછે પ્યારી;
મહંમાયા નિશ્ચે મજે ધારી, પુજન. ૧૬
પુજન કરી પારે સઉ રમીએ, મંડપમા રમીએ માને ગમીએ;
ચાચર આવી માજીને નમીયે, પુજન. ૧૭
રંગીલો રંગ મંડપ કરીયો, આશીશ લેવા સનમુખ હુ અડીયો.
માજીને કહિને મારગ પળીયો. ૧૮
શાવણ માસે ચાચર જે ગાયે, નાગર સહુ પાલવ ત્યાં સાહે;

કુંમકુમ ચોળી બાલાજી ઘેર જાશે. પુજન. ૧૯

## વસંત તિલકા છંદ.

### પ્રણામ.

શ્રી અંબિકા શિશ ધરૂ ચરણે તમારે;
બાળા ભવાંની ભજવા ઉરમાં હમારે;
નિત્યે ભજુ હરનિશા સમયે હું નામ,
શ્રી ચક્રબિંદુ ત્રિપુરેશ્વવરી ને પ્રણામ. ૧

કાળી કૃપાળી કરૂણા કરજે તુ આજે,
અષ્ટી વિશે અતિ કૃપા વિધનો પરાજે;
કલ્યાણ થાય જગમાં અતિ હર્ષ કામ. શ્રીચ. ૨

કામેશ્વરી તુ કપિલા કમલાજ ધાત્રી,
સિધેશ્વરી શિવ દુતી લલીતા છે માત્રી,
પામુ પરાતપર પદે અતિ હું વિરામ. શ્રીચ. ૩

ચંડી નમુ ચરણ આ નત દુરગાને,
જવાળા મુખીજ સચરાચરે મારે ધ્યાને;
તારા સદા સરસ્વતી સતી સર્વ ઠામ. શ્રીચ. ૪

સિંહાસને પુરણ આ પદવી પ્રમાણુ,
પાદર વિંદ કરી સત્ય હું ચિત્ત આણુ;
દેવિ ગિરેશ ત્રિપુરેશ્વરી આત્મ રાંમ. શ્રીચ. ૫

સાનિદ્ધ સત્ય વદિયા પરી બ્રહ્મદેવ,
શક્રાદિ આદ્ય કરતા હરનીશ સેવ.
પ્રાણી પશુ કરગરી ધર્રિજ દામ. શ્રીચ. ૬

સર્વે સ્થળે વશિ રહ્યા જગદંબ આજે,
ત્રિલોક પાલણ કરી જગમાં બિરાજે;
ભક્તોનુ પાલણ કરો અતિ સર્વ ઠામ. શ્રીચ. ૭

સંસારમા સકળ મંગળ કાર્ય થાય,
સંકષ્ટ વિઘ્ન ભય દુઃખ સમસ્ત જાય,
રાખુ નિરંતર ચિતે બહુ તારી હામ. શ્રીચ. ૮

સંધ્યા સમે જપ જપે ધરી મૂખ પાઠે,

બાલાજીએ સ્તુતિ કરી ભણી સ્લોક આઠે;
અંતે મળે સમિપ.મુક્તિ તણુજ ધામ.      શ્રીચ. ૯

### ધ્યાન.

અંબા ન જાણી ભગતી અતિસે તમારી,
તારા વના જડ છે દેહ મિથ્યા હમારી;
દેવી પરાત્પર વિશાળ છે શક્તી માને,
માતા પિતા શ્રી જગદંબ ધરીએજ ધ્યાને.      ૧
જે પૂર્ણ ઈશ્વરી ખરી નિજ શક્તિ યોગે.
ઉત્પન્ન વિશ્વ કરી તુ થકી છે વિયોગે;
દેવો તણી ગતિ મતિ ખરી છે જમાને.      માતા. ૨
જેને મહાન મહિમા નહિ કોઈ પામ્યા,
ઉત્સા કરી રૂશી મુની મનથી વિરામ્યા,
જેને ભળે પરમ તત્વ રહ્યુજ છાને.      માતા. ૩
છો નિત્ય મુક્ત અતિ સુદ્ધ વિબુધ માતા;
સરવેથી પાર પરિ પૂરણ હમેજ થાતા,
જેને અનેક રચના રચિછેજ પાંને.      માતા. ૪
દેહો તણી કૃતી તમે સઘળી નિહાળો;
સત્યે રહી પ્રથક શ્રષ્ટિ સમસ્ત પાળો;
આ સર્વ દેવ સરજ્યા કરી ભાવ નાને.  માતા. ૫
તુ સર્વ માત અવિકાર અનાદી દેવી,
શક્રાદી દેવ મળિને તમનેજ શેવી,
મારયોજ દઈત મહિશાસુર રાંન રાંને.      માત. ૬
સ્વર્ગાપ વર્ગ સુખ સન્મતી શાંન્તિ દાતા,
આ મત્ય લોક મહીછો અતિ સત્ય ત્રાતા.
શરણાગતો પ્રતી કરો કરૂણા કૃપાને.      માતા. ૭
ભગ્તોનુ કાર્ય કરવા અતિશિઘ્ર થાઓ.
વંદી કરૂ સ્મરણ હુ ઊર ભાવ લાઓ.
આધાર આશ્રય કૃપા નિધિ સત્ય દાંને.  માત. ૮
એકાગ્ર ચિત્ત થકી ધ્યાન ધરૂં હું તારૂ;

કલ્યાણ મંગળ કરો સઘળું હમારૂં;
પાએ પડી કરગરે અતિ અવશાને, માતા. ૯
પુરાં કરો હવ તમે સુભ સર્વ કામ;
સાષ્ટાંગ માત તમને કરીએ પ્રણાંમ,
માગુ ક્ષમા શિર રહો બાલાને ધ્યાને. માતા. ૧૦

**વસંતતિલકાછંદ.**

શ્રી માત ઇશ્વરી દિસે જગત નિવાસ,
પાદારવિંદ નમુ દેવિ તને હુ દાસ
નિત્યે નિરંતર કરૂ સ્તુતિ પ્રાર્થનાઓ,
શ્રી અંબિકા જગ વિશેજ પ્રસંન થાઓ. ૧
તારા અપાર મહિમા નહિ કોઈ પામે,
વાણી સહીત મન વેગે સહુ વિરામે;
તારા અભેદ્ય પટમાં નહિ કલ્પનાઓ, શ્રી. ૨
તારી કૃપાથી ગિરિ પંગુ ચડેજ પ્રાણી,
તારી કૃપા થકી વદે વિભુ મૂક વાણી;
તારી કૃપાથી જગમાં સઘળી લિલાઓ, શ્રી. ૪
મારા કુકર્મ સઘળા તમને વિદિત,
વિસ્તાર માત કરવા નહિરે ઘટિત;
કારૂણ્ય ભાવધિ કરો કરૂણા કૃપાઓ, શ્રી. ૪
લજ્જા રહિજ સઘળી મતિ હાથ તારે,
મારો નિભાવ કરવા અતિ અંબે ભારે;
તારા પ્રસાદ બળથી ભયના અભાઓ, શ્રી. ૫
તુ નિત્ય એક અજ ઇશ્વરી લોક પાળ,
બુદ્ધિ પ્રકાશક તને નમુ સર્વ કાળ;
ટાળો કૃપા કરી બધી દુર વાસનાઓ, શ્રી. ૬
જે જે અહી અતિ સુખો બહુ પ્રાપ્ત થાય,
તે સત્ય તારી સઘળી કરૂણા જણાય;
સદ્ભક્તની પુરિ કરો બધિ વાંછનાઓ, શ્રી. ૭
વિદ્યા વિવેક મતિ સંપતિ સર્વ આપો,

સંભાળ મારી કરિ સંકટ સર્વ કાપો;
દ્યો ધર્મ કર્મ કરવા શુભ સુચનાઓ, શ્રી. ૮
સંપૂરણ પ્રેમ કરીને ઉપકાર કીધો,
આ મૃત્યુ લોક મહિ માનુષ દેહ દીધો;
બાલાજીનેજ ચરણ મા રાખી નિભાઓ. શ્રી. ૯

**ભુજંગીછંદ.**

ગણેશાધિને આવીને શિશ નામુ, નવનિધિ રિદ્ધિ બહુ સિદ્ધ પામુ;
અહા વક્ર તુંડા વતારં પધારો, નમુ અંબિકા માત શ્રીજી ઉગારો. ૧
નમી માજીનુ ધ્યાંન રૂદેજ ધારી, કરૂ કલ્પના આવીને પાસ તારી;
હરો પાપબુદ્ધિ હમારીજ તારો, નમુ અંબિકામાત શ્રીજી ઉગારો. ૨
કરૂ કલ્પના તાહરી માત આજે, બધાવિશ્વમાં માત તુ બધ ગાજે;
કરેદેવ ઊદ્યોગ આજેજ તારો, નમુ અંબિકામાત શ્રીજી ઉગારો. ૩
વદ વેદ વિશ્નુ શિવજી પ્રભાતે, પરિબ્રહ્મ નારાયણી તુંછે માથે;
થયા તેજ શક્તિયે પ્રત્યક્ષ પારો, નમુ અંબિકામાત શ્રીજી ઉગારો. ૪
ગિરિમેરૂથી પરવરચા દેવી માજી, બિરાજ્યા હિમઆસને આપ રાજી
પરાદેવિયો આવીને કામ સારો, નમુ અંબિકામાત શ્રીજી ઉગારો. ૫
દિસો શ્વેત વર્ણે સહસ્ત્રસ્વરૂપં, ઉરે ત્રિપુરા અંગ અમ્રતકુપં.
શરીરે હરો તાપ કાળ નઠારો, નમુ અંબિકામાત શ્રીજી ઉગારો. ૬
સદા આજ રાજેશ્વરી મા ભવાંની, ધરૂ ધ્યાન રાખો હવે આજવાની;
સમે આવી આ દુઃખ માજી નિવારો, નમુ અંબિકામાત શ્રીજી ઉગારો. ૭
વિનંતી કરૂ શ્લોક આઠે કરીરે, ગ્રહ ભુત મૃત્યુ હવે લ્યો હરીરે;
નમે ચરણ બાલાજી પુત્ર બિચારો, નમુ અંબિકામાત શ્રીજી ઉગારો. ૮

## अथ महिषासुर मर्दनी स्तोत्र प्रारंभ.

अयिगिरिनंदिनीनंदितमोदिनीविश्वविनोदिनीनंदिनुते॥ गिरिवरविंध्यशिरोधिनीवासिनीविष्नुविलासिनीविष्नु नुते॥भगवतीहेशितिकंठकुटुंबिनीभूरिकुटुंबिनीभूतिकृ

तेजयजयहेमहिषासुरमर्दिनीरम्यकपर्दिनीशैलसुते१
सुरवरवर्षिणीदूर्धरमर्षिणीदुर्मुखमर्षिणीहर्षरते॥त्रिभो
वनपोषिणीसंकरतोषिणीकल्मसमोषिणीद्योषरते॥दनु
जनुरोषिणीकुमेदशोषिणीआत्मरहोषिणीसिंधुसुते॥जय
जयहेमहिषासुर०२॥अयिजगदंबमदंबकदंबवनप्रियवा
सिनीहासरते॥शिखरशिरोमणी तुंगहिमालयश्रृंगानि
जालयमध्यगते॥मधुमधुरेमधुकैटभगंजनीकैटभभंजनी
रासरते॥जयजयहे महिषासुर०३॥आयिनिजहुंकाति
मात्रनिराकृति धुम्रविलोचन धुम्रशते समरविशो
षितशोणितबीजसमुद्भव बीजल बीजलते॥शिवशिव
शंभनीशुंभमहाहवदर्पितभूत पिषाचपते ॥ जयजयहे
महिषासुर०४ अयिशतखंडविखंडित रुद्रवितुंडित
मुंड गजाधिपते॥ रिपुगजडंड विदारणतुंड पराक्र
मशौंड मृगाधिपते॥निजभुजदंड निपातितचंड विपा
टितमुंड मटाधिपते॥जयजयहे महिषासुर०५॥धुनुर
नुषंग रणक्षणसंग परिस्फुरदंग नटत्करके॥कनक
पिशंग प्रशक्तनिषंगर शक्तवशृंगहताबटुके ॥ हत
चतुरंगबलक्षातिरंगघटद्बहुरंग रतद्बटुके॥जयजय
हे महिषासुर०६॥अयिरणदुर्मद शत्रुवधोधुर दुर्द

र निजर्जुर शक्तिभृते॥ चतुरविचार धुरीणमहाशि
व दुतकृतप्रमथाधिपते॥दुरितदुराह दुराशयदुर्म्मति
दानवदूत दुरंतगते॥जयजयहे महिषासुर०७॥अयि
शरणागत वैरिवधुवर वीरवशंभय दायिकरे॥त्रिभो
वनमस्तकशुलविरोधि शिरोधि कृतामल शुलकरे
कुमिकुमितामल दुंदुभिनाद मुहुर्मुखरीकृत दीनकरे
जयजयहे महिषासुर०८॥सुरललनाततथै ततथै त
तथा भिनयोत्तर नृत्यरते कृतककुथः कुकुथांगड
दालिक तालकुतुहलगांनलते धुधुकट धुंकट धि
मिधिमितध्वनि धीरमृदंगनि नादकरे॥ जयजयहे
९॥जयजयजप्यकरे जयशब्द परस्तुति तत्पर विश्व
नुते॥ रुणरुणडिंडिमि लिंकृतनुपुर सिंजितमोहित
भूतपते॥नटितनातार्द्ध नटीनटनायक नाटकनाटित
नाटपरते॥जयजयहे०॥१०अयिसुमनः सुमनः सुम
नोहरकांतिसुकांतिसुकांतियुगे॥श्रितरजनीरजनीरज
नीरजनीकरवक्त्रविलासकृतेसुनयनविभ्रम रभ्रमरभ्रम
रभ्रम राधिपते॥ जयजयहे०११ ॥ महितमहाहव
मल्लमनल्लिक वेल्लिकरल्लक भिक्षुरते विरचितवल्लि
क पल्लिक झल्लिक मल्लिक भिल्लिक वर्गभृते श्रुति

कृतिफुल्लि समुल्लसिता रुणिपल्लव पल्लवसल्लालिते॥
जयजयहे०१२ अविरलगंडलमेंदुर मन्मद मल्ल
पतं गजराजगते॥त्रिभुवनभूषण भूतकलानिधि रूपप
योनिधि राजसुते॥अयिसुदतीजन लालसमान समो
हन पंनगराजसुते॥जयजयहे०१३ कमलदलोमल
कोमलकांति कलाकलीतातुल भालतले॥ सकलवि
लास कलानियमक्रम कोलिचल त्कलहंसकुले॥अ
यिकुलसंकुल कुंतलमंडल मौलिमिलद्व कुलालिकु
ले॥जयजयहे०१४॥कलमुरलीरव विजितकुंजित ल
ज्जित कोकिल मंजुरवे. मिलितमिलंद मगोहरगुं
जितरंज्जितसैलनिकुंजगते॥निजगणभुत महाशवरी
गण रीगणसंभनकेलितले॥जयजयहे.१५॥कटितट
पीतदुकुलविचित्र मयुषतीरस्कृत चंद्ररुते॥जितकन
कावलमौलि पदोछितनिर्जर कुंजररुचे॥प्रणतसुरा
सुर मौलिमणिस्फुरदं शुलसन्नखचंद्ररुचे॥जयजयहे
॥१६॥विजितसहस्रेकरैकसहस्रकरैकसहस्रकरैकु
नुते॥कृतसुरतारकसंगरतारक संगरतारक सन्ननुते॥
सुरथसमाधिसमाधि समानसमानसमाधिसुजातरते॥

जयजयहे॥१७॥ पदकमलंकरुणानिलयेवरीवस्पतियो
मुदिनंसशिवे॥अयिकमलेकमलानिलये कमलानिल
ये सकथंनभवे॥तवपदमेव परंपदमस्तिनु शीलयतो
मम किंनुशिवे॥जयजयहे॥१८॥ कनकलसत्कलशी
क जलैरनु सिंचतितेगत रंगभुवं॥भजभजतीवशाची
कुचकुंभतटीपरिरंभसुखीनुनवं॥तवचरणौशरणं कुर
रीगण मेवपथंममदेहिशिवं॥जयजयहे॥१९॥तवविम
लेंदु कलेवदनेंदु मलंकलयन्ननुकुलपते॥किमुपुरुहुत
पदंसुमुखीभिरसौविमुखी क्रियते॥ममनु मतःशिवमा
नधने भवतीकृपया किमुनक्रियते॥जयजयहे॥ २० ॥
अतिमयिदीन दयाकृपयैव तयाभवितव्य मुमे॥अयि
जगतो जननी कृपयाति यथासि तथानुमिता सिर
मे॥अदुरितमत्तभवेत्पुररीकुरुती कुरुताय मयाकुरुते
जयजयहे॥२१॥पदकुसुमं जलिरेखशिवि ममतोघ्रि
युगे निहितो महिते॥ हृदयमधुव्रत खभ्रमरी गणसं
वलितःप्रमुदंतनुते॥तनुधनदर्प्य विहीननरःपर साधन
मेवमुरीकुरुते॥जयजयहे॥२२॥द्रविडशिशु स्तनयेन
कृतस्तव राजमिमंतव यःपठते॥किमलकुलेमल कां

तितनुस्त्विह भातिचिरंक्रपयोत्रहिते॥चांनृपरि रोगरा
दिभयं समुपैतिन तत्रयुमर्थयुते॥जयजयहे०२३॥ म
हिषासुरमर्दिन्या स्तवंयोनुदिनं पठेत्॥कंठेवाधारयेद्
बाहु नदुःखैरभिभुयते॥४२॥ इतिश्रीशिवरहस्येमहि
षासुरमर्दनीस्तोत्रसंपूर्ण॥

### અંબિકાષ્ટક.

શ્રીઃ॥નતાતોનમાતાનબંધુનદાતા,નપુત્રોનપુત્રીનભૃત્યોનભર્ત્તા॥નજાયા
નવિત્તંનવૃતિર્મમૈવ,ગતિસ્ત્વંમતિસ્ત્વંત્વમેકાભવાંનિ॥૧॥ નજાનામિદા
નંનસંધ્યાભિમાનંનજાનામિમંત્રંનચસ્તોત્રયંત્રં ॥ નજાનામિપુજાનસં
ન્યાસયોગં,ગતિસ્ત્વં૦॥૨॥ ભવાબ્ધીનપારેમહાદુઃખભીરૂપ્રપંચપ્રમિકા
પ્રલોભિપ્રમાતઃ ॥ કુમાયાકુહુજ્જ્જુપ્રબંધસદાહં,ગતિસ્ત્વંમ૦॥૩॥ નજા
નામિતિર્થંનજાનામિપુણ્યંનજાનામિયુક્તાલયંવાક્યમેતત્ ॥ નજાનામિ
ભક્તા,તંચાપિમાતઃગતિસ્ત્વંમ૦ ॥૪॥ કુકર્મીકુસંગીકુબુદ્ધિકુદાસઃકુલા
ચાર હિતઃયદાચારહીનઃ ॥ કુદ્રષ્ટીઃકુવાક્યઃસદાહંભજામી,ગતિસ્ત્વંમ૦
॥૫॥ પ્રજેશંરમેશંમહેશંસુરેશંગણેશંદિનેશંનશેશંકદાચિત્. નજાનામીચા
ન્યંશરણ્યંસદાહંગતિસ્ત્વં૦॥૬॥વિવાદેવિષાદેપ્રવાદેપ્રવાસેજલેચાનલેપર્વતે
શત્રુમધ્યે,અરણ્યેશરણ્યેસદાહંભજામિ,ગતિસ્ત્વંમા॥૭॥અનાથોદરિદ્રોજ
રારોગયુંક્તોમહાક્ષીણદિનઃસદાજાડ્યવક્તઃ ॥ વિપત્તિપ્રવિષ્ટઃસદામાં
પ્રવાહી,ગતિસ્ત્વંમ૦॥૮॥યઈહપઠતિભક્ત્યાસ્તોત્રમેતત્સમંત્રસભવતિસુ
રપુજ્યોમાનનીયોનૃપાણાં ॥ બહુજનકુલભર્ત્તામુક્તિભાગીકવીંદ્રઃસક
લભુવનમાતસ્ત્રાહિમાંત્વેનમસ્તે ॥૯॥ ઇતિશ્રીમત્સંકરાચાર્યવિરચિત્તશ્રી
અંબિકાષ્ટકસંપૂર્ણમ્ ॥

### માલિનીછંદ.

કરજોડીને ક્ષમા માગવી.

અગ ણુણ અપરાધિ, છે અમારા અગાધ,
ક્ષય કરી પર લોકે, સદ્ગતી થાય માત;

શ્રવણ કરી અમારા, શક્તિ સર્વે વિલાપો,
અતિશય કરૂણાથી, પાપની માફી આપો. ૧
કર ચરણવડે જે, મે કિધાં કર્મ ખોટા,
શ્રવણ નયન ચિત્તે, જે કીધા પાપ મોટા;
અતિશય કરૂણાથી, દ્યો ક્ષમા માત હુને,
જય જય કરૂણાબ્દે, હું નમુ નિત્ય તુને. ૨

---

## સાતવારની લાવણી.

માત ભવાંની ભજો મન ભત્રમે, અકળ કળાતેરી;
દરશણ આવે સબ સુખ પાવે, સફળ ફળે ફેરી. ટેક.
આદિતવારે આદ્ય અંબિકા, ધ્યાન ધરો મનમે;
ચરણ કમળ પર શરણે આકે, આશ રખુ તનમે. માત૧
સોમવારે સનમુખ દેખો, શિવ શકિત ન્યારે;
ભવદુઃખ ભંજન રિપુ અતિ અંજન, ઉતારે પારે, માત. ૨
મંગળવારે મે દુનિયામે, આજ હુવા ભારે;
ભોળી ભવાંની રાખો જવાંની, મે રાખો પારે. માત. ૩
બુધવારે મા બુધી દીજે, બાળક હું તેરા,
બાંહ્યગ્રહી મે દ્વાર ખડાહુ. ફરતાહુ પેરા. માત. ૪
ગુરૂવારે ગુરૂહે ગીરીમે, મેરૂશિખર બેઠી;
ગુરૂ માતહે ગુરૂ તાતહે, તનમનમે પેઠી. માત. ૫
સુકરવારે સાચી મૈયા, સનમુખ આયે ખડા;
સેવક ચાચર આયા માજી, મંડપ આકે પડા. માત. ૬
સનીવાર માં સાહ્ય કરીહે, સાતવાર ગાવું;
મહંમાયા મુજ મહેર કીજીયે, શિરધરી આવું. માત. ૭
આદ્ય શકિતહે આરાસુરમે. અંબે મઇયા ગાજે;
બાલાજીપર કરૂણા કીજે, શિર છત્ર છાજે. માત. ૮

## અંબાષ્ટક.

ભુજંગીની ચાલ.

પ્રથમ સરસ્વતી માતને પાયેલાગુ; વળીને વળીહું રસિક વાણી માગુ.

ભવોભવ ભવાંની કરૂ સ્તુતી તારી, કૃપારૂપ જગદંબ આનંદકારી.૧
આદ્યતુ સકળ વિશ્વનીમૂળ માયા, હરિહર વિરંચિ ત્રિગુણાત્મજાયા;
રચ્યો સર્વ સંસારતે સુખકારી, કૃપારૂપ જગદંબ આનંદ કારી. ૨
તારીકીર્તિ કહેવા મને આશપૂરી, આઈદાસ થાપો દેવાણી મધુરી;
વદનમાંવસો બ્રહ્મ કન્યા કુવારી, કૃપારૂપજગદંબ આનંદ કારી. ૩
મારેમાત તુ તાતતુ ભ્રાત ભગ્ની, સહોદર પરિવાર તું મુજવગની;
તારે શર્ણ છુંહુંય ત્રિશુળ ધારી, કૃપારૂપ જગદંબ આનદકારી. ૪
નથીજાણતો ધર્મ ખટકર્મ શેવા, નથી જાણતો જપ તપ દાનદેવા;
તારાનામનો છેભરૂસોજ ભારી, કૃપારૂપ જગદંબ આણંદ કારી, ૫
નથીજાણતો જ્ઞાનનીવાત સાચી, રહ્યોતેથકી મોહ માયાને રાચી;
કરો જ્ઞાનવંતો કબુધિ નિવારી, કૃપા રૂપજગદંબ આનંદ કારી. ૬
નથી જાણતો વેદ કે મંત્ર વિદ્યા;સકળ શાસ્ત્રનુ સાર તુ સર્વ સિદ્ધા;
મને ભક્ત જાણી મેલો ભવ તારી. કૃપારૂપ જગદંબ આનંદકારી. ૭
મહામંદ મતિહિન છુહું ભવાંની, તમારી કરી વાત સર્વે થવાની;
કોને જૈ ભજુ તુવિના માત મારી,કૃપા રૂપ જગદંબ આનંદકારી.૮
પડી પીંડને પેટની પીડ મોટી, તેને જ્ઞાનની વાત કીધીછે ખોટી;
મારા દુઃખ દારીદ્ર નાખો વિદારી,કૃપારૂપ જગદંબ આનંદકારી.૯
હુંતો દીન દુર્બળ થઇશર્ણ આવ્યો, ભવાંની વળી ભક્ત તારોકહાવ્યો;
તેની રાજછે તને સારી નઠારી, કૃપારૂજગદંબ આનંદકારી. ૧૦
કાળીદાસની વિનતી મન આણી, મનેદાસના દાસનો દાસ જાણી;
ધરીદ્રષ્ટી મીઠી મને રાખ ઠારી, કૃપારૂપજગદંબ આનંદકારી. ૧૧
ભણે સાંભળે વિનતિ ભાવ આણી, તેને દાસ થાપે અંબાદીનજાણી
મહાપાપના તાપથી લે ઉગરી, કૃપારૂપ જગદંબ આનંદ કારી.૧૨



સારૂ સારૂરે સુરત શેહેર, મુંબઈ અલબેલી એ રાગ.

**બ્રહ્મકવચ.**

નમુ નમુ હુ અંબે આજ, નવદુરગા ચંડી;
મારા સરસે હરનીશ કાજ, દુઃખ નાખો ખંડી. ટેક.
(ધ્યાન) ચરણ કમળનુ ધ્યાન ધરેછે, હરીહરને બ્રંહ્માયરે;

માર્ગ ગ્રહે જળ અગ્ની શત્રુથી, રક્ષા કરે મહંમાય. ન. ૧
(કવચ) એક સમે બ્રહ્માજી પ્રતે, આ પ્રશ્ન કરયું માર્કંડેયરે;
ગુહ્ય મા ગુહ્ય પિતાજી કહીએ, રક્ષણ આ લોક સહુ થાય. નવ. ૨
ત્યારે બ્રહ્માજી મારકંડ પ્રત્યે, બોલ્યા અમ્રત વચંનરે;
પ્રાણી માત્રને દેવી ચરીત્રઆ; પવીત્ર થાયે પ્રસંન. નવ. ૩
ગુહ્ય કવચ આ સાંભળો મુની, ધરી એક ચીત ધ્યાનરે,
દેવીયોના નામજ કહુછુ, સાંભળે થાય સનમાન, નવ. ૪
પ્રથમ પહેલી શૈલ પુત્રિને, નમન કરૂ આવારરે.
બીજી બ્રહ્મ ચારણી કહીએ, ચંદ્ર ઘંટા ત્રિજી સાર. ન. ૫
ચોથી છે કુષ્માંડા દેવી. પાંચમી સ્કંદ માતારે;
છઠી કાત્યાયની ખરીછે, કાળ રાત્રી સપ્તમીગાતા, ન. ૬
આઠમી મહાગૌરી સોહીએ, નવમી સિદ્ધિ કહેતારે;
નવદુર્ગાને નમન કરીએ, બ્રહ્મા મુની ને કહેતા, ન. ૭
અગ્નીમાં બળતા ઉગારે, શતરૂઓને બહુ ઘેરેરે;
વિપદુર્ગે સ્થાનકને ઘેરે, એવા જીવ જાય દેવી ડેરે. ન. ૮
રણ સંકટ કાંઇએ નવ આવે, નાશ અસુભ સઉજાયેરે,
આપતી શોક દુઃખ ભય કાપે, માજી સ્મરણથી સિદ્ધી થાય. ન. ૯
ચામુંડાપ્રેત ઉપર બેઠા, મહિષ ઉપર વારાહીરે;
ઇંદ્રાણી હસ્તી પરબેઠા, વૈષ્નવી ગરૂડ સાહી. ન. ૧૦
માહેશ્વરી વૃષભ ઉપર બેઠા, મોર ઉપરછે કૌમારીરે;
આભુષણ સોભાય માન એની; બ્રહ્મ હંશ ઉપર સારી. ન. ૧૧
લક્ષમીજી પદ્મનુ આસન, પદ્મ હસ્ત મા ગ્રહયુંછેરે;
દેવી જે લક્ષમી વિસ્નુને મન, પ્રીયથી મન સહયુંછે. ન. ૧૨
શ્વેત રૂપ ધરીને ઇશ્વરી, વૃષભ ઉપર બેઠારે;
એ માતાઓ સર્વે યોગે કરી, એકઠાં થઇ બેઠાં. ન. ૧૩
નાના પ્રકારે આભુષણ સહુને, રત્ન વડે શોભીતારે;
શ્રેષ્ટ મોતીના દીવ્ય હારોએ, અતીછે ઓપીતા. ન. ૧૪
ઇંદ્ર નીલમણી માહાનીલ મણી, પદ્મરાગ મણી શોભેરે.
દેવી ક્રોધ યુક્ત રથમાં બેસી, દેવીઓમાંથી મન લોભે. ન. ૧૫

અજીતા રહો વામ પાસે, દક્ષણ પાસે અપરાજીતારે;
શીખા વિસે ઉદ્યોતિની રહો, ઉમા દેવી મસ્તકે બિરાજે. ન. ૧૬
માલા ધરી લલાટે છાજો, ભ્રગુટીએ યશસ્વીનીરે.
ભ્રગુટી મધ્યે ત્રિનેત્રાછો, યમ ગંટા નાશી કાની. ન. ૧૭
ચક્ષુમધે રક્ષા કરોછો, સંખીની દેવી આજેરે;
દ્વારેવાસીની શ્રોતજ મધે, કપોળે કાલીકા છાજે. ન. ૧૮
કર્ણમુળે શંકરી બેઠાં. સુગંધ નાસિકાયેરે.
ઊર્ધ્વ ઓષ્ટએ ચર્ચિકા દેવી, અમ્રત કળા અધઓષ્ટયે.ન.૧૯
સરસ્વતી જીહવાએ વસીએ, દાંત વિશે કૌમારીરે;
ચંડીકા બેઠાછે કંઠે, ધાંટીએ ચીત્ર ઘંટાસારી. ન. ૨૦
તાલુકે મહામાયા બિરાજે, ચીબુકે કામાક્ષા દેવીરે;
સર્વ મંગળા વાંણીએ બાલે. હેવી વાંણી લેવી. ન. ૨૧
ધનુર્ધરી પૃષ્ટ વંશે બેઠી, નીલગ્રીવા વાંસે દીસેરે;
કંઠની નલીકાનુ રક્ષણ, નલકુબરી ત્યાં હીસે. ન. ૨૨
બે સ્કંધનુ રક્ષણ કરજો, ખડગ ધારીણી માતારે;
વજ્ર ધારીણી બાહુ મધે, રહી કરે સુખ શાતા. ન. ૨૩
હસ્ત વિસે દંડીની મધ્યા, આંગળીઓએ અંબિકારે,
સુલેશ્વરી નખોએ બેઠા, નલેશ્વરી બે કુખે. ન. ૨૪
કર નારી ક્ષય મનના શોકને, મહાદેવી સ્તન વિશેરે;
રૂદયે લલીતા દેવીછે, શુલ ધારીણી છે ઉદરે. ન. ૨૫
યોગિની નાભીએ વશિયાં, ગુહ્યેશ્વરી ગુહ્ય સ્થાને,
ભુતના ને મેઢ્રને વિશે, ગુદય મહિષ વાહીની. ન. ૨૬
કટી મધે ભગવતી બીરાજે, વીંધ્ય વાસીની ઝાનુએરે;
મહાબલા ઝંઘાએ દીસો, વિનાયકી જાનુ મધ્યે. ન. ૨
નારસિંહી ગુલ્ફ એ બેસો, અમીતો પાદ પૃષ્ટેરે;
પાદુકાની આંગલી બેઠી, શ્રી ધરીછે દ્રષ્ટે. ન. ૨૮
સ્થલ વાસીની પગની તલીએ, કરાલીની ડાડ વીસેરે;
ઉર્ધ્વ કેશીની કેસેછાજે, કૌબેરી રોમ વિસે. ન. ૨૯
ત્વચાએ વાગીશ્વરી દીસે, રક્ત રૂધીર મજ્જાએરે;

અંતર ત્વચા વસા જીણીનસો મા, માંસ અસ્તી મધ્યે. ન. ૩૦
અંતરાંતર સર્વ ત્વચાએ, સરવે પારવતી દેવીરે;
આંતરડાં માં કાલરાત્રીછે, પિત્તે મુકુટેશ્વરી હેવી. ન. ૩૧
પદમાવતી પદ્મકોસે એઠી. ચુડામણી કફ વિસેરે;
જ્વાળામુખી નસો જાળમાં, રક્ષણ કરતા હિસે. ન. ૩૨
સર્વ સંધિને અભેદ્યા દેવી, સુક્રને બ્રહ્માણિ છાજેરે;
છાયા કરેછે છત્રેશ્વરી મા, દુનીયામાં સર્વે ગાજે. ન. ૩૩
અહંકાર મન બુધીએ મા, ધર્મ ધારિણી સાચીરે;
પ્રાંણ, પાંન, વ્યાન, ઊદાંન, સમાન મા, વજ્ર હસ્તા તાંરાચી. ૩૪
રસ, રૂપ, ગંધ, શબ્દ, સ્પર્સ મા, યોગીની રક્ષા કરજોરે;
સત્વ, રજ, તમ, નીરંતરથી, નારાયણી મન ધરજો. ન. ૩૫
રક્ષણ કરજો આયુંષને મા, વારાહી વર દઈનેરે;
મારા ધર્મને રક્ષણ કરજો, વૈષ્નવી આવી રહિને. ન. ૩૬
યસ, કિર્ત્તિ, લક્ષ્મી નીરંતર, આપો આજે હમનેરે;
સરવે માતૃકા રક્ષણ કરજો, પાએ નમીએ તમને. ન. ૩૭
મારા ગોત્રને ઇંદ્રાણી મા, રક્ષણ કરજો અપારરે;
માહા પસુને ચંડીકા દેવી, અબિકા કરજો સાર. ન. ૩૮
મારા પૂત્રને મહાલક્ષ્મીજી, આવી રક્ષા કરજોરે,
મારી સ્રીને ભઈરવી રક્ષક, દેહના દુખડાં હરજો. ન. ૩૯
ધનેશ્વરી મારા ધન વીસે, રક્ષા કરજો તમે આવીરે;
કૈમાંરી કન્યાને રક્ષા, કરજો, ઉમંગ લાવી. ન. ૪૦
સુપથાદેવી પંથને વિષે, સહાય કરો હમારેરે;
ક્ષેમ કરી મારગ મધે, રક્ષા કરોને સારી. ન. ૪૧
રાજદ્વારે મહાલક્ષ્મી મા, રક્ષા કરોને આજેરે;
સરવે ઠેકાણે મહેર કરજો, વીજયા દેવી ગાજે. ન. ૪૨
સરવે દેવીઓ મળીને આજે, હમેશ રક્ષણ કરજોરે;
કવચ હું આપવીત્ર દીસે, કરેલુ પાપજ હરજો. ન. ૪૩
હરનીશ જે મન જપે પ્રાણી, મનવાંછીત ફળ દેછેરે;
બ્રહ્માજી મારકંડમુનીને, આરહસ્ય ગુહ્ય કહેછે. ન ૪૪

મારકંડ મુની તારી ભક્તીથી, આ ચરીત્ર હું કહુછુરે;
માતાજીની રક્ષા અતિછે, એ સ્થાનક મન લહુછુ. ન. ૪૫
સરવ સ્થાનકે રક્ષા કરેછે, જયંતી દેવી આજેરે;
પાપ નાશ કરનારી પોતે, ભ્રુમધે મા છાજે. ન. ૪૬
દુર્ગાપ હારીણી દુર્ગા દેવી, શરીરે સરવે રેહેજોરે;
પોતાનુ સુભ ઇછવાને, આ કવચ રદયમાં ધરજો. ન. ૪૭
નીમ રાખીને કવચ આમન, નીરંત નીત્ય કરેછેરે;
લીન થઇને એક ચીત્તથી, ધ્યાન માજીનુ ધરેછે. ન. ૪૮
જ્યાં જ્યાં જાએ કવચ કરીને, મનવાંછીત ફળ પામેરે;
અર્થ લાભ સરવ કામજ થાયે, બ્રહ્મ કવચને નામે. ન.૪૯
જે પુરૂશ આ કવચ કરેથી, અતુલ્ય ઐશ્વર્ય પામેરે;
વિપુલ, વિશાળ, પરઉત્કર્ષે, મનુશ માને નામે. ન. ૫૦
સંગ્રામે વળી જય પામસે, ત્રેણ લોકમાં પુજાયરે;
આ કવચનો ગરબો ગાતા, માજીને શરણે જાય, ન. ૫૧
જે નર આ કવચ કરીને, સંગ્રામે સિધ્ધ થાયરે;
સરવે શત્રુને જીતી કરીને, કુશળથી ઘેર પળાય. ન. ૫૨
જે પુરષ એકાગ્ર થઇને, શ્રધાથી મન જપસેરે;
ત્રણ કાળ આ પાઠ કેરેતો, ત્રણ લોકે જય થાંસે, ન. ૫૩
અલ્પ મત્યુ હરશે દેવી, આયુશ શત ભોગવસેરે;
વિસ્ફોટક આદી સૌ વ્યાધી, નાશ માજીઓ કરશે. ન. ૫૪
સ્થાવર, જંગમ, ક્રત્રીમ, વિષજે, સરવે અભીચાર જાસેરે
મારણાદી મંત્ર યંત્રાદી, પર પ્રયોગ દેહથી પળાસે. ન. ૫૫
ભુચરે ખેચર આદી સર્વ, સહજ કુલજ ડાકીનીરે;
અંતરીક્ષ ચરા પક્ષણીયતે, મહાબલીષ્ટ શાકીની. ન. ૫૬
મહાઘોરે ગ્રહ ભુત પીશાચી, યક્ષ ગંધર્વ રાક્ષસોરે;
બ્રહ્મ રાક્ષસ વૈતાલ છે, કુષ્માંડ ભઇરિવાદી હરશો. ન. ૫૭
જેના રદયે હરનીશ કવચ, રહયુંછે અંતર માહેરે;
તેના દરશણથી દુષ્ટો સહુ, નાશ પામેછે કાયે. ન. ૫૮
ત્યાર પછી તે પુરૂશ મોટુ, માન અતી બહુ પામેરે;

તેજો વૃધી રાજ કરે સહુ, યસ વધી સહુ પામે. ન. ૫૯
વળી યસ કીર્તિ બહુ થાએ, પૃથવી વિસે પુજાયરે;
તે કારણ મા દેહ માર્કંડ, નીરંતર કીધી કાય. ન. ૬૦
સમ સતી જપતા આ દેહનુ, બ્રહ્મ કવચ આરંભેરે;
નીર વિઘ્ન કરીને આવે, ચંડીની સીધી ઘોભે. ન. ૬૧
પર્વત વન કાનન આ પૃથ્વી, જાહાં સુધી મંડળ રહેરે;
ત્યાં સુધી પૃથવી વિશે, પુત્ર પૌત્રાદી રહેસે. ના. ૬૨
દેહને અંતે દેવને દુર્લભ. પરમ સ્થાનક આપેરે;
મહામાયાના પ્રસાદ વડેથી, અંતે અઘોચર કાપે. ન. ૬૩
મનવડેથી ચીંતન કરેછે, સરવ કામ ફળ થાએરે;
માર્કંડ પ્રતે બ્રહ્મા કહેછે, અંતે તે સ્વર્ગે જાએ. ન. ૬૪
આ ગરબો જે ભાવ ધરીને, ગાસે માજી પાસેરે;
અર્થ ધર્મને કામ મોક્ષ સહુ, સ્મરણથી સુખી થાશે.ન. ૬૫
નર નારી મન ઊલટ ધરસે, હરનીશ અંતર ભણસેરે;
મનવાંછીત ફળ થાશે તેને, અંતે પોતે તરસે. ન. ૬૬
આ ગરબો મે ભાવ ધરીને, ગાયો ઉલટ આણીરે;
અક્ષર પદ ભ્રસ્ટ થયો હોયતો, ક્ષમા કરજો રાંક જાણી. ન.૬૭
બ્રહ્મ કવચની સ્તુતી કીધી, કરજોડી પાએ લાગુરે;
અપરાધ મારો ક્ષમા કરજો, એટલુ મુખે માગુ. ન. ૬૮
ભોળે ભાવે ભાવ ધરીને, માજીના ગુણલા ગાયારે;
ભકતી કીધી ઊરમાં આણી, અંબામાને સાહાયાં. ન. ૬૯
રાજનગરતો રૂડું દીસે, સુભ અમદાવાદ ગાંમરે;
નાગર બ્રાહ્મણ વડનગરો હું, માજીની રાખુ હાંમ. ન. ૭૦
સંવત ઓગણી છતરીસામાં, રૂડો આસોમાસરે;
વીજયા દશમી બુધજવારે, બાલાજીએ કર્યો પ્રકાશ.ન. ૭૧

---

**અથશ્રી માતાજીના ગરબા પરચુરણ. કષ્ટ હરણનો.**

નહી આપુ હો નંદજીના લાલરે મહીડા મારારે એરાગનો છે.
જેજે અંબે ઇસ્વરી માતરે પાય શીરનાંમુરે, કીપા કરોતે જાણી

અનાથ, વાંણી સુભ પાંમુરે. ૧ તુંછે અખંડ અમર એકા એક-
રે ભક્ત જક્ત પાળેરે, ધરયાં રૂપતે અવની અનેક, પ્રસીધ કળી
કાળેરે; ૨ મહી મંડળ નવખંડતુંજ પંડરે; વાપીકછો આઇરે, તારૂ
પ્રાક્રમ સદા પ્રચંડ, શેવક સુખદાઇરે. ૩ થાવર જંગમ સકળ
તુજવાસરે, કહે કુણ મુખેરે; નહી સેસ લહે નરેસ લવલેસ, બ્રંમ
ગીરા ચુકેરે. ૪ મા કાલાવાલા કરી ગુણ ગાઉરે, પસાય તુ
માતારે; અહો નીશદીન એહ ચાઉં, કરો તે સુખ શાતારે. ૫ તું
છે સુર સેસનુર ભરપુરરે, પુરનાર માંહીરે; જીવંજંત પંચ તંતમાં
ચતુર, ધુપ તુહી છાંયરે. ૬ વેદ ચારતુ અઢાર રતી ભારરે,બા
ર મેઘ કાંવેરે, સરવે સારતુ અઢાર ચંદતાર, પાર નહી પાવેરે. ૭
તુહી મછ તુહુ કછછે પ્રતક્ષરે; અક્ષ થંભ કારીરે, ફળ ફુલઅપાર
વેલી પ્રક્ષ મોર છે ધારીરે. ૮ ફરસરાંમ તુહી રાંમ વારાહ નાંમરે,
વાંમન બુધ બાળારે; નીકલંકી તુહી; બહુ નામરે. ધારે મુઢ મેલારે.૯
તુછે સેસ તુ માહેશ તુ ગણેશરે દસ દીગ પાળરે, સુરમુની કાહાવે
સુરસેસ વ્રધ તુહી બાળરે. ૧૦ સહસ્ત્ર અઠાશી કહે રૂષીરાયરે,
સપ્ત મુની માયરે; કોટી તેત્રીસ કહે દેવરાય, તાત તુહી માયરે. ૧૧
નીધી સાતછે વીખાત એ અઘાતરે, દીસેછે સારૂરે; અનોપમ ઘાટ,
અતીસે માત રૂપછે તારૂરે. ૧૨ રાંમા રંભ સુધા કુંભ કલ્પ વ્રક્ષરે
ધન નવદુર્ગારે, ગજ અશ્વ ઘેનુ પ્રતક્ષ, શંખ દક્ષણાવરે. ૧૩
વીખ અંબુજ મુક્તાપર વાળરે, પંના મુખ રાજેરે; હીરા માંણેક
મેતી રસાળ; તુજ છબી છાજેરે. ૧૪ ખરદુખણ મધુ કીટ જેહરે,
ત્રીપુર મહીખાસુરરે; કહે દુંદભી બગાસુર તેહ; વાળી તે બળ પુ-
રરે. ૧૫ જાંબુવંત હનુંવંત નળનીલરે; પાખાંણ જેને તાર્યારે; કહુ
અંગદ સુગ્રીવ બળસીલ, અસુર બહુ સંહારારે. ૧૬ રાંમ અનુજ
ભારે સીતા હરણરે, બિભીક્ષણ રૂપેરે; ઇંદ્રજીત કહુ કુંભકરણ
નીસીચર ભુપેરે. ૧૭ એ રૂપે સરવે મંમાયરે તુજતણા કાહાવેરે, તુ
વિનાનુ જગતમાહી; કોઈ ન સોહાયેરે.૧૮ પાંડુરાઅ સુત કોય પંચ
માયરે. કરણ જુધવંતરે; ધ્રુપદવી લહી થીર થાયરે માહા સુભ
સંતરે. ૧૯ વૈદેહી સાવંત્રી નારરે, ગીરા ગીરજાયરે; સુખ બુધ રી-

ધ સીધ તુ આધાર, સ્તુતી તે સદા ગાયરે. ૨૦ સુલોચ નામનો
વીર જેહરે, તરેચા હતાયરે; રૂક્ષમણી સનભાંમા એહરે; રૂપ રાધકા
યરે. ૨૧ સતી રાંણી કૌસલા કેકઈરે, સુભદ્રા સારીરે, અણસુયા
સીતા કહાઇ, કહે તેરાસી બારરે. ૨૨ કહે જોગણી ચોસઠ
દુરેગાયકે, નક્ષત્ર વીસ સાતરે, રજો સતો તમો ગુણ તાય ત્રીવીધી
કહે વાતરે. ૨૩. શ્યાંમ દાંમ કહે ડંડ ભેદકે, રાજરીત માએરે; કહે
નીતી તે ચારેવેદ પ્રતક્ષ તુ રહયાંરે. ૨૪ કાંમ ક્રોધ લોભ મેહ કહે
ચારરે, દયા ધરમ ધારીરે; ક્ષધા તરશા પતી આધારરે, અંન
ધંન કારીરે. ૨૫ પંચઈંદ્રી ખટરસ સ્વાદરે, જાગ્રત નીદ્રાયરે; ત્રણે
નાંમ કહે સમનાદ એકી સમુ નાયરે. ૨૬. ભુત ભવીશ
તુહી વ્રતમાનરે, ભરણ પોશણાયરે, ખટ ભેદતુ વેદપુરાણરે રંક
તુહી રાયરે, ૨૭ તુહી મંત્ર તુહી જંત્ર તુહી તંત્રરે ખટેરી તુ કાયરે;
છે જગતી જોતી સ્વતંત્ર દાંન પુન્ય માયરે. ૨૮ ખટ વેસમાં પર
વેસ દેસદેસરે ગાંન ધ્યાંન જોગેરે, સુર દાંની કહાવે વીસેસ છે સંજો-
ગરે. ૨૯ કહે વાત પીત કફ પીગલાયરે; ઈંદ્ર સુખ મણાયરે, ગતી
સરવે પરકારે લહાય ચતુરે ચીત સાયરે. ૩૦ ધાએ સાધ કહે
કષ્ટ સાધરે, અષ્ટ જરૂર જેહેરે; માહા ભેદતે કહે આધાધંનરે રૂપ
તુજ તેહરે. ૩૧ કહે કવીતણા ગણ આકરે છંદગતી સારરે; વરણ
બતરીસ તણો ઠાઠ; બારાખડી બારેકે, ૩૨ રસ્વ દીરઘ વરણ
માત્રાયરે નષ્ટ એઉ દીષ્ટરે, સરવે પીંગળ તણો ભેદ માય, તહીત કરમ
અષ્ટરે. ૩૩ પ્રોડા મધ્યા કહે મુગધાયરે; નવર સ્વરૂપરે.હાવભાવ અનુ
ભાવ કહાઅરે સંસારી સરૂપેરે. ૩૪ ગોટી પંચાલી માગધી રીતરે
ચારવરતી જેહરે, ખટ લક્ષણ કહે વેદ નીત બગદ વુની તેહરે. ૩૫
અલંકાર ઉદી પન ભેદરે વાચક ધરમ માએકે, છે કવીતા ભેદ
અભેદરે ઓપમે ઉપમાયરે. ૩૬ એ સરવે માંહ ભરપુરરે રૂપ તુ
જ બાલારે, કહું કેટલાં તે મુખ અંકુરરે, છો જોતી વીસાલરે. ૩૭
મનવાસ કહે તીથી પક્ષરે શુકલકસ્નાં માંહેરે; તુહી પ્રસ્ન કહે પર
તક્ષરે પડતુ પડાયરે. ૩૮ આચાર તુ વીચારછે અપારકે, ભંમરૂપ
ધારીરે; સરસ્વતી રચતણી તુ સારરે, પાતક તે નીવારીરે. ૩૯ ધઠ-

માંહી ભાલિ છે જેહરે, સાચ એઉ સાચરે, ભાલિ ગુન્ય ધરે સરવે તેહરે તુજ તણાવાયરે. ૪૦ તારી અકળ કળાછે અપારરે; ભેદ કુણ પાયરે, નહી ગુપ્ત પ્રગટ સંસારરે, અજોની કાડાવેરે. ૪૧ નહી રૂપ નહી રંગ ન કરૂપરે; વ્રધનહી બાલરે; નહી રતન કહાવે ભુપરે અકાલ નહી કાલરે. ૪૨ નહી માત તાત ભ્રાત નહી જાતરે મુન્ય નહી ભોલરે, નહી પુન્ય પાપ દીન રાતરે નહાલે ન ડોલરે. ૪૩ આકાશ તે પાતાળ પલ નીરરે, પાંડવ્રક્ષમાંહીરે, નહી સ્વર્ગ મ્રત્યુ અસ્થીરરે, વીછાંહ નહી છાયરે. ૪૪ નહી સીત નહી તુ તાપરે, વીખ્યના સુધાયરે, નર નારી નહી તુ આપરે, આવ નહી જાયરે. ૪૫ નહી વ્રધી નહી તુ હાંણરે, સુખ્ય નહી દુઃખ્યરે, નહી મૂરખ્ય નહી સુજાણરે; વીમુખ્ય નહી મુખ્યરે. ૪૬ નીજદેશ નહી પરદેશરે ગાંમના ભાવનરે. નહી ધરા નહી તુ સેસરે, મન નહી તનરે. ૪૭ નહી મેરૂ નહી તુ તરણરે, કરણ નહી નેત્રરે; વીપરણ નહી તુ પરણરે, રતી તે નહી મનેરે; ૪૮ નહી જોગ ભોગના સંજોગરે વીજોગ નહી કાંરે, નહી લોગ નહી પરલોગરે પાર નહી પાયરે. ૪૯ નહી દાંણવ નહી. તુ દેવરે ઇંદ્ર નહી સૂર્ય ચંદ્રરે, નહીસુર નહી તારા ઊજેવરે, અવંદ નહી વંદરે. ૫૦ ઇંડા પીગલા નહી સુક્ષમણાઅરે; નાદ નહી નરતરે, ખટ સવાદ નહી તુ વહયારે, તીરથ નહી વરતરે. ૫૧ ગંગા યુમના સરસ્વતીરે સમુંદ્ર નહી સતરે, વીહસ્ત નહી તુહસ્તરે ભુખ્ય નહી અઘાતરે. ૫૨. ધાતુ સમ નહી તુ કહાયરે, નહી તે રતન રાજરે ત્રતીથી નહી પક્ષમાંયરે; વરસારૂતુ માયરે. ૫૩. તુજ પાર નાંલહે મુની દેવરે હરીહર ભુલેરે, સઉ શક્તિતણી કરે શેવરે પ્રાક્રમી અતુલરે. ૫૪ ચઉદ ભાવનમાહી નર નારરે પુછુ તે પક્ષી પાહાડરે, જલથલ આકાશ આધારરે સુરઇંદુ જુલેરે. ૫૫ સોધી જુવો સરવે સંસારરે વીચારી મનમાંહીરે, જીવાજોતી કાવે અપારરે; શક્તિવીના નહીરે. ૫૬ એવી અસરે નસરની માતરે અમીત બળ પૂરરે, સૌ સકળ ભાવન વીખ્યાત હરણ દુખ્ય દુરરે. ૫૭ તુજ વીના નહી દાતારરે; સંપત સુખ્ય કારીરે, મન ઇછા તે પૂરણ હારરે ભવાંની ભુપ ભાંખેરે. ૫૮ કરજોડી કહુછુ માતરે, સ્તુતી મન પા

રીરે, મેહેર કરી કરો સુખ શાતરે પ્રજી કીરપા કરીરે; ૫૯.વળી આશ મોટી ધરી મનમાંહરે જગપીતુ જાચુરે, કહે પાવન પતીત સુખદાયરે દેવ મુની સાચુરે. ૬૦ એવા સાંમ્રથ ધણી છો આપરે મુજ શીર મેલીરે, હરો સરવે વીઘન સંતાપરે ભુજ શિર મેલીરે. ૬૧ જાણી પોતાતણો દાસ આસરે પુરો તે મન આશરે; રહો અહો નીસી મન વાસરે અજ્ઞાંન સરવે નાસેરે. ૬૨ એહ ગરબો કષ્ટ હરણરે ગાય નર નારરે, સુણો મન ધરીને કરણુરે; શીએ કે વિચારેરે.૬૩ તેની આશ પૂરે મોરી માયરે, સુખ સરવે આપેરે; રીધી સીધી ભરે મન આપરે, ત્રિવીધ તાપ કાપેરે. ૬૪ કોઈ નરતણે સીર દુખરે; હોય બહુ ભારીરે, કષ્ટ હરણ પહડે નીત મુખરે, એક મન ધારીરે. ૬૫ તેનુ દુખ આરાસુર આઇરે, સરવે કાપેરે, ધન ધ્યાંન લહે મન ચાહરે; માત સરવે આપેરે. ૬૬ લહે પુત્રતણુ બહુ સુખરે; કુળ વૃધી થાયરે, નીત ગરબો કહેજો મુખરે, ગનાંન કરી ગાયરે. ૬૭ સંવત ઓગણીસે તરીસની સાલરે, ભાદરવોમાસરે, પૂરણ માશી ભ્રગુવાર રસાળરે ધરીને ઉલાસરે. ૬૮ કરૂ અરજી ઉભો કરજોડરે, શ્રવણ ધરી સારીરે, કરો ક્ષમા ગુણ લક્ષ કરોડરે; દયા રૂદે ધારીરે. ૬૯ તારા ગુણ ધરી બહુ આશરે, પરસોતમ ગાયરે, સાહ્ય કરો આરાસુર વાસરે જેજે મુખમાયરે. ૭૦

---

## રાગ ઉપર પરમાણે.

ધણુ ઓપે આરાસુરી રાયરે અંબિકા દેવીરે, જેનો વેદપુરાણ જસ ગાય સુરમુની સેવીરે.માજી બિરાજોછો સરસ્વતી તીરરે પશ્ચમ દ્વારરે, દક્ષણ વાંમને બટુક એ વીરરે ભૈરવ રાજેરે;સોહીયે મંડપ ઉપર બિંદુ ત્રીકુણરે. સીખર ગાગર અમુલ ચારરે, જુગતીથી જાણેરે. મહાદેવ કોટેશ્વર ધાંમરે અદભુત દેરરે જેને કીધાં સફલ સરવે કામ,દેવતા કેરરે. નીજ કુંભકુભારણુ નામરે કરીને સ્થાપુરે, તેનુ વસીયુ કુભારીયું ગામ શુભ સ્થલ વાસુરે, તેમાં વસે વિમલસા વૈસરે માને પરતાપરે, પાંમો અગણીત દ્રવ અપાર જુગમાં છાપરે, વચન ચુકો દેરાં કરચાં કોડરે,ઉભારચાં પાંચરે, જેને અંબા તણા આધાર આવે નહી આં-

ચરે. એક ગાયો તણો ગોવાલરે ગાયો ચરાવેરે, તેમાં અંબાની ધેન પ્રતિપાળ કાંમધેનુ આવેરે. દેખી ધેન કરી મન વિચારરે આ કોની ગાયરે, તેની ચરાઈ નહી પામું લગાર મફત ચરી જાયેરે. એકદીન ગઉવે ઝાલી વાટરે ગબરગોએરે, માજી બેઠાં હીંડોલાખાટ સઉદીન સોએરે. અંગે આભુષણ બિરાજે અપારરે સોના ચુડો ઝળકેરે, કોટે હારમણી હીરાલાલ બહુ ચુનીઓ ચળકેરે. માને કહે કર જોડીને ગોપરે મફત ગાય ચારૂરે, તમે મોટાંછો કરમી લોક પેટ ભરો મારૂરે. એવું શુણીને ભગવતી ભુપરે પ્રેમ ધરીનેરે, અકળ રૂપ જવ અનુપ આપ્યા ગુપ્ત સોવરણસુપ ભરીનેરે. લેઈ આવ્યો ગબરગફા બહારરે દેખી જવ અંનરે, રીસ કરીને મુરખ ગુમાર ગઓ અભીમાનરે. આપી સ્ત્રી આગળ કહીપેરરે લક્ષ્મી સમાન બાઇરે, આજ ગયો હતો તેમને ઘેર ગાય પુઠે ધાઇરે. મણીમાણક હીરાનો નહી પારરે આપ્યા જવ મુનેરે, રીસ કરીને નાંખીઆવ્યો બહાર સુ કહુ તુનેરે. કહે સ્ત્રી પશુ તમો ફોકરે શીખ સુ દેઇએરે, કોઈ ઓશીકાંદે મોટા લોક સીસ ધરી લેઇએરે. એવુ કહીને જોયું તતકાળરે કાંબળીને છેડેરે, દીઠા સોવરણ જવ બે રસાળ સરવ સાધને ડેરે. જવ રોપ્યા ગોબરમાં તરતરે કરયા અપવાસરે, સુભ નવરાત્રી કીધાં વરત માયે પુરી આશરે,માગમાગ કહે મંમાયરે પ્રતક્ષ હુ આપુરે. તેતો ચારીતી મહારી ગાય તેને પ્રતાપરે. કરજોડીને કહે નરનારરે એ વર આપોરે, તમ જેવા થાય કુમાર જસ જુગ સ્થાપોરે. માજી કહેછે અહીંથી અલોપરે બેઉજણ થાસોરે, જોવા નંદ જસોમતી ગોપ ગોકુળમાં કહેવાસોરે. આપ્યા જવ જગતનુ બે બીજરે ક્રસ્ન બળીરામરે, દેખી સરવ પામા રીજ અવીચળ ધાંમરે. હુંતો આવ્યો તમારે ઘેરરે થઈને કુમારરે,કરવા ભક્તના ઉપર સાહ્ય દુષ્ટ સંહારરે. સંઘ કહાડ્યો સઉ ગોપ વીરરે આરાસુરી આવ્યારે, જ્યાંછે કોટેસ્વર સરસ્વતી તીર ક્રસ્નને લાવ્યારે. માને પારે નમાવુ બાળરે માનતા કીધીરે, પારે ચાચર ઉતરાવ્યા વાળ આસીકા લીધીરે. ઊમરે ચાંલ્લા કીધા છે સાતરે જસોમતી માયરે, જુગોજુગમાં વાત પ્રસીધ ભાગવત ગાયરે. એવા પડછા પ્રગટછે અનેકરે જગત સઉ જાણેરે, માની જુગ

આચારાચરે છાપ વેદ વખાણેરે. ગુજરાતના દીવાન નાગરેનાતરે સંઘ શામળજી આવેરે, ભાતભાતના મેવા પકવાન ભેટસારૂ લાવેરે. પોરવા દાંતે રાણાને ટેકરે ડુંગર ચડીઆરે, વડછાયા દેખીદેવી ધાંમ ડંડવત પડીઆરે. જેજે ઉદો અખંડઆઇરે ચાચર માનારે, કરે ગાંનતાંન માન માલ ધ્યાન ઉમંગ રંગરાતારે. હવનહોમ બ્રંમભોજન પુજાપાટરે દાન દક્ષણા દીધીરે, અંબે આગળ ભવાઇ તે સવાઇ ગુણગાઇને કીધીરે. એવા સંવછર પ્રતી નીમરે કરી જાત્રાયરે, જેવું અંબા ચરણ પર પ્રેમ ફળ તેવુ થાયરે. કરજોડીને કહે જદુરામરે અંબીકાનો દાસરે ગાય ગરબો તેના પુરે કામ મનની આશરે. સંપુરણ.

---

રાગઉપરપ્રમાણે.

દેવી આરાસુરી દરબારરે શોભે સારોરે, તેની શોભાનો નહિ પાર જળહળતો પારોરે. ૧. વરણવ કરતાં નાવે પારરે સુકહુ મુખથીરે, માજી બીરાજેછે આરાસુરે અખંડ ચાર જુગથીરે. ૨. લલાટે સોહે મોતી પરવાલરે ચુનીઓ ચલકેરે, શોભે નંગ તે રતન અનેક બહુ હીરા ઝળકેરે. ૩. કોટે સોહે સોનાનો હારરે શોભે બહુ સારોરે, દરશણ દેજો તે અંબા દયાલ સફલ થાય જનમારોરે. ૪ હાથે સોહે સોનાની ચુડીરે કંકણ શોભે સારૂંરે, મોટા અનેક વિઘન દુર થાય મુખ જોએ તારૂંરે. ૫. માએ પેહેરી તે ચુદડી રસાલરે ચરણેચોળીરે, અબીલગુલાલ રંગરોળ કેશરમાં બોળીરે. ૬ માજી બીરાજેછો ઉગમણે ગોખરે પછમદવારરે, દક્ષણ વાંમને બટુક બે વીર ભૈરવ નાથરે. ૭. પાંચ જોતો અખંડ છે આદરે શોભાયમાન સારીરે, હોમહવન ઘણા તાં થાય ફળ શુભકારીરે. ૮ બીરાજ્યાં સિંહ સ્વારી માતરે ત્રીશુળ ગ્રહી હાથરે, કઇક દઇતના લીધા પ્રાણ જુગત વિક્ષાતરે. ૯ જમણા સોભે ગણપતી મહારાજરે ડાબા વહેરાઇ માતરે, પાછલછે અજાવડી માત સામો ભોળોનાથરે. ૧૦ માને સામી કલોધર વાવરે ભરપુર પાણીરે. તે પીએછે જાત્રાળુ લોક હરખ આણીરે. ૧૧. જાતાં દરશણ કારણ આજરે મોટા હરખેરે, પરથમ દરશણ ખોડીઆલ માત થાતાં

કરજોડી નરએરે. ૧૨ માનશરોવર વિખ્યાતરે નીરમળ પાણીરે, નાહે પ્રાચીત તહી જાય ઉમંગ મન આણીરે. ૧૩ ત્રણમઈલ કોટેશ્વર ગામરે ચારજુગ કેરૂરે, મહાદેવ કોટેશ્વર ધાંમ સીખરબંધ દહેરૂરે. ૧૪ નદી સરસ્વતી કેરે તીરરે જુગતીછે સારીરે, જાત્રાએ આવેછે દેશદેશના લોક નરનેનારીરે. ૧૫ નંદજીને ગલા અજગરે તાહ જગોએ કીજેરે, શાસ્ત્ર પુરાણ દેછે શાખ વરણોચાર લીજેરે. ૧૬ કરજોડી શેવક ચુનીલાલરે કરગરી કહેછેરે, નીચો નમી કરે નમસ્કાર વારણા લેછેરે. ૧૭

લાવણી.

આરાસુર આશરમ જુનુંકે, આદ્ય શકત બેઠે આસંન. જયજય કરે નરનારી બાલહાજર બંદગી કરતે દરસંન. ટેક, ભરત ખંડએ ર જાબુદ્વીપમે દાંતાગીરી આરાસુરી ગામ. માત જાગતી જોત બિરાજે નવખંડોમે જાહેરનાંમ. આરા. ૧ પ્રતક્ષ પડછા હે દેવીકા મનવાંછીત જો પુરે કામ, આપે ધન લક્ષમી જસવિયા પુત્ર મિત્ર સુખ મા દેવે નાંમ; એશી અંબા આદ્ય ભવાંની દુષ્ટ રીપુકુ કરે નાસંન. જયજય. ૨ તિન જોજન પર્વતકા ચડાહે; ઉસપર જગા બની રસાળ, કાકહુ તારી ફઉસકીલ્લિકી ચારોતરફ પકી ધરમશાળા. આસપાસ આરાસુર નગરી બીચ દેવલ પર ઉડે રૂમાલ. સનમુખ દેખો. વાવ કલોદરે, જ્યાં બૈઠે ભઈરવ ભોપાલ, દરવાજેપર બજે ચોઘડીએ, ચડી ભવાંનીસીંઘાસન. જયજય. ૩ અજબખના મંડપ માતાકા, વીર ખેલત સબ ચાચરે, સુંદર છબ દેવલકી ન્યારી ઉસપર સોનેકા શીખર; ગરજે ગંટ ઘડીઆળ સારંગી બજ બજ નોબત નરઘે મીલકર. સંત આરતી ધરે દેવીકી, આદીનહો કરતે જાતર.રૂશી મુની ઈંદ્રાદીકબ્રહ્મા કરતે માતકા ઉપાસન.જય.૪ કરદસન અંબાકા સત જન ગયે ધાંમ,જ્યાં કોટેશન. અવલ માંનશરોવર નાએ, ફીર નાવે ગંગા અંદર, વસે જાતરૂ લોક સબીલે ફલ અક્ષત ચડેગબર; જ્યાં આસન આદ્ય માતાકા, નીસંક બૈઠ નીવરાતરે. જયજય. ૫. ભઈ પરસંન રાણાકુ અંબીકે, દીયા દેવીને રાજ્યાસંન. આરાસુરી કે ચરણ જાએકે દીયા દરસંન, આ

રાંમ પાયા આદ્ય શક્તિ ત્યાં અંબે બીરાજે અકલીત ગબરકી છાયા, રસાલગીર ઉસ્તાદ હમારે જીનકુ પરસંન મેંમાયા. કહે કવી ગણપતરાંમ વીપ્ર દેવીકા દરસંન કરઆયા. પ્રગટ ભઈ જીસદિન દેવી ઉસદીન નહી હોતે ઇંદ્રાસન. જયજય. ૬

### ગરબી.

સુણો સામળા હું તમ માટે ઘેલી થઈ જો. 'એ રાગ'

અંબે માતના પરતાપથી નથી કમીજો, મારૂમન સાક્ષાત્પાવલે રહ્યું નમીજો; અંબેમાતાના પરતાપથી નથી કમીજો. ૧ મંત્ર તંત્ર જંત્ર જાંણતો કશું નથીજો, આઈ ધાંમ નામ આવી અંગમાં વશીજો, અંબેમાત. ૨ નથી ગર્વ સર્વ જંનથી હું રાંકછું જો; બાળા બાઇની સગાઇથી નીસંકછુજો, અંબેમાત. ૩ થઓ અંગમાં ઉદય તે દયાવડેજો. મુલા ધારથકી ધામની ખબર પડેજો, અંબેમાત.૪ દલ ચારનુ કમળ વેચ વરણનુજો, ત્યાંતો સુખ ગણનાથના એ શરણનુજો, અંબેમાત. ૫ દેહ દેવલમાં દેવની બની ગતીજો; ખટ પાંખડીના પદમમાં પરજાપતીજો. અંબેમાત.૬ મણીપુર સુર નુર તેવડે થકીજો, હરી ધાંમમાં તે લક્ષ્મી જાંનકી જો. અંબેમાત. ૭ કડણ કરમ પાસનાશ શીવજી કરેજો, બાર તારને આધાર ચાર ત્યાં ફરેજો. અંબેમાત. ૮ આદી સોળકળા કંઠ તે વરી રહીજો; વાંણી વૈખરીતે શબ્દને ધરી રહિજો, અંબે. ૯ સોહંકારને સમારે અજપા જપેજો. દલ જુગલમાં તેજ વણનુ ખપેજો. અંબે. ૧૦ મુલાધાર એમહી ઉપર આકાશછેજો, મહા ધાંમમાં ગુરૂતણો નીવાસછેજો, અંબે. ૧૧ એવું જ્ઞાનનુ ગગન મેતો ભાળીયુંજો, તેના પુન્યવડે પાપને પ્રજાળીયું જો. અંબે. ૧૨ એમ જાણીયુ મે સુખ મહા માણીયુ જો, અંગ આપણામાં તીરથ સૌ આણીયુજો. અં.૧૩ ઈંડા પીગલાને મધ તે મોટી નદીજો, તેના સ્નાનવડે નીરમળ થયું રદેજો. અંબે. ૧૪ માટે વાણી તારી જાણી લેજો જય સહીજો; માટે આપનાવીના તે બીજુ કો નહીજો. અંબે. ૧૫ મારા હાથની ફેરવણી ફરે બહુજો, મુદ્રા ન્યાસને ઠેકાંણે જાણજો સહુજો. અં.૧૬ ભક્તી પેટમાં પ્રગટી પ્રેમ રક્ષણાજો. મારે ચાલવુતે આઈને પ્રદ-

ક્ષણાજો, અંબે.૧૭ પાપ પુન્યનુ સકલ ભરી મનમાંજો; હબીમાંન પશુ હોમીપો હવનમાંજો, અંબે. ૧૮ ચીત વહનીમાં સારી કરી વીભુતીપોજો, જમુ કોળીઓતે આઇને આહુતીઓજો. અં.૧૯ કરૂસયન તે દંડવરત કારણેજો,કાંમ કળા આઈ ઉપર હું વારણેજો. અં.૨૦ દેહ ભંગનો રંગ કામ દેવ સોજો, જેવી સેવીદવી તેવી લીલા પાંમશોજો. અંબે. ૨૧ ફળ સકળવળેછે. ચંડી પાઠનુજો. જુઠ જાણસો મા કવીતાના ઠાઠનુજો. અં. ૨૨ પુત્ર પારણાની ઘેર નીત ઘુંમડીજો, જીવે વર્ષ તે બીસેસ આઈ છો ધણીજો; અંબે. ૨૩ ગરબો ગાઅને પુજો પદ આઇનાજો, ધંનવંતરનાં વચન વધાઇનાજો. અંબેમાતના પરતાપથી નથી કમીજો. ૨૪

### લાવણી.

પરબતમાં પરગટ બીરાજે, દેવી અંબે ડુંગર વાલી, રાંણા સાહેબ કુ રાજ દીયા મા મોજ કરાતી મતવાલી. ટેક. કરકંગન ત્રીશુળ બીરાજે સિંહ સ્વારી છબિ પયારી, શીશ છત્ર મોતનકી માળા નવ રતનુકી નથ ન્યારી.૧ ભાદુમે ભરતાહે મેલા છાયા બની સંઘકી ભારી, દરસંન કરકે આતીદુનીયા સાધુ સંત ઓર સંસારી. ૨ જુલે જુમતી જરૂર જાણો વાઘ ગુપત બસે ગબરવાલી, રાંણા સાહેબકુ રાજ દીયામા મોજ કરાતી મતવાલી. ૩ નાગર નીત પ્રતી નરેત કરતાહે દેવીકો આદરમાને, માજીકાહે મહિમા ભારી, તુરત મઈયા ઉસકુ તારે, મઈયા પાલે પ્રીતી કર વિચિત્ર પુરણ પવીતર ગત ગુણવાલી. રાંણાસાહેબકુ રાજદીયા મા મોજકરાતી મતવાલી. જસવતસંગજી જગજગ જીવો જસફેલો જગમે સારે, કલજુગમે નામ કરૂણા કહાંવી, ફેર લીયોહે અવતારે; રાજાઓકે બીચ મે રંગ તુમેરે દાંતે બડે દેવે દાને, ખરે ગુનેકુ ખુબ પિછાને, સબકા કરતે સનમાંને. દયા દેવીકી દાંતે પુરહે, પુરણ કરતે પ્રતીપાલી. રાણાસાહેબકુ રાજદીયા મા મોજ કરાતી મતવાલી. ૩ મોહોબતસંઘજી મરદ બડેહે સુઘડ સનેહી સીરદારે, મોજ સમુદરસે મદમાતી બાકી, છબકી બીલહારે. રતનસીધતો રતનમણીહે ટેક બહાદુરી તલવારે. ચંદ્રબદનકી ગ્રોત જુલક રહી ગીદ ગુલાબી ગુલજારે, દૈતનકી દેવી

હેદલની મહીષાસુર મરદન વાળી. રાણા સાહેબકુ રાજદીયા મા મોજ કરાતિ મતવાલી. ૪ ભીમસંગ ભાઇયનકું પ્યારે; ભરી ભલાઇ ભરપુરે, બુધસાગર ઓર બડે વિવેકી સમજનાર સાંમરથ સુરે, હમીરસંગકી હદ હુંશિયારીહે પાટવી પુત્ર પ્રાક્રમ પુરે, ગ્રાહક ચાતુર ચંચલહે હજુરેકુ હરદમ પ્યારે, સબ ભાઇનકા સાથ સલામત રેહે જાવ ઉનકી પ્રતપાલી, રાણાસાહેબકુ રાજદીયા મા મોજ કરાતી મતવાલી. ૫ રાસજીઠાકોર રંગમેભિને ફુલજીઠાકોર ફતે બાહાદુર; એ દોનુપર પ્રેમ સનેહી ચાતુરકુ કરતે યાદર. પીતાંબર ભાઇ દીવાંનદાંને રાજકાજમે રચે રેહો. બાવીદકે દીલ ખુબ બસેહો હજુરકી મરજીમે રેહો, નાયક મોહન લાલકુ ખુબ ખ્યાલ બનાયા કુરણા કરમા કીરપાલી. રાણાસાહેબકુ રાજદીયા મા મોજ કરાતી મતવાલી. ૬.

ગરબી.

આરાસુરમાં બીરાજે અંબા. ટેક. ભવતારણ તુ આદ ભવાંની જગતકર્તા જુગત અંબારે, આરાસુરમાં બીરાજે અંબા હાંરે આરાસુરમાં બીરાજેઅંબા. ૧ સિંહઅસવારીને ત્રીશુલ સજાવટ દહીત દહની જુગતઅંબારે, આરાસુરમાં બીરાજે અંબા હાંરે આરાસુરમાં બીરાજે અંબા. ૨ જ્યાં જ્યાં ભીડ પડે ભગતોને ત્યાં રખવાલી જુગત અબારે, આરાસુરમાં બીરાજે અંબા. ૩ ચઉદભોવન માજી ગટગટ વ્યાપી, જેહે તુઠે જુગત અંબારે આરાસુરમાં બીરાજે અંબા. ૪ મુકતી આધાર દેવી મહંમાયા તારણી જગત જુગત અંબારે આરાસુરમાં બીરાજે અંબા ૫ કરજોડી ફુલજી કહેતહે તારો આધાર જુગતઅંબારે. આરાસુરમાં બીરાજે અંબા. ૬

ગરબી.

લટકાળો રે ગીરીવર ધારી એ રાગ.

ડુંગરમાં દેવી વસીયાં. ટેક. માનો ચારખુટમે મા રચીયારે ડુંગરમાં દેવી વસીયાં. ખડગ ત્રીશુળ માને હાથ બીરાજે સીંહસવારી મધ્યા સજીઆરે ડુંગરમાં દેવી વસીયાં. ૧ હવન થાયને મંગલ ગાવે મંડપમાં રચના રચીઆરે ડુંગરમાં દેવી વસીઆં. ૨ દેશદેશકે સંગ જાત્રાલુ દરશન કારણ આવે ધસીઆરે ડુંગરમાં દેવી વસીઆ. ૩ નાગર નીત પ્રત નરત કરતહે અમે આગે નાચનચીઆરે ડુંગરમાં દેવી વસી-

આં.૪ ગરૂડ સવારી મઇયા ગબર જાતાં આગે ભૈરવ રંગરસીયોરે ડુંગરમાં દેવી વસીઆ ૫. ચાચર નરનારી ગરબા ગાવે કુમકુમ કચી મઇયા મચીઆરે ડુંગરમાં દેવી વસીઆ ૬. કનક કલસ માને દેવલ શોભે ધજા ફરૂકે જરકસીઆરે ડુંગરમાં દેવી વસીઆ ૭. દીપકજોત અહો નીસ દીપે હીરા રતને જગમગીઆરે ડુંગરમાં દેવી વસીઆ ૮. દરશન જુગત અંબાના કરતાં દુખદાલીદર સબ ખસીઆરે ડુંગરમાં દેવી વસીઆ ૯. કરજોડીને દાસ કહેતહે અંબા અલબેલી રંગરશી-યારે ડુંગરમાં દેવી વસીઆ. ૧૦.

## ગરબી.

આદ્ય અંબા તુજને આરાધુરે હુતો અહોનીસ ગુણ તોરા સાધું, આદ અંબાતુજને આરાધુરે ટેક. ચુદડી પેરી માએ ચરણે ચંપાથીરે વળી ચાલંતા લેકાતી. આદ અંબા તુજને આરાધુરે ૧. મોડ સોએ સોનાનો માથે, હેમવળી બહુ શોભે હાથે. આદ અંબા તુજને આ-રાધુરે ૨. મોતીની વાળી પહેરી મદમાતી, માજી દેખંતાં દુખ નાખો ટાળી. આદ અંબા તુજને આરાધુરે ૩. જડીત્ર જુમણાં માને કાને ઝલકે, પાયે ચાલંતાં નેપુર ઠમકે. આદ અંબા તુજને આરાધુરે ૪. હાર હિમનો હઇએ બીરાજે, તેમાં નંગ જડીત્ર છાજે. આદ અંબા તુજને આરાધુરે ૫. કેશર આડે કરી બહુતાજુરે, તેની શોભા કહુસી આનુરે આદ અંબા તુજને આરાધુરે ૬. વદન સાંમ પર જાઉ હું વારી, માજી દીસોછો મોરારી. આદ અંબા તુજને આરાધુરે ૭. મોતી ભણે મુજ મનમાં વસજો, કુડકપટ અંતરથી તજજો. આદ અંબા તુજનેઆરાધુરે ૮. સંપુરણ.

## ગરબી.

મન પ્રસન થઈ પ્રોડ અંબેઆઇરે મુજ મનના પુરણ કરો હેતે ગુણ ગાઇરે. ૧ શ્રી અંબા અંબા એક અવર નહિ માઇરે, મને કીરપા કરીછે માત સુખસુખ જોઇરે. આમાહાતમ મોટુ એક કુ-ળીમાં કહીએરે, હમે માના ચરણે ચીત ધરીને રહીએરે, નરનારી મુરખ જેહ દેવ નવ વંદેરે. આદ ઇશ્વરી અવનીમાં એક તેને જે નંદેરે. જેને કષ્ટ પાંમસો દેહ સુણ કહુ સાચુરે. આઈ અમરત

ટોળીદેઈ વિખ નવ રાચુરે. ૪ મને કીરપા કરોછે માત સુત સરવ જોઈરે. મોતી ભણે જુઠી માયા પરમાણુરે. ૫.

### ગરબી

શ્રી અંબે ચરણે નમુરે અલબેલી. મા આજ કારણુછે જેહ અંબા અલબેલી. ૧ પ્રાક્રમ જેનુ પ્રૌઢછેરે અલબેલી, જેના વેદ કરેછે વખાણુરે અંબા અલબેલી. ૨ ત્રીલોક જન તારવારે અલબેલી, રૂડાં ધરચાંછે ચોસટ રૂપ અંબા અલબેલી. ૩ સુરજ કોટી મુખ શોભતારે અલબેલી. ૪ મા નમીઆ સુરીનર ભુપ અંબાઅલબેલી. ૫ શસ્ત્રભુજા જેને શોભતારે અલબેલી. ધરા આયુધ વીવીધ વિચાર અંબા અલબેલી. ૬ વાઘસ્વારી બીરાજીઆરે અલબેલી. મા કરવા ભક્તી કાજ અંબાઅલબેલી. ૭ પ્રીત ધરી પરમેશ્વરીરે અલબેલી. ભલી રાખી ભગતની લાજ અંબાઅલબેલી. ૮ ત્રીશુલ ધરચું ત્રીપુરે શ્વરીરે અલબેલીમા. અસુર સંઘારણકાજ અંબાઅલબેલી.૯ મોતી ભણે પુરણુ માતરે અલબેલીમા રાખો ભવોભવ લાજ અંબાઅલબેલી. ૧૦

### ગરબી

ગેરી ગેરી અંબીકામા ગરબેરે, ગાએ સુરતણો ભરી સાંચરે. આદ અનાદ થકીનારાયણીરે ૧. તાલ માન્યમાં કરી તાલી પાડેછે પ્રેમ માન્યમાં ધરેછે પાએરે. આદ અનાદથકી નારાયણીરે.૨ નવી નવી ભાતના નેણા નચાવે, પ્રેમે હાથ લટકો કરેછે માતરે, આદ અનાદ થકી નારાયણીરે. ૩ દીપક તેજ અંગ અંબીકાનુ દીપેરે, તેજમાં તેજ ન ભાસેરે, આદ અનાદથકી નારાયણીરે.૪ સુરજ કરણસોભે ગરબો સીર, શોભે અતી ઘણો તેનો અજુવાસરે, આદઅનાદ થકી નારાયણીરે. ૫ નાદ સુણી દેવ આવીયારે નમીઆ વાંસલી વીસન વિસારીરે, આદ અનાદ થકી નારાયણીરે. ૬ વિશ્વ જોઇને સરવે વિશમે થયુંછેરે. ધનધન કહે મુખ માતરે આદ અનાદ થકીનારાયણીરે. ૭. મોતીરામ શરણાઇએ રહીએ મહંમાંયા જાણ અલબેલી માત ઉચારીરે, આદઅનાદ થકી નારાયણીરે. ૮

## ગરબી

નીતનીત નોબતો વાગેરે વિસંભરી દરબાર. ૧ અમર અસ્તુતિ કરેરે આમટા ઊભાછેરે સમાજ. ૨ કોઈ કીરતાર કહેરે કોઈ કહે દેવનો દેવ દાતાર. ૩ કોઈ બ્રંમ ભેદ કહેરે કોઈ કહે વિશ્વ પતીછો વિદાત.૪ કોઈ અખંડ એક કહેરે કોઈ કહે બ્રણપોશ્રણની બાત. ૫ કોઈ સરવે રૂપ કહેરે કોઈ કેહે મણિ તણી છો માડી. ૬ અનેક ભેદ ઓચરેરે નીરમળ વચન નવે મુખથી. ૭ ધન ધનધ્યાંન ધરેરે દુર થાએ તરસના તણે દુખથી. ૮ મંમાયા પાસે માગતાંરે રાખજો રજ ચરણ બિંદુ રાજી. ૯ મોતી સુખ પાંમસુરે હવે તમે મેહેર કરો માતાજી ૧૦.

## ગરબી.

એતો ખુબ કરીને ખોલુરે આદછે અંબિકા.૧ સારી દુનિયાનુ કારણ ડોલુરે આદછે અંબિકા. ૨ એતો પ્રેમે કરી પ્રકાશુરે આદછે અં-બિકા,ભલુ રૂપ ભવાંનિનુ ભાલ્યુરે આદછે અંબિકા. ૩ એતો શાસ્ત્ર જોઆં સરવ સોધીરે આદછે અંબિકા, જહાં જોઇએ ત્યાં વાદ વિરોધીરે આદછે અંબિકા. ૪ પ્રથવિમાં તે પંથ અનેકરે આદછે અંબિકા, અવનિમાં તે ઇશ્વરિ એકરે આદછે અંબિકા. ૫ નૌતુ તા-રા મંડળનુ તેજરે આદછે અંબિકા,નતો ભવન ચઉદનો ભેદરે આ દછે અંબિકા. ૬ સુર ચંદ્રનતા તેની સાખરે આદછે અંબિકા, દે-વિ નતાં એકા એક દાખેરે આદછે અંબિકા- ૭ આખા અખિલ બ્રંમાંડ નિપાવ્યારે આદછે અંબિકા,જોગમાયા જુગત સરવે જાયારે આદછે અંબિકા.૮ હેવી આદ આનંદીની રીતરે આદછે અંબિકા; લખિ અંબા તે લેહેરી લલીતરે આદછે અંબિકા. ૯ ભણે મોતિ ભવાંની ભલારે આદછે અંબિકા, સારી દુનીયાનાં દુખડાં ટાળ્યાંરે, આદછે અંબિકા. ૧૦

અથશ્રી માતાજીની સ્તુતિ લખીછે. આરતી.

જે અંબે ગવરી દેવી હર મંગળ મુરતી, અંબેજીકુ સબજુગ ધાવે, બ્રહ્મા હરસમરે, જે અંબે ગવરી ૧ હાથમે કંકણ કાંનમે કુંડળ નાકમે મોતી, દેવિ નાકનમે મોતી. કોટીક ચંદ્ર દયાકર તીનકી સબ જોતી. જે અંબે ગવરિ. ૨. રગત સમાન કળેવર રગતામલ રાજે

દેવિ રગતામલ રાજે.રગત કસુબલ માળા કંઠ પરછાજે. જે અં-બે ગવરી, ૩ માંસીંદુર બિરાજે ટીકો અગમનકો ટીકો, અગમન કો નીરમળ હે દોએ નેણાં નીરમળ હે દોએ નેણાં; ચંદ્રબદનનીકો જે અંબે ગવરી. ૪ એતી માજીકી આરતી ભકિત નીત ઠઉ પલ ગાવે ભણેત સીવાનંદ સામી ઇછા ફળ પાવે, જે અંબે ગવ-વરી. પ દે હરમંગળ મુરતિ અંબેજીકુ સબ જુગધાવે બ્રંહ્મા હર સમરી. જે અંબે ગવરી.

અથશ્રી અંબાજીની સ્તુતી લખીછે.

પ્રરથમ દેવીજીકો સમરણ કીજે, રદગ્યાંન પરકાસી તંમ શી દેવ દિક્ષા દોને,માઇ શ્રી ચંડી ચરણ પરણામ હે, અંબે માકે ચરણ પરણાંમહે.૧ દેવહાથ ત્રિશુળ સંદુર સોઇએ ખડગ ખપર ધારણમાહે. સીહ ચડી દેવી દેવ રણમે જોગર જૈ શ્રી ચંડી ચરણ પરણાંમહે, અંબેમાકે ચરણ પરણાંમહે. ૨.દેવી કુન જુગમે સતી સિતા કેવાંણિ કુણ જુગમે દેવી ધરૂપદા કુણ જુગમે મઈઆ તુળજા જે કહી કુણ જુગમે દેવી, કાળકા શ્રી ચંડી ચરણ પરણાંમહે, અંબે માકે ચરણ પરણામહે. ૩ દેવી સત જુગમે સતી સીતા કેવાંણી દ્વાપર મે દેવી ધ્રુપતા. ત્રેતા જુગમે તુલજા કહીએ, કળજુગમે મઇયા કાળકા દેવી, કુણકે ઘર સાવંત્રી કહીએ કુણકે ઘર લક્ષમી, કુણકે કુણકે ઘર અરધંગી ગવરી શ્રી ચંડી ચરણ પરણાંમહે. અંબેમા કે ચરણ પરણાંમહે. પ દેવી બ્રમા કે ઘર સાવંત્રી કહીએ વિસ્નુ કે ઘર લક્ષમી.શ્રીમાહા રૂદ્ર ઘર અરધંગી ગવરી શ્રી ચંડી ચરણ પરણાંમ હે અંબેમાકે ચરન પરણાંમહે, ૬ દેવીકાહે કારણ ભઇ જરણી કાહે કરણ ભારજા કાહે કારણ ભઇ દેવી, કાહે કારણ કાળકા શ્રી ચંડી ચરણ પરણાંમહે અંબેમાકે ચરણ પરનાંમહે ૭ દેવી જનમ સુધારણ ભઈ જરણી શ્રેષ્ટ કારણ ભારજા. પુજાકારણ ભઈ દેવી અંતકાળેકી કાળકા. શ્રી ચંડી ચરણ પરણાંમહે. અંબેમાકે ચરણ પરણાંમહે૮. દેવી સેથે સિંદુર લલાટ જળકે હીરા રતન જડાવ તંમ, ચરણ ઘુઘરૂ નાદગરજે શ્રી ચડી ચરણ પરણાં મહે. ૯ એતી માઇજીકી આરતી પડત ગુણ તે મોક્ષ. મુકત ફળ

ભાવતે નમસ્તે નમસકાર; શ્રી ચંડી ચરણ પરણાંમ હે, શ્રી અંબે ચરણ પરણાંમહે.

પદ.

નારાયણ નરસિંહ નસેતમ, પુરષોતમકો ધ્યાનધરો એરાગ,
નારાયણી નવરાત્રી રમવા, જમવા સરવે આવોરે; ટેક.
કાળી કલ્યાણી કમળા કામી, કામેશ્વરીને બોલાવો;
ચાંમુંડા ચંપક વરણી મા, ચંડીને ઓળખાઓરે. ના. ૧
બાળા બહુચર તુળજાં દેવી, નવ દુરગાને લાવોરે;
થાળસમે પુજન કરે દેવો, હરિહર વેદ ભણાવોરે. ના. ૨
ગંગા જમુના સરસ્વતી મા, હિમ કળસ ભરાવોરે.
કુંમકુમ કેસર પુષ્પ અરગચા, ધુપ દિપ સળગાવોરે. ના. ૩
થાળ ભરી અમ્રત સહિતની, વિવિધ પકવાન અપાવોરે;
ખારૂ ખાટુ તીખુ સરવે, લાવુ માજી ધરાવોરે. ના. ૪
ચોસઠ જોગણી ચારે દીશાથી, એનોને તેડાવોરે;
એક બરાસ કસ્તુરી સાથે, તાંબુલ મુખમાં ધરાવોરે. ના. ૫
ત્રપ્ત થઈ ઊઠ્યાંછે માજી, પારણા કરી મન ભાવોરે;
બ્રાહ્મણ ભોજન કરે રાજી, મંડપ મંગળ ગાવોરે. ના. ૬
આરા સુરમાં આપ બિરાજો, ડુંગર માજી ચડાવો;
અમર દેવ ત્યાં સ્તુતી કરેછે, દુનિયામાં ડંકા વગડાવોરે. ના૭
રંગીલો રંગમંડપ થાએ, મહેલે હાથા દેવડાવોરે;
નર નારી નાગર બાલાજી, સનમુખ ગરબા ગવડાવોરે.ના. ૮

શ્રી અંબાજી સતછે શ્રી ભેરવનાથ સતછે.

મંગલકી સેવા સુણો મેરી દેવા, હાથ જોડ તેરે દ્વાર ખડે; પાંન સોપારી ધજા નાલિએર, ચુંદડી તોરી ભેટ ખડી, જગતઅંબા મ-કર વલંબા સંતનકે પ્રતી પાળકરો, સંતન પ્રતી પાળી સદાખુશાલી જેકાલી કલ્યાણ કરો. ૧ બુધ વીધાતા તુ જગમાતા મેરા કાંમજ સિધ કરો, જગતે અંબા મકરે વલંબા, સંતનકા ભંડાર બરો. ૨ વિર વિરે સબ જુગ મોહાયા બ્રંહ્મા વેદ બણે. દ્વારે. સંકર ધ્યાન લગા રહે

નારદ ગાન કરે પારે, જગત. ૩ સુકર સુખદાઈ સંત ખડે જે કાર કરે, પલમાં સંકટ દુર કરે, મા દુશમનકા એ હાલ કરે, જુગત.૪ વાર સનીસર સોભા વરણુ, તરણુ અનોપન રૂપ ધરા. દેવી હોકર દાંનવ મારે ચુંડ મુંડ ચક ચુરકરેચા, જગત. ૫ આદીતવારે આદ્ય કુવારી જાણે આપણકા દુષ્ટ હણા. ક્રોધ કર કર દાંનવ મારચા રક્તબીજકુ ભસ્મ કરેચા, જુગત.૬ શોમ શોભા વધારો મેરી માતા સંત ખડે જેકાર કરે, ઝાઝાં સંતન ભીડપડે ત્યાં આવી રખવાળ કરે. જુગત. ૭ નવે નોરતાં બેઠાં મોરી માજી દશમીકુ સંમપુરણ ભયા, દસમ દસાકી ચડે ભવાંની, શીર કંચનકા છત્ર ધરા જુ. ૮

## ઠુમરી.

તુતો અંબે કે ચરનકી કર શેવા, જનમ મરણકે દુખ જાવે, તુ અંબેકે ચરનુંકી કર શેવા. ટેક. જુગતંબાકો નામ નજાણ્યો, જપે નાંમ બ્રમાંદીક શીવ જેવા,જનમ મરણકે દુખ જાવે,૧ શ્રી અંબેકે ચરનું કી, કર શેવા ૧ જંજાળ મે તુ વળગી રહચો; લખકીટ પતંગ અ-વતાર લેવા. જનમ. ૨ ભવસાગરમાં તુતો ભુલો પડ્યોછે, અવસર નહી આવે ફેર એવા, જનમ. ૩ કહેત દેવીસંગ અંબે કૃપાળુ. માગુ મુકિત ફળ અમરત મેવા જનમ મરણ કે દુખ જાવે. ૪

## બીજી.

મેરો અંબે ચરણ ચીત લાગ્યો, મેરો ભવસે જનમ ભાગ્યો. ૧ અં બે માતછે. ભક્ત આધારણ મુક્તિ વચમ વર માગે મેરો અંબે ચરણ. ૨ ઓર ઉપાએ કછુ કામની આવે; મોહો મુમતા સબ તાગો. મેરો અંબે ચરણ. ૩ માત પીતા દારા સુત બંધુ સંગ ચલે નહી કોઇ સાગો, મેરો અંબે ચરણ. ૪ કહેત દેવીસંગ અંબે કીર-પાળુ, મુક્તિ વચન વર માગો. મેરો અં. ૫

## અંબા તમે.

નાથ તમે તુળશીને પત્રે તોળાયા. 'એ રાગ'

અંબા તમે રમવા જમવા આવો, નવદુરગાને સાથે લાવો. અંબા૦ ટેક.
પ્રેમ ધરી હું લાગુછુ પાએતો, કાળી બહુચરને બોલાવો,

બોજી બેનો ચારે મળીને, અલબેલી અંબા તેડાવો. અં. ૧
માત ચડી સિંહાસન બેઠાંછે, સિંહ ચડીને પળાવો;
હિમતણી મા પાવડી પેરી, ઠમ્મ ઝુણણ ઠમકે આવો. અં. ૨
આવ્યાં જાણી સહુ વારણા લેછે, અંમર ઓપીતા પહેરાવો;
આવી સુંદરી શણગાર શોભિતો, અમર દેવ મોહાવો. અંબા. ૩
પુજા કરી કુંમકુમ કેસરેતો, ધુપ દીપ માજી કરાવો;
થાળ ભરી સામગરી ધરીછેતો, ટાટ ભરી મંગાવો. અંબા. ૪
કનક કચોળે મદ થયો આનંદ, મંડપ ગોગરડે છાવો;
ચંદન અગરે તગરે મળી થાય ધુપ, શોભે નઉતમ માવો. અં. ૫
બાળ સ્વરૂપે મધે મા બેઠીતો, ગંગાજળ ઝારી ભરાવો.
પાસે ઢાળ્યા સોના બાજઠીયાતો, સિંગાસન આપ પધારો. અં. ૬
બારૂ બાટુ મીઠું દીઠું સરવે, શાક પાક મુકાવો;
ગળ્યું તળ્યું તિખુ પકવાનતો, માજી સરવે અણાવો. અં. ૭
થાઓ પૂરણ તૃપ્ત મળીને, તેજાના મુખ કરાવો;
બેક બરાસ બિડી પાંનની, ચાવે ભાવે ચવડાવો, અંબા. ૮
આરતિ કરી લઉ હુવારણા મા, ઘણણણ ગંટા બજાઓ;
આવ્યા દેવ દરશણને સરવે, ઉદો કહી ફુલ વરસાવો. અં. ૯
આનંદ ઓછવ થાય રૂપાળોતો, સકળ સભાને તેડાવો;
આવ્યો આરાસુર માજી પાળોતો, નરનારી ગરબા ગાવો. અં. ૧૦
મંડપ મંડળ અદભુત દીસેતો, નાગર બ્રાહ્મણને બોલાવો;
મદ ભરી માત આશ પુરેછેતો, રંગ રંગીલા રમાવો. અં. ૧૧
કરગરી કરગરી પાયે હું લાગુછુ, મુજઘેર આનંદ આવો;
પરખી હરખી નરખી નજરેમા, જંજાળ મરણભે ટળાવો. અં. ૧૨
ધન ધન આજનો દીન હુવોછે, ઘેર ઘેર અતર વાવો;
જેજેકાર હુવોછે જગતમાંતો, બાલાજીપર હાથ ધરાવો. અં. ૧૩

## રાગ હોરી.

હોરીકે દીન અંબા આઇ. ટેક. જગત જનુનીએ જનમ દીનો,
પુજનકાજ બોલાઈ, મૈયાપુ, કુમ કુમ ચંદન અગર તગર ધુપ;
અબિલ ગુલાલ ઊડાઈ, સાથે બાળા બહેન બોલાઈ, હોરી૦૧

સિંગાસનપર બેઠી અંબે, વેદ વિરંચિ ભણાઈ, મૈયા વે૦
આંન તાંન ઝાંઝર ડફ બાજત, કેસર ગાગર ભરાઈ;
એક એક પે દોડી આઇ, હોરી૦ ૨
હોરીકે દીન ચાચર મંડપ; ચીર ચુંદડી સોહાઈ, મૈયા ચી૦
પાએ નેપુર અણવટ વીંછુવા; અંગ ઘરેણા ધરાઇ,
ઉમંગસે પાંન પિલાઇ, હોરી૦ ૩
દોડત ચાચર ચોસઠ જોગણી, દેવ સકળ મોહ આઈ. મૈયા૦
ફેર ફુદડી ફરત આદશગે, ઉદો ઉદો મુખ પાઈ;
બાલાજીએ બાંની ગાઇ, હોરીકે દીન અંબાઆઈ. ૪

ગરબી.

જોગીંદ્રપાયુ શીવજી તમારૂ મે જાણ્યું. એ રાગ.
શ્રી બાળા ત્રિપુરા મનમાં હું ગાવું રે, તમને છોડીને
હું બીજે કેમ જાવું રે. ટેક.
રતન સિંહાસન દિસેછે અતી આજેરે;
તેજ ત્રિભોવન સશી ભાનુ લાજે. શ્રી બાળા. ૧
વેદ વિરંચી વદે છે બહુ વાણીરે.
હરિ હર નારદ, મન નથી જાણીરે. શ્રી બાળા. ૨
અકળ સ્વરૂપ અતિસેજ ઓપેરે,
માજીનુ વચન પદ કાંઇ નહી લોપેરે, શ્રી બાળા, ૩
ઉદો ઉદો આવી યોગણીયો ગાયરે;
ફુલ તણી ત્યાંવ્રષ્ટી બહુ થાયરે, શ્રી બાળા. ૪
ગાન તાન આપે ચાચરમા ગવાયરે;
વરસ એક નીમેથી જવાયરે. શ્રી બાળા. ૫
શુંભ નીશુંભ અસુર ઘણા પારરે,
દઇતોને મારતા ન લાગી માને વારરે, શ્રી બાળા. ૬
અંગે ઘરેણા અમુલ્ય બહુ દીસેરે;
દેશ પરદેશથી આવે સહુ હીસેરે. શ્રી બાળા. ૭
કષ્ટ હમારા સર્વે માજી કાપોરે;
કરૂણા કરી બાલાને સીધી આપોરે, શ્રી બાળા. ૮

## શ્રી કૃષ્ણ જન્મનો ગરબો.

ગણપત લાગુછુ પાય, ગરબો ગાવાને મન ધરૂરે;
સમરૂ સારદાજી માય, વાણી વિષ્નુની ઓચરૂરે. ૧

વાસુદેવ તણી નાર, જેનુ નામ છે દેવકીરે;
પામ્યા દેવમોરાર, આદ્ય અંબા શેવાથકીરે. ૨

જેનો વિરોછે કંસ, મથુરા નગરીનો રાજીયોરે;
કાડ્યો ભગનીનો વંશ, મુરખ મનમાં ન લાજીયોરે. ૩

એણે મારચા ખટ બાળ, હઇડે હંશાથી નવ ડરચોરે;
સમે આવી પોત્તે કાળ, પાપ કુંભ પુરો ભરચોરે. ૪

દેવકી ભજે ભગવાંન, સુદ્ય લેજો વૈકુંઠ ધણીરે;
વિનતિ ધરજો એ કાંન, હમને આશાછે તમતણીરે. ૫

જોયુ વિશ્વઆધાર, દીન જાણી દયા કરીરે;
ધરચો અષ્ટમો અવતારરે, પુરણ પ્રગટચા ત્યાં શ્રી હરીરે. ૬

જાણે કોટિ ઉગ્યો ભાંણ, હેવુ તેજ ત્રીકમ તણુરે;
તેને કરીએ પ્રણામ, ધ્યાન ધરીએ પરીબ્રહ્મનુરે. ૭

એમ કહેછે વાસુદેવ, રખે વાત જાણી પડેરે;
લઇ ચાલ્યાં તતએવ, ગોકુળ ગામને ગાંદરેરે. ૮

દીધો જમુનાજીએ માગ, શેશનાગે છાયા કરીરે;
ગોકુળ મુક્યાં મહારાજ. સાથે લીધાંછે વિજળી*. ૯

ધરૂ ધ્યાન અંબે પાળ, કંસ પ્રાણ લેશે હરીરે;
મેહેલ્યા હુતા રખવાળ, સર્વે શેવક આયુદ્ધ ધરીરે. ૧૦

સરવે પામ્યા નિદ્રાય, વાંણે વાત જાણી પડીરે;
બાળક પ્રગટચું ઘરમાહે, કંસ આવ્યો ઘોડે ચડીરે. ૧૧

મુને દેખાડોને બાળ, મારી કટકા તેના કરૂરે;
લઇ લીધુ તતકાળ, હવે જીવ એના હરૂરે. ૧૨

---

*આરાસુરી અંબાએ સ્વરૂપ ધારણ કરીને ભગવાંનને મામા ના ત્રાસથી ઉગાર્યાં છે.

પુત્રિ ૧ઉડી આકાશ, બળ તેણે કીધું ઘણુંરે;
વાણી બોલી આકાશ, તારો વેરી ગોકુળ કહ્યુંરે. ૧૩
રાજા થયો કંસરાય, વિલુ મોને જોઇરહ્યોરે;
પછી વિચારચું મનમાંહિ, કોઈ શત્રુ પેદા થયોરે. ૧૪
દેવકીને વાસુદેવ, કાળાગ્રેહેમા તે નાંખીયારે;
ત્યાંથી ચાલ્યા તતએવ, ઘોડે પાખર નાખીયારે. ૧૫
માતા જસોદાને ઘેર, નાટા રંગ બહુ થાયછેરે;
તરિયા તોરણ બંધાય, મંગળ માનુનીયો ગાયજેરે. ૧૬
હરખે કહેછે નંદ તાત, મારા ભાગ્યનો ઉદે થયોરે;
પુત્ર લીધો ઓછંગ, માને ચરણે નમાવીયોરે. ૧૭
હરખે આવે આંસુ પાત્ર, પ્રભુજીએ કીધી દયારે;
દુધે વરસ્યાછે મેહ, સાકર કેરા કરા પડ્યારે. ૧૮
મંદીર રંગ્યાછે જેહ, કેસર કંકુકેરા છાંટણારે;
પુત્ર પામ્યા સુપાત્ર; વાજા વાગે બહુ વીધનારે. ૧૯
આવે બ્રાહ્મણને ભાટ, દાંન પુન્ય કીધાં ઘણાંરે;
ગોકુળ થયુંછે ઘેં ઘાટ, દીધાં અંબાને વધાંમણાંરે. ૨૦
મોતિડે ભરાવિછે થાળ, ગાગર બેડાં ચડાવીયાંરે;
વાગે મ્રદંગને તાલ, માને મંદીરે[૧] આવિયારે. ૨૧
માનો મોટો મહીમાય, પુજા બહુ વિધ લાવીયાંરે;
પુજી લાગ્યા છે પાય. મુક્તા ફળે વધાવીયાંરે. ૨૨
અંબા થયાંછે પ્રસંન, ખોળે લઇને રમાડીયોરે;
માએ મેલ્યો શિર હાથ, નાથ ખડ ખડીને ત્યાં હસ્યોરે. ૨૩

---

૧વીજળી રૂપે કાળાગ્રહમા અવતાર ધારણ કરેચો કંસ મામાએ મારવા માંડી એટલે ઊડીને જગદંબારૂપે ભયંકર દરશણ દીધાં પછી કહીને અંતરધ્યાન થયાંછે. ભગવાંનનો જનમ મારકંડ રૂષીએ ચંડીપાઠમાં બતાવેલો છે.

૧ મથુરાંથી આરાસુરમાં ભગવાંનને લઇને વધામણુ દેવા ગયાંછે, તે દિવસની એંધાણી હાલ માતાજીના ઊમરા ઉપર સાત ચાંલા પ્રત્યક્ષ દેખાય છે.

એછે અનાથનો નાથ, સઊ સુખિયાં એથી થશેરે;
કોઇક કારણ સ્વરૂપ, શોક સરવેના ટાળસેરે. ૨૪
થાસે પ્રથવીનો ભુપ. પ્રજા સાંળીને પાળસેરે;
વર આપી કરયો વદાય, ગોકુળ ચાલ્યાંછે હસમસેરે. ૨૫
સંગ મળી વ્રિજનાર, મીઠાં બોલે મુકંદ જીરે;
બાળુવાં કરેછે અપાર, એને નીરખેછે નંદજીરે. ૨૬
બાળ ચરિત્ર અનેક, એક જીભ્યાએથી શું કહુંરે;
પાર પાંમે ન શેશ, અકલ ગતથી હું નવ લહુંરે. ૨૭
પેહેરે પિતાંબર સાર, હાથ ગ્રહી સુંદર લાકડીરે;
ગળે ગુંજાનો હાર, પાએ ચાલવા હિમ પાવડીરે. ૨૮.
કેસર બોળીછે મહોલ, ખાંધે નાખીછે કામળીરે;
વાલો કરેછે કલોલ, સુરત જોતાંછે સામળીરે. ૨૯
ગાયો ચરાવે ગોવાળ, લિલા રચી વંદ્રાવંનમાંરે;
વાહી વેણ રસાળ. પેઠો રાધિકાના તંનમાંરે. ૩૦
રાધા કેરો એ પ્રાંણ વિના મેલે નહિ ક્ષણુરે;
હેના શું કહુ વખાંણ, દાણ લીધુંછે મહિતણુંરે. ૩૧
નેન ચપળ ચકોર, સુંદરવદન સોહામણુંરે,
નવલ નવલ કીશોર, રાસ રમતાં રીઝ્યા ઘણુંરે. ૩૨
ગોપી પામી આનંદ, વાલાજીના વિહારમાંરે;
કર્યા ગોકુળ ચંદ, તેતો વરસ અગોયારમાંરે. ૩૩
એના પ્રાક્રમ અપાર, વેદ બ્યાસજીની વાંણુમારે
કેતાં થાય વિસ્તાર, વાંચિ શાસ્ત્ર પુરાંણુમાંરે. ૩૪
પછી મારયો કંસરાય, કેસ ગ્રહીને પછાડીયોરે;
તેના ઉરાડ્યાંછે હંસ, સેજે સ્વર્ગે પમાડીયોરે. ૩૫
થયો મથુરાનો રાય, માત તાતને છોડાવિયારે;
આનંદ ઓછવ થાય, સજન સઊકાને તેડાવિયારે. ૩૬
પહેરયાં સોળ શણગાર, રાજ પુત્રી પટરાણીયોરે;
મહીમા વાધ્યો અપાર, માતા દેવકીને દિવા થયોરે. ૩૭
વૈભવ કહ્યો નવજાય, હાથી ઘોડાને પાલખીરે;

બની સુંદર શોભાય, મોહન મંડપ બન્યો બતિરે. ૩૮
કહેછે દેવકીજી માત, મેતો માન્યાંછે નોરતાંરે;
એવે આવ્યાં નવરાત્ર, રૂખી દેવને તેડાવીયાંરે. ૩૯
અંબા તેડ્યાંછે ઘેર, જેણે પૂરી મનની રળીરે;
પુજા કીધી બહુપેર, પાએ લાગે લળી લળીરે. ૪૦
મોટા કીધાછે હોમ, પાઠ વાંચી અંબામાતનારે;
પારણા કેરીછે નોમ, બ્રાહ્મણ ભોજન બહુ ભાતનારે. ૪૧
અતિ મંડપની શોભાય, ગરબો ગાએ બહુ સુંદરીરે;
શ્રીફળ વસ્ત્ર અપાય, જ્યાં બેઠાછે શ્રી હરીરે; ૪૨
પોતાં દેવકીના કોડ, તુલ્ય એકે વાતે નથીરે;
ઉભા કહેછે કરજોડ, દાસ દલપતની વિનતીરે. ૪૩
પુરો મનડાની આશ, સજન મેળાવો દુરથીરે;
ટાળ્યો ભાગ્યની કેરો ત્રાસ, સુખ મોકલો હજુરથીરે. ૪૪
ગરબા શિખે સુણે ગાય, ભવસાગર જાય તરીરે;
તુઠે ત્રિભોવન રાય, આશ પુરે અંબામાવડીરે. ૪૫

## કાળીકાની ગરબી.

પાવાની પાદશાહીરે, પીપરવાળી મા, પાવાની પાદશાહ. ટેક.
પાવાતે ઘડથી મા ઉતરયાંરે, આકવે પુરચો માનો વાસરે; મા. ૧
પીપર માની શોભતીરે, સોનાતણા અંબારરે, માપીપર. ૨
દેશ પરદેશથી માના જાત્રાએ આવે, મોજ કરેછે, માની વાટરે મા ૩
સાતમે માનો સંગજ આવે, રમે ખેલે સારી રાતરે. માપીપર. ૪
મધ દરીયામાં વાસ તમારો, બુડતાં તારો માજી ઝાઝરે. મા. ૫
કરજોડીને માને કુબેર વિનવે, રાખો ચરણની પાસરે. માપીપર. ૬

## ગરબો બીજો.

મોઘા થયા મોહન મથુરાં જઈ કાગળ ન લખ્યો કટકેરે, એરાગ.
જેને અંબે ભક્તની તારણ કષ્ટ વીદારણ માત ખરી, સુરમુનીપા.
વે મન અતી ભાવે ગુણ મુખ ગાવે પ્રેમ કરી, જેને અંબે ૧
અવિ મન રંજન અસુરની ભંજન, ભવ ભે ભંજન ત્રુ ધપરી, જેજેન ૨

અસર નસરની વીપતની હરની સંપતી ભરની કીપા કરની, જેજે, ૩ જગપિતુ માતા સરવે સુખ દાતા, કરે જન શાતા વિ-ઘન હરની, જેજે, ૪ મા અષ્ટી થાપીક ઘટ સરવે વ્યાપીક વ્યાધી કાપી દહન કરી, જેજે. ૫ સુર અરી કંદન અરચીત ચંદન કરૂ નીત્ય વંદન આશ ભરી, જેજે. ૬ જનમ નિવાસની શીઝ સુવાસ-ની અસ્તુતી દાસની સરવ કરી, જેજે. ૭ જાણી મનસા દેહ હરી આસને પરસોતમદાસને સાહ્ય કરી, જેજે. ૮

શ્રી માતાજીની ગરબી લખીછે.

નાથ કેસો ગજકો બંધ છોડાપો એ રાગ.

આછી મને લાગે આરાસુર વારી, નીકી માને લાગેછે ત્રીપુરારી.ટેક
જરકશી સાડી શોભે અતી સુંદર, ભાલ તિલક (બલીહારી.
કંઠ અમુલ મુક્તા મણિ શોભેતો, દીસેછે હીરા હજારી, આછી. ૧
કંગન હાથ કંચન ચુડી ઠમકેતો, ઝાંઝર નેપુર ઝમકારી;
ખડગ ત્રિશુળ શોભે કરગ્રહીયા, સિંહ સ્વારીછે ભારી. આછી. ૨
ઘુઘર ઘમકે ગબર માને જાતાં, તો બાજા બજે સુભકારી;
ગ્યાંન ગાંધ્રવ ઘણા નરત કરતહે, તો બ્રહ્મા વેદ પડે ભારી, આ. ૩
ઇંદ્ર અહોનીશ ચમરઢળાવેતો, શેવા કરે પ્રેમે સારી;
સંકર સુર સહેજજાપ જપતહેતો, મોજ કરત મતવારી. આછો. ૪
માંનશરોવર મહિમાછે ભારીતો, કોટેશ્વર સુભકારી;
આદ્ય આરાસુર અંબે બિરાજેછે, આપે બડે અધિકારી, આ. ૫
નંદ જસોદા આરાસુર આવે તો, કૃશ્નકે બાલ ઉતારી;
રૂક્ષમણિ શેવા કીજે માની સારીતો, મલ્યોછે કૃસ્ન મોરારી.આ. ૬
ભકતતણી માજી ભિડ મટારણ, શેવકકુ સુખકારી
જસવત રાણા જપેતોરે આગેતો, મહીસ મરદન વાળી. આછી.૭

ગરબી રાગ કાફી.

વિકરાળ રૂપેરે, મહિષાસુર મારયો. રાજદેવ રૂપેરે, મારકંડને તા-રયો. ટેક. વિકરાળ થઇ ભડાસુર આવ્યો, દેવોને અતિ દુખ દીધાં, ઇંદ્રાસન ઉપર જઇ બેઠો, નારદે કામજ કીધાં, બંડને બમાવ્યોરે; ભાળાવેસે અસુર મારયો, વિકરાળ. ૧. રાજા બેસે વરુણ આપ્યો.

દીન દયાળી માત, મેધા રૂષીને જ્યારે આશ્રમ ગયા હતા, દુઃખ ની સુણી વાત, અંબામા ઉપાશંરિ, રાજવૈશને તાર્યો. વિકાળ. ૨ મહર્ષિ મુનીએ તેમજ કીધુ, જગદંબાનુ આજ, ચંડ મુંડ રક્ત બીજને રોળ્યા, સજી આયુધ સહુ સાજ, કુંભ નિશુંભ મારયારે. જગ બિસ્વ બધ પાળ્યા, વિકાળ. ૩ મહિષ મારી આરાસુર આવ્યાં, સ્વેતાગિરી તજી માય, બ્રહ્મા વિશ્નુ શિવજી પાળચા, યોગણી ગરબા ગાય, મંડપ સઉ ગાએરે, બાલાજીને માજી તારો; વિકાળ, ૪

——॰0॰——

સંવત ૧૯૩૪ ની સાલનાં શ્રાવણ મહીનાના સંગને
અતીશય દુઃખ પડ્યું હતુ તેની વિગત.

આવ્યને વેલી રે અંબાતુ આવ્યને વેલી, એ રાગ.

શરણ આવ્યોરે માજી હું શરણ આવ્યો,
કૃપા કરો પરમેશ્વરી હું શરણ આવ્યો.
અપરાધ મારો ક્ષમા કરો માજી શરણ આવ્યો.
દુઃખ દાવાદળ સહુને મૈયા શરણ આવ્યો. ટેક.
અમદાવાદથી ચાલી આવ્યા, આવ્યા નદીની તીર;
નિશાન મૈયા તારૂ ફરકે, આવ્યા સર્વે ધીર;
માજી શરણ આવ્યો કૃપા૦ અપ૦ દુઃખ૦ ૧
સંવત ઓગણી ચોતરીસામાં. રૂડો શ્રાવણ માસ;
કૃશ્ન અષ્ટમી બુધવાર સારો, માજીની રાખી આશ,
માજીશર૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૨
સાબરતીરથી સંગજ ચાલ્યો, આવ્યા કુડાસણ ગામ.
સુખશાતાથી સરવે આવ્યા, ધરી મૈયા તહારી હામ,
માજી શર૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૩
આછી આછી વ્રષ્ટી થાય, સંગ બહુ અકળાય;
માણસાં ગામની વાટ મધ્યે પાણી અતિશે ભરાય;
માજી શર૦ કૃપા૦ આપ૦ દુઃખ૦ ૪
આકુળ વ્યાકુળ થાય સરવે, ઉતારો પાણી પાર,
ચરાડા પછી કુકડવાડ઼ તે ગામમાં પાણી અપાર;
માજી શર૦ કૃપા૦ આપ૦ દુઃખ૦ ૫

આ દુઃખનો માજી પાર નહીને. ધાઓ અંબે માત;
ઉમા ઉમા સંગ અરજ કરેછે, સુજે નહિ કાંઈ વાત.
માજી શરં૦ કૃપા૦ આપ૦ દુઃખ૦ ૬
અપાર વ્રષ્ટી થાય રણમાં. વાહારે આવો નિજમાય;
પ્રાશ્ચિત સરવે પ્રભે કરો, આ દુઃખ કેમ ખમાય;
માજી શરં૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૭
ત્યાંથી ચાલ્યા આવ્યાં માજી, ગાંમ કડા શુભ સાર;
બેઠીછે મહંમાયા પોતે ક્ષમા કરો આ વાર;
માજી શરં૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૮
આશ પુરેછે માજી પોતે, પારણાં બધાવે દ્વાર;
અદભુત મૈયા સ્વરૂપ તારૂ, મેં જોયું પ્રત્યક્ષ સાર;
માજી શરં૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૯
વીસનગરને વડનગર, વચ્ચેછે ગુંજાગાંમ;
ત્રણે ગામનુ પાણી એકડુ. સુજે નહી કાંઈ હાંમ,
માજી શરં૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૧૦
કૈલાસ વાશી સંકર બેઠા. હટકમણી શુભ સાર;
નાગરોનો ઇસ્ટ પોતે. ઉતારયા ભેધ્રની પાર,
માજી શરં૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૧૧
અરજ સુણી શંકરજીએ, દુઃખ રાખ્યાં પોતે પાસ;
દાસ ઉપર દયા રાખી, સહુએ ધરી તેની આશ.
માજી શરં૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૧૨
માહાદેવજીએ આજ્ઞા આપી, સુખી થઈ સઉ જાત;
અરજ સુણી વાહારે આવ્યાં, સહુ થયાં ખુશી રાત;
માજી શરં૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૧૩
વડનગરથી ચાલ્યા સરવે, માજી શરણે જાય;
મહંમાએ દુઃખ નીવાર્યું, સુખી કરી આ કાય;
માજી શરં૦ કૃપા૦ આપ૦ દુઃખ૦ ૧૪
કૃપા સિંદુ કૃપા કીજે, આવુ કસ્ટ ન દેશ્રો કાય;
આશ પુરો આ નાગરી નાતને, સહુ આવી નમે પાય;

માજી શરં૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૧૫

દાંતા મધે રાંણો છાજે, દ્વારે સઉએ જાય;

રાણાજીએ ત્યાં દુઃખ દીધુ, કેહેવા સહુએ મળાય;

માજી શરં૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૧૬

આખો દીવસ વહી ગયોને, ભુખ્યો રહ્યો સહુ સંગ;

ક્રસ્નપક્ષની ચતુરદશીએ, થઈ ગયા સહુ પતંગ,

માજી શરં૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૧૭

હવન કરવા માજી કેરો, સનમુખ જઈને ત્યાંહ,

ઉદાશ થયા સર્વે સજન, મન ઉતરી અંબા ત્યાંહા,

માજી શરં૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૧૮

દાંતાથી ઉચકીને લીધા, જયાં બેઠીછે અંબેમાય;

સંગ પેહેલાં માએ દરશણ દીધાં. ઉમંગ અંગનમાય;

માજી શરં૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૧૯

પાતીક સર્વે પ્રલે કીધાં, હવન કરાવ્યો રાત;

અડધી રાતની નોબત વાગી. સંગ આવ્યો સહુ જાત.

માજી શરં૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૨૦

પ્રાતુસકાળે પુજન કીધુ; ઉમંગ ઉર ન માય;

ભુખ ત્રશા નીદ્રા ત્યાગી, સાંજ સહવાર થાળો થાય;

માજી શરં૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૨૧

આરાસુરમાં અંબા બિરાજે, પુરવછો મહાકાળી;

દક્ષણ માતા અષ્ટભુજા, ચૌવાળ બહુચર બાળી;

માજી શરં૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૨૨

મેહેર કરી મહંમાયાએ, ત્યાં ચાચર મધે જાય;

ઉદો ઉદો મુખ ઓચરે, નાચે કુદે ગાંન તાંન ગાય;

માજી શરં૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૨૩

હેલીવાર ઉગારી લીધા, કૃપા 'કરીને માય;

ભવોભવ હું પારે આવુ, જયાં સુધી રહે આ કાય;

માજી શરં૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૨૪

ચાચર મધે આપ બિરાજે, દક્ષણમાં ખોડીયાળ,

વામાંગે ગણપતી બીરાજે, શિવ સામાં બટુક બાળ;
માજી શરં૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૨૫
માનશરોવર તીરે બેઠી, વડીલ અજાઈ માત,
આશ પુરેછે શકરાદીની, બેડા કોટેસ્વર કેલાશ;
માજી શરં૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૨૬
સરસ્વતીની તીરે માજી, આવેછે સહુ દેવ;
બ્રહ્માદી ઇંદ્રાદી સરવે, કરેછે માની શેવ;
માજી શરં૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૨૭
ચારે જુગે આપ બીરાજો, શેવકજન પ્રતીપાળ;
ધોળા ગઢમાં વાસ તમારો, ક્ષણ્ણુ ના આવે આળ;
માજી શરં૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૨૮
કાલો ઘેલો થઈને ગાવું, ધાઓ અંબે માત;
અરજ સુણો ઘડી ઘડીને, સાંભળો છાંની વાત,
માજી શરં૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૨૯
ન્યાહળોને નિજ દાસ આવિ, પાલવ તારો સાય;
એક વાર હું અરજ કરૂછુ, નર નારી સરવે ગાય;
માજી શરં૦ કૃપા૦ અપ૦ દુ!ખ૦ ૩૦
ચરણા ચોળી સાડી બીરાજે, ઝરેછે અમ્રત કાય;
જનમ ધરીને માની પાસે, એક વાર જાતે જાય;
માજી શરં૦ કૃપા અપ૦ દુઃખ૦ ૩૧
ઉદો ઉદો મન ઓચરીને, ધરૂછુ તારી આશ;
નાગર સહુજન અરજ કરેછે, બાલાની રેહેજો પાસ,
માજી શરં૦ કૃપા૦ અપપ દુઃખ૦ ૩૨
ભટજીએ કરૂણા નવ કીધી, અર સુણી નહી મંન,
આકુળ બાકુળ થાય સરવે. શિર બેઠી અંબાતંન;
માજી શરં૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૩૩
એકવાર સહુ જન મન, બોલેછે અંબેમાત;
ત્રિપુર સુંદરી મનમાં ગાજે, અખંડ રાખો આજાત;
માજી શરં૦ કૃપા૦ અપ૦ દુઃખ૦ ૩૪

---

## હોરી.

ચાચર ખેલે હોરી, બેઠી શીર અંબા મોરી૦ ચાચર.
જોગણીયો સબ ધાઇ આએ, આયે બહુચર મોરી. આ.
આયોહિ ફાગન ધુમ મચાઈ, કેસર ગાગર ઘોરી;
લીયે સબ અંગપર ધોરી, ચાચર ખેલે હોરી; ૧
આઇહે કાલિ રંગ અંગ લાલી, સાથ ભવાંની મોરી. મૈયાસા.
આયે સિંહાસનપર બેઠી મૈયા, આશ ધરે સબ તોરી;
હાથ ગુલાલકી ઝોરી, ચાચર ખેલે હોરી. ૨
આઇ તુળજા અષ્ટ ભુજાઇ, નેત્ર અમ્રત ઝરોરી. દેખામૈ.
આયે દુષ્ટ સભામાં તોરે, પાગે નાએ મૈયા રોરી,
અરજ સબ કરે મન ગૌરી. ચાચર ખેલે હોરી. ૩
શીર કંચનકી ગાગરભારી, રંગહી બોહોત ભરોરી. મૈયારંગ.
હાથ લીએ સબ પીચકારી મૈયા, એક એકપે દોરી;
જુવે સબ મનમાં હોરી, ચાચર ખેલે હોરી. ૪
વેદ વિરંચી ધ્યાન ધરકે, મોહે સારી હર હોરી; મૈયાકુ,
ચરન કમળપર છાજત પોતે, બીજાઈ સારી અંગોરી,
મોહાપે સબ ડારે જોરી. ચાચર ખેલે હોરી. ૫
રંગ દંગીલી સબ અંગભીજી, સારી ચુદડીયા બીજોરી, દેખો
મૈયા સા૦અણવડ વીછુવા પાયે ગુગરીયાં, નાચે નૌતમ ગૌરી,
આંખ ભર અમ્રત ઝોરોરી. ચાચર ખેલે. ૬
હોરીકે દીન આનંદ પાયો, દરશણ દ્યો માતા મોરી, મૈયાદ.
આ સબ ખેલ મચ્યો ચાચરમે, ચરણ ધરૂ શીશ તોરી;
કરૂણા કરો માતહિ મોરી. ચાચર. ૭
સિંહાસનપર આપ બીરાજો, સ્નાન કરી સબ જોરી; મૈયા.
પુજન કાજ સબ ધાઈ આયે, પાર ન પાવે કોઈ;
રહ્યા સબ મોહી મોહી. ચાચર. ૮
ગુણ ગાયે ઉમંગ નરનારી, ધ્યાન ધરે કરજોડી; મૈયા ધ્યા૦
સનમુખ આઇ ગરબા ગાવે, સત્ય રહે આશ તોરી;
બાલા શિર રહો માત મોરી, ચાચર૦ ૯

## ગરબો.

રાગસોળકીના ગરબાની દેશી.

સંભુ પુત્ર ગણેશ ગુણ ગાવું,
અંબા ચરણે શીશ નમાવુંરે, મારી અંબિકાજીમાત. ૧
સરસ્વતી શારદા આગળ કરી,
નીરમળ બુધ સાગર ગુણ ભરીરે. મારી. ૨
દેવી અંબિકાનુ નામછે મોહોટું,
હેના શેવકોનુ ના કરે ખોટુંરે. મારી. ૩
માનુ અપુરવ દરશણ જોઉં,
માત્રા કરીને દુખડું ખોઉંરે. મારી. ૪
કામ કરયાંછેરે માયે ભારી,
કંઈક દૈત્યોને નાખ્યા મારીરે. મારી. ૫
માયે મહિખાસુરના પ્રાણ લીધા,
માયે આરાસુરમાં વાસજ કીધારે. મારી. ૬
ચંડમુંડનુ શિશજ છેદું,
ચોદભુવન માનુ મન ભેદ્યુંરે. મારી. ૭
કંઈક દઈતો વાળા છે દાટ,
એ અંબા તણોછે ઠાઠરે. મારી. ૮
મન વિમળની સુણજો વાત,
ધ્યાન રૂદામાં અંબાનુ થાતરે. મારી. ૯
એને પરસન થયાં દેવા પહેલાં,
માત કૃપાથી બાંધ્યા દેરારે. મારી. ૧૦
દેવી પુછે આ કામ કોને કીધું,
વિમળે ગુરૂનુ નામ ત્યાં દીધુંરે. મારી ૧૧
માયે કોપ કરીને બાળ્યો ધાઈ,
નાઠો વિમળ સેન્યા ઉડાવી માયેરે. મારી. ૧૨
હુંતો થોડામાં સંક્ષેપ કહુંછું,
શેઠ હઠીભાઈનુ નામ લહુંછુંરે. મારી. ૧૩
એ સંઘવીની વાતો સુણો મન,

પહેલો અધ્યો સુણો એક તનરે. મારી. ૧૪
સંઘ કહાડ્યો હતો બહુ ભારી,
એની શોભા બની હતી સારરે. મારી. ૧૫
ડેરાંતંબુ તણો નહિ પાર,
ગાડી વહેલ જોડ્યા તોખારરે. મારી. ૧૬
પહેલી પાલીટાંણાની યાત્રા કીધી,
પછી અંબિકાની વાટડી લીધીરે. મારી. ૧૭
તેના ગુરૂયે બતાવી હેવી પેર,
રોગ આવ્યો છે ઘેર ઘેરરે. મારી. ૧૮
સપાટો આવ્યો છે રોગનો ભારી,
માંહે મરવા લાગ્યા નર નારીરે. મારી. ૧૯
આવ્યો નાસવા ચોદશ સંગ,
ત્રિશુળ માથે લઈ પાડ્યો ભંગરે. મારી. ૨૦
હતુ જીવતુ તે પહોંચ્યું ઘેર,
રાખ્યા દેવીયે ઠેરો ઠેરરે. મારી. ૨૧
હિમો હઠી ભાઈ નાઠા જાય,
પછી વાણીયા અંબાના ગુણ ગાયરે. મારી. ૨૨
હવે સાહ્ય અંબા કરો તમે,
ઘડી નહિ વિસારીએ હમેરે. મારી. ૨૩
શેઠે અંબાનો આશરો લીધો,
એતો થોડામાં સંક્ષેપ કીધોરે. મારી. ૨૪
વાગે નવખંડ માનો ડંકો,
આના સામો બીરાજે ભૈરવ બંકોરે. મારી. ૨૫
માની અખંડ જોતો બીરાજે,
માનો ચોદશ મહિમા છાંજેરે. મારી. ૨૬
વાત એટલી અહીંથી રહી,
નવી વાત પછી શી થઇરે. મારી. ૨૭
બીજો અધ્યો કરયો છે પુરોરે.
આત્રા અક્ષર નથી રહ્યો અધુરોરે. મારી, ૨૮

નવુ કઉતક કળજુગમા હાલ્યું.
ઓગણીસે છત્રીની સાલ આવ્યુંરે. મારી. ૨૯
સંભળાવુ કુ નીતિ વિખ્યાત,
આપ સાંભળો હજુર મારી વાતરે. મારી. ૩૦
ગીતા ભાગવતે વાતછે હેવી,
ચાર જુગથી અખંડ છે દેવીરે. મારી. ૩૧
આ શક્તિ વિના વાત શી કહિએ,
ચાર વેદમાં વરણવ વિચાર લઈએરે. મારી. ૩૨
માના ગુણ કહેતા ન આવે પાર;
થોડો થોડો સંભળાવુ સહુ સારરે. મારી. ૩૩
ઇડર પરગણે નેત્રા બળી ગામ,
શાએ કુપાવત પરવત સંગ નામરે; મારી. ૩૪
ત્યાંથી નીકળી સુદા શણે આવ્યો,
રાત રહીને મનસુબો ભમાવ્યોરે. મારી. ૩૫
કુશળ સંગને તેડીને દાંતે આવ્યો;
દાણ ચોરવાનો તરકટ બનાવ્યોરે. મારી. ૩૬
પરબત સંગને કહેવા આવ્યો,
કરવી જાત્રા પરમાનો મંગાવ્યો. મારી. ૩૭
શણો કહે છે સાંભલો મારી વાંણી,
તારા તરકટની વાત મે જાણીરે, મારી. ૩૮
આગળની રીત તમે ચાલો,
દાણનો ઘોડો આપીને તમે હાલોરે. મારી. ૩૯
ઘોડો આપવાની વાત રાએ કીધી,
દાંતુ મુકી ગંગુવાની વાટ લીધીરે, મારી. ૪૦
ગંગુવે જઇને વિચાર મંન કીધો,
ત્યાંથી અંબિકાનો રસ્તો લીધોરે- મારી. ૪૧
દાણની ચોરી કરીને ત્યાંથી ચાલ્યો,
ધાબાની વાવે જતાં માએ ઝાલ્યોરે. મારી. ૪૨
દેવી નામ સ્વાર આવ્યા દસ વીસ;

એ દુસ્ટનુ છેદવા શિશરે. મારી. ૪૩
એને ના કરવાનુ કામ કીધુ'
દેવી ત્રિપુરાએ હાથ શુળ લીધુરે. મારી. ૪૪
માએ સપનુ આપ્યું તે રાણા જાગ્યા;
ઉઠી અંબિકાને પાએ લાગ્યારે. મારી. ૪૫
રાંણો પુછે માજી કેમ આવ્યા,
નવો સંદેસો શો લાવ્યારે. મારી. ૪૬
તારા દાંણની રીત એણે તોડી;
હેને પકડીને નાખો પગે બેડીરે, મારી. ૪૭
રાંણે સ્વાર દોડાવ્યા ત્રિસ ચાલી.
પરવત સિંગને લીધો છે જાલીરે મારી. ૪૮
લોક કહેછે આવુ નવ કરીએ,
દાણ આપ્યા વિના ડગલુ ન ભરીએરે. મારી. ૪૯
આગળ તારા જેવા કાઇક થયા,
તરશુળના ઘાટામા લડ બડતા રેહચારે. મારી. ૫૦
પંદર દહાડા નજર કેદ રહ્યો,
અડધી રાતે નાસી ઇદડ ગયોરે, મારી. ૫૧
સગા સબંધી આગળ જઈ રોયો;
પરવત સિંગ કહે મનખો મે ખોયોરે. મારી, ૫૨
રઇયિત લોકોનુ મન ભમાવે,
જુઠી વાતનો ચકર બનાવેરે. મારી. ૫૩
પરવતસિંગ કહેવા લાગ્યા ભાઈ,
મારી વાત સાંભળો એક ડાહીરે. મારી ૫૪
એક વાત ચલાવો ઘણી ભાઈ;
કહિયે અંબિકાજી આવે અહીરે. મારી. ૫૫
જુનુ દેહેરૂં સુધારી લીધુ;
એડ અંબિકાનુ સ્થાનક કીધુરે. મારી. ૫૬
પંચે મળી પુજારો ખુશાલ કીધો,

એના છોકરાનો પ્રાણ માએ લીધોરે. મારી. ૫૭
બ્રાહ્મણ કહેછે પડછો માનો થયો.
જુઠી વાતમાં છોકરો ગયોરે. મારી. ૫૮
એટલુ કહિને બ્રાહ્મણ હેઠો બેઠો,
માનો આશરો લઈ ઘરમાં પેઠોરે. મારી. ૫૯
માની જુઠી વાત કરશો નહી કાને;
એડનો બ્રાહ્મણ થઈ ગયો રાંનેરે. મારી. ૬૦
એ વાતમાં પાર નથી કાંઈ;
મનખ્યાં પકડી બેસો ઘર માહીંરે, મારી. ૬૧
માની જુઠી વાતમાં જે હતા;
એને ઘણા એક બાધા ખતારે. મારી. ૬૨
જુઠી વાતમાં પરભુવો રહયો;
અસ્ત્રી મરી ગઈને વાંઢો થયોરે. મારી. ૬૩
બીજો પડછો તે માનો બતાવુ:
ગાંમ પરાંતીજની વાત સુણાવુરે. મારી. ૬૪
હવે પરાંતીજ પરગણુ ચાલ્યું;
ઘાંચી હરી ચંદનુ ઘર ઘાલ્યુંરે. મારી- ૬૫
મહાસુદ પુનમે ઘાંચી એડ આવ્યો,
સાથે છોકરાને તેડી લાવ્યોરે. મારી. ૬૬
બાગ વાગ ઉતારેચા દેરા માહિ;
કાળભૈર પેઠો છે ત્યાંહીંરે. મારી. ૬૭
કાળ ભઇરવની હાક ઘણી વાગે;
શબ્દ સુણી દુષ્ટ સહુ ભાગેરે. મારી. ૬૮
કાળ ભૈરવ એ બ્રહ્માંડ ભમાવ્યું.
પછી જોગણીએ ચક્ર ચલાવ્યુંરે. મારી. ૬૯
હરી ગલાના છોકરાનો પ્રાણ લીધો,
ઘાંચી જાતે એકાએક કીધોરે. મારી. ૭૦
માની જુઠી તે વાત કોઇ કરશે,
જોગણી ખપર એનુ ભરસેરે. મારી. ૭૧

ઘેર બેઠે ગંગાના ગુણ ગાજે,
કાશી ગયા વના પ્રાશ્ચિત નવ જાયરે. મારી. ૭૨
ક્રશ્નની મુરતી પુજેછે ગામો ગામ,
મહિમા કહિયે મોટો દ્વારકાં ધાંમરે. મારી. ૭૩
નદી સરસ્વતી ગામો ગામ હાલે,
તેનો પડછો તે સિદ્ધપુર ચાલેરે. મારી. ૭૪
શ્રાવક વાણીઆના દેહેરાછે બહુ,
જાત્રા પાલીટાણાની કરે સહુરે. મારી. ૭૫
પીરપેગંબર ઘેર ઘેર કહેછે,
મુશલમાન મકાનુ નામ લેછેરે. મારી. ૭૬
ધાંમ ગયા વના કાંમ નહિ ફળશે,
એમ અંબા રસ્તામાં નહિ મળશેરે. મારી. ૭૭
એ વાત માનજો મારી સહી,
સરવે શાસ્રોને અનુસાર કહીરે. મારી. ૭૮
દાંતા પરગણાનો ભુપ કુળમાં દીવો,
એતો કરોડ દીવાળી ચરણ જીવોરે. મારી. ૭૯
અંબા સદાયે રાણાજીને સાહ્ય,
પાપી લોકોને કીધે શુ થાયરે. મારી. ૮૦
એતો હરખે કરીને ગરબો ગાયો,
સુઘડ લોકના મનમાં ભાવ્યોરે. મારી. ૮૧
સંવત ઓગણીસે છત્રીસની સાલ સારી,
સાહ્ય કરજો અંબામા સારીરે. મારી. ૮૨
ફાગણવદી ચોથ સોમવાર કીજે,
મજરો કવિયોનો સુણી લીજેરે. મારી ૮૩
કવિયોની દાતાર અંબા એવી,
ટેક રાખજે આરાસુરી દેવીરે. મારી. ૮૪
કવિયે આશરો માજીનો લીધો,
એક રવાલ ઘોડાનો કીધોરે. મારી. ૮૫
આનો હરખે કરીને ગરબો જોડ્યો,

તરેત અંબા તુ આપજે ઘોડોરે. મારી. ૮૬
મા મન ધારજે અંબા આઈ,
તારા શેવક થાશે સુખદાઈરે. મારી. ૮૭
જોયતારામ ચરણની શેવા માગે,
હજુર જસવતસિંગજી પાયે લાગેરે. મારી. ૮૮
કશી વાતની ચિંતા નવ કીજે,
સદા નામ અંબાજીનુ લીજેરે. મારી. ૮૯
મારી અંબિકાનું નામ કોઈ ધરશે,
એનુ સંકટ દુઃખ માજી હરશેરે. મારી. ૯૦
જે કોઈ હરખે કરીને ગરબો ગાસે,
તેની અંબામા પુરશે આશરે. મારી. ૯૧
સરવે ગરબો સંક્ષેપે કીધો,
કડિયો સોનો આશરો લીધોરે. મારી. ૯૨
સુધારી બાલાયે મનમાં લઈ ધો,
આરાસુરમાં માયે વાસ કીધોરે. મારી. ૯૩
પરાતીજના છગનલાલ સારા,
પોશીગામના મહાલકારી પ્યારારે. મારી. ૯૪
તેને એડના મહાલકારી કીધા,
પરભુરામને ચારજ દીધારે. મારી. ૯૫
પરભુરામ વિસનગર ગયા,
ઓરત છોકરો વૈકુંઠ વાસ થયારે. મારી. ૯૬
એડના મેળાનુ કામ છગને કીધુ,
એક ઘાંચીનુ જુઠ્ઠુ મન કીધુરે. મારી. ૯૭
તે ઘાંચીનુ નામ હરીચંદ ગલાછે,
જુઠ્ઠુ સમજાવી એડમાં પળઆછેરે. મારી. ૯૮
આરાસુરની બાધા હતી તેને,
છગનને દંડ દીધો હેનેરે. મારી. ૯૯
છગનલાલના ભાઈને શોધી લીધો,

છગનની સ્ત્રીનો જીવ માથે લીધોરે. મારી ૧૦૦
જુઠુ બોલે તેને ખોટુ થાય,
હાવુ બન્યુ તે ધાંચી ગાયરે. મારી. ૧૦૧

## હોરી.

શામરે મત મારો પિચકારી એ રાગ.

નારાયણી હોરી ખેલન આઈ ટેક.
ફાગણ આયો મૈયા મોરી, ચાચર ધુમ મચાઈ દેખો મૈયા.
સબ સખીયન મીલ સાથહિ બેઠે, સબ પટરાણી આઇ.
અંબા સાથ દુર્ગા પાઈ. નારાયણી૦ ૧
કાળી બાળા ત્રિપુરા બહુચરી, વહેરાઇ પીતાંબરા આઈ;
દેખો મયા વેહ૦
ઈંદ્રાણી અનપુરણા આઈ, જ્વાળામુખિ દેખ પાઈ.
કેસર રંગ ગાગર લાઈ, નારાયણી૦ ૨
તારા આશાપુરી તુલજા ભવાંની, બ્રહ્માણી રૂદ્રાણી આઈ,
દેખો મૈયા બ્ર૦
એક એકપે દોરી આયે, હાથ લીની પિચકારી,
એસી સબ ધુમ મચાઈ. નારાણી૦ ૩
ચંડી ચામુંડા રંનાદે દેખી, આઈ લલીતા માઈ.
દેખો મૈયા આ૦
ત્રિપુર સુંદરી મનમે આવત, સરસ્વતી સાથ બોલાઇ,
આઈ સબ ચાચર માઈ, નારાયણી૦ ૪
પાંન ભરી પીચકારી મોસે, એક હાથ ઝોરી લાઇ;
દેખો મૈયા એક૦
અબિલ ગુલાલ ઉડાવત અંગપે, જોગણીયોકુ બોલાઈ;
આઇ ખોડીયાલ અજાઈ. નારાયણી૦ ૫
બ્રહ્મા વેદ પઢેતોરે આગે, કાનડ બેન બજાઈ;
દેખો સબ કાન૦
નારદ ગાન. કરે તોરે આગે, સંકર ધ્યાન ધરાઈ;

યોગણી સબ ધાઈ આઈ, નારાયણી૦ ૬

નવ દુર્ગાહિ મનમે પ્યારી, વિનતી કરૂ ઉર લાઈ,

હરિ મૈયા વિન૦

સિંહાસન પર જાકે બેઠી, ખડી રહી સબ માઈ;

આજ્ઞાદી સબકુ પળાઈ. નારાયણી૦ ૭

એ સબ રંગ રચ્યો ચાચરમે, ઉદો ઉદો મન પાઈ;

કહે સઉ ઉદો૦

આશ રખો સબ નર નારી મનમે, શિવ શક્તિ પિતા માઈ;

રહો શીર ઉર મેલાઈ૦ નારાયણી૦ ૮

સતયુગ દ્વાપર ત્રેતાયુગમાં, દેવોકુ દુઃખ પળાઈ;

જુવો સહુ દેવ૦

ઉનકાં દુઃખ નીવારણ કરકે. દુષ્ટ અસુરકુ મારાઈ;

આગ્ના લેકે કલયુગ આઈ. નારાયણી૦ ૯

આ ખેલ મૈયા હરનીશ ગાવુ, એક દીન ચાચર આઈ;

જુવો સબ એ૦

શ્વેતા ગીરીમે આપ બીરાજે, મ્રત્યુ લોકમે પાઈ.

નાગરે સબ મન ગાઈ. નારાયણી૦ ૧૦

એશી મૈયા ચારો દીશામે, રક્ષા કરે બેઠાઈ.

દેખો સબ રક્ષા કરે૦

ભુમીપર સબ પ્રાણીહિ શેવો, આદ્ય અનાદકે માઈ:

સબ રહો બાલા શીર આઈ. નારાયણી૦ ૧૧



પદ.

અંબે મૈયા આપના મંડપનાં માડી વારણા લેઉ વારી વારી, અંબેમાની શોભા બનીછે બહુ સારી. ૧ નીત રહેછે હજુરમાં ઘણા શેવકજન બહુ સારી, જીધી કરીને માની શેવા કરેછે, એતો ચઉદ લોકથી ન્યારી, અંબેમા આપના મંડપના માડી માવી વાર ણા લેઉ વારી વારી, અંબેમાની શોભા બની બહુ સારી. ૨ દુર દેશથી માને પારે શેવક જન આવે હજારો, અંબેમા સઉની

આશ પુરેછે આરો, અંબેમા આપના મંડપના વારણા લેઉ'વારી વારી, અંબે માની શોભા બની છે બહુસારી. ૩ વાંણ ભરીને શેવક દરીયામાં ચાલો તારે મધે દરીએ વાણ વમાંણાં અંબે માની એને આરાધના કીધી તારે તરસુલે વાંણ તારચાં આરે અંબેમા આપના મંડપના વારણાં લેઉ વારી વારી, અંબેમાની શોભા બનીછે બહુ સારી. ૪ ગાદી તકીયા ને ગાલ્ર મસુરીયાંમા ની હાંડીઓ દીપક હજારી, માની પારે રૂડી જોતો પ્રગટી તારે સુર જ મુખીઓ સારી, અંબેમા આપના મંડપનાં વારણા લેઉ વારી વારી, અંબામાની શોભા બનીછે બહુ સારી. ૫ કરજોડીને સો ની વીરપાર કહેછે માડી આશરો એક તમારો, દયા કરીને માજી દરશણ દેજો સુખ સંપત દો સારી, અંબેમા આપના મં- ડપના માડી વારણા લેઉ વારી વારી અંબામાની શોભા બની છે બહુ સરી, ૬ ( રેવાશી ધ્રાંગધરાનો સોની ).

૫૯.

શ્રી અંબામાને અરજ.

આવડુ કરવુતુ તારે જઠરા અગનીમાંથી નોતારે ઉગારવા. અં- બામા આવડુ કરવુતુ તારે. ટેક, જેને જેનો આશરો માડી તેને તેની લાજ, અંબામા કુવામાં ઉતારી વરતોનોતી વાઢવી. આવ કરવુતુ તારે જઠરા અગનીમાંથી નોતારે ઉગારવા, અંબામા આ- ૨. અમરત પાઈને માડી આપે ઉછેરીયાં. અંબામા જેર પાવા ઊભાં કેમ આપ થયાંરે, આવડુ કરવુતુ તારે જઠરા અગનીમાં- થી નોતારે ઉગારવા ૩.સંવત ૧૯૩૪ની સાલમારે, માડી શાવણવદ ૯ છોરૂ અરજ કરેરે. આવડુ કરવુતુ તારે જઠરા અગનીમાંથી નોતારે ઉગારવા ૪.કરજોડીને સોની વીરપારની વીનતી માડી મુસ્ત- ક ધરીએ. મેઘ વરસાવો રૂડારે. આવડુ કરવુતુ તારે જઠરારે અ- ગનીમાંથી નોતારે ઉગારવા અંબામા. ૫.

---

લાવણી.

અંબા સુખકારી, મેતો આવ્યે શરણે તારી, રખો લજા હમારી,

અંબેમાના ભગત જનકી પાલન હારી, તેરે ગુણહે અપારી, કાટો સંકટ હમારી, કરો શુકશાતા. ચોક.૧ ભવન ભ્રમણાકી તુ દેવી, બ્રહ્મા વીશ્નુ માહેશ્વર શેવી, કાંમ કરતીહે તુ હિગલાજ. આઇ આજ દેખો જુગમાં સાર.તુતો શક્તિ સરદાર. શેવક પાંમે સુખ અપાર.રાજ-માઈ. ચોક. ૨ ભવન ત્રણ તે ઓપાવ્યા કરો હાથ છત્ર છાયા. ભ-ભટ વલ્લભને તારેયા બહુચરબાઈ કરો માજીની સબ શેવા. કરે જનમ સફળ દેવા, દેવ દેવે અતી મેવા. દેખો અંબે માઈ. ૩ જે કોઈ ધરે ધયાન માકો, એતો ફરે ઉદ્યમાતો. ઈસ્કે ભવકે દુખ કાપો, ત્રીપુરી આઈ. ૪ માજી હે આણંદી હોવે પાટ નીત ચંડી. તેરો ધાંન ધરે નરનારી, તુહે દાતાર તેરેપર બલિહારી, શામે સહી-કીસ્વારી કમરમેહે કટારી દેવે પુત્ર દાતાર, જે કોઈ ધરે ધયાંન મઇયાકો સુનો ફરે ઉદમાતો ઉસ્કે ભવકે દુખ કાપો. ત્રીપુરે આઈ. ૫ ચુવાલ માએ બહુચરબાલી, ઇસકે માનશરોવર ભારી, ઉડે નીશાંન જરદારી તેરે ગુણ ગાતી. અમદાવાદ ભદ્રકાળી લોક આતે દરશન ભારી. બાજે બુગલ મરદગ તાળી.હે ભૈરવ માતા કરો મા-જીકી સબ શેવા. કવી કહે મોતીલાલ મેતો આયો તેરે પાસ. મુજે મેહેર કરો અંબે મઇયા મતવાલી,જેજે બોલો વારંવાર આઈ અંબે માજી તેજનો બિંબકાર.આજ બની સરદાર આરાશુરવરી.અંબે સુભ કારી. મેતો આવો શરણ તારી, રખો લજ્જ હમારી. અંબા માના ભક્તજનકી પાલન વારી, તેરે ગુણ હે અપારી. કાટો સંકટ હમારી કરો શુક શાતા,

## લાવણી.

જાગતી જોત તુ અંબા હે આજ કલજુગકે મ્યાને. તેરે ગુણ હે અપારમા કોઈ જવલા જાણે. આરાસુર અંબાકા થાનક કાલકા પાવાગઢ મ્યાને. ચુવાલમાં બહુચરા બીરાજે તુલજા દક્ષણ દરમ્યાને. ચાર માઇહે જબરી જોરાવર દેવે મુકતી દાંને. કહીં પામર તોરે ચરણે આપો પુત્ર દાંને. કમરમાં કટારી બીરાજે હાથ ધનુશબાણે. કરો દુષ્ટ સંહાર શેવક સબ આનંદ પામે. વાંસે સંગે ચલે માજીકો અસાડ શ્રાવણે. પાંચદી ત્યાં જાતરા ધરે તેરો ધ્યાને. મુરખકુતો

ગમ નહિ કોઈ ચાતુર પીછાને. હોવે તંબુરેસે ગ્યાનતાંન માજી જ-જીકે નિશાને મોતીરામજી છંદ બોલતે હોવે અંબાકો ગ્યાને. અબ મા તોરે શરણે આયો આપો વિદ્યા દાને. જાગતીજોત તુ હે અંબા મા આજ કલજુગકે મ્યાને. તેરે ગુણ હે અપાર મા કોઈ જવલા જાણે.

## લાવણી.

અમદાવાદ ગુલજાર અનોપમ ટીંબાપોળકા હે નાકા. તરગાલુકી માતા અંબાજી ઇનકા કારણ હે બંકા. ચુવાચંદન ઔર અરચા ધુપહોત મા કપુરકા. પંચવિધીકી ઉતરે આરતી બાજે નોબતકા. ડંકા મોતીગર શેવા કરતે ચેલા બાવાદેવગરકા. તાલપખાજ ઘંટ ઘરે ધ્યાન અંબાજીકા. શીશલહેર મોતી બીરાજે પાયે બાજુબંધ રતનકા. શ્રવણે કુંડળ અનોપમ સોહીએ કયા બરણુવ આભુષણકા. જમણી પાસ બહુચરા બીરાજે ડાબે થાનક શીવજીકા.આસપાસ ગણપતી બીરાજે સાંમી દેવલ મહાવીરકા. કરો કીરપા પંચપર માજી કાંમ હોત અબ મંડપકા. હાંડી તકતા લગાએ સુંદીર કરે જુગતી મનસુખ બંકા. મોતીરામજી છંદ બોલતે હે શેવક તેરે ચરણુકા. કહે કેશવ કીરપા કરો મા તેરે શીરપર છતર સોનેકા અમદાવાદ ગુલજાર અનોપમ ટીંબાપોલકા હે નાકા. તરગાલુકી માતાઅંબાજી ઉનકા કારણ હે બંકા.

## ગરબો.

અલબેલીરે મા સુંદર મુખ દેખાડો મા મોહો લાગે. 'એ રાગ' ઓ જસવતસંગરાય અંબા મા પરતાપે રાજ કરો છો તમ ઉપર છાય રઈયતને સુખ દેવા દેહ ધરો છો. ટેક. પ્રથમ ગ-ણપતીનાં દરશન કરીએ, માના કોલ લઇને ચાચર ફરીએ, માના પાવડીએ જઈ સીશ નમીએ. ઓ જસ્વતસંઘરાય અંબેમા પ્રતાપે રાજ કરોછો. ૧ માજી આરાસુરમા બીરાજેછે. છત્રે સોનાનાં સીર છાજેછે, માજી ગબરમાં બેડાં ગાજેછે.ઓ જસ્વતસંઘરાય અંબેમા પ્રતાપે રાજ કરોછો રે. માને સીહ સ્વારી શોભેછે. માના હાથમાં ત્રીસુલ ઓપેછે. અંબા દઈતો ઉપર કોપેછે. ઓ જસ્વતસંઘરાય

અંબામા પ્રતાપે રાજ કરોછો. ૩ માને પેરણ ચરણાને ચોલી. મા નાકે હીરાની વેશરવાલી, માએ નીત નીત કીધી દીવાળી. ઓ જસ્વતસંઘરાય અંબા મા પ્રતાપે રાજ્ય કરોછો. ૪ મઇયાના ઘંટા વાગેછે. સોના ચાંદીનાં દ્વાર છાજેછે, મઈયાના સાંમા સંભુ બીરાજેછે. ઓ જસ્વતસંઘરાય અંબા મા પ્રતાપે રાજ્ય કરોછો. ૫ મઈયાની જલહલ જોતો રાચેછે. મઇયાના સામા ચોગડીયાં વાગે છે. માજી ગરૂડ ઉપર બીરાજેછે. ઓજસ્વતસંઘરાય અંબા મા પ્રતાપે રાજ્ય કરોછો. ૬ મઇયાને ઉતર દીશાએ ગણપતી ગાજે. મઈયા દક્ષણ દીશાએ વેરાઇ છાજે. માના સાંમા સંભુ બટુક ગાજે, ઓ જસ્વતસંઘરાય અંબા મા પ્રતાપેરાજ્ય કરોછો. ૭ માના માંનશરોવર નીરમલ નીર. સંભુ કોટેસ્વર સરવરતી તીર. શીવનો બાગ બગીચો ગંભિર. ઓ જસ્વતસંઘરાય અંબામા પ્રતાપે રાજ્ય કરોછો.૮ માને અજાઇ મા આનંદકારી,માને ખોડીયાળછે બપરવાળી,માનો કાળભેરવછે ભયંકારી,ઓ જસ્વતસંઘરાય અંબામા પ્રતાપે રાજ્ય કરોછો.૯ મઇયાને દેશ દેશથી સંઘ આવે. તેતો અંબા માને મન્ય ભાવે, માને વીવીધના મેવા લાવે. ઓ જસ્વતસંઘરાય અંબામા પ્રતાપે રાજ્ય કરોછો.૧૦માને જરીયાંનનાં નીશાન ફરકે. દેખી દુખદારી બહુ થરકે, માની વાચ્ય કલોદર સામે પડચે. ઓ જસ્વતસંઘરાય અંબામા પ્રતાપે રાજ્ય કરોછો. ૧૧ મઇયાનો પુત્ર જસવતસિંઘ ધારી, પારે હોમ હવન કરે સુભકારી; મઇયાના મુખડા ઉપર જઉ બલિહારી, ઓ જસવતસંઘરાય અંબામા પ્રતાપે રાજ કરોછો. ૧૨ રાણા અવીચળ રહે જો રાજ્ય તારૂ, બટ દરશણ ઉપર મન સારૂ; અંબા નીરખીને મન મોહ્યું મારૂ, ઓ જસવતસંઘરાય અંબામા પ્રતાપે રાજ્ય કરોછો. ૧૩ અંબા ચઉદ લોકની મંમાયા, સઉ દુનીયા ઉપર તારી છાયા; શીવ બ્રંમા, વીસ્નુએ ગુણ ગાયા, ઓ જસવતસંઘરાય અંબામા પ્રતાપે રાજ્ય કરોછો. ૧૪ મઇયા રાખો લાલાની લાલી, તારી અકલગત ગબરવાલી, હેવી સાહેબ અંબા મતવાલી, ઓ જસવતસંઘરાય અંબામા પરતાપે રાજ્ય કરોછો. ૧૫ મઇયાની અકળ કળા મે નયણે નીરખી, ગાવે અમરતલાલ હઇડે હરખી, જુઓ જુઓ

નથી કોઈ અંબા સરખી, ઓ જસવતસંઘરાય અંબામા પરતાપે રાજ કરોછો, તમ ઉપર છાય રઈયતને સુખ દેવા દેહ ધરોછો. ૧૯

——:o:——

ગરબો.

શેઠ હિમાભાઈ હઠીભાઇનો ગરબો.

કળજુગનો પડછો કહુ હો અંબિકા, સાંભળજો સહુ જન જાત;
મે જેવું નજરે લહુ હો અંબિકા, તેવું કરૂરે પ્રખ્યાત. ૧
ગુજરાતનુ એક બેસણુ હો અંબિકા, શહેર અમદાવાદ ગામ;
રાજ ટોપીવાળા તણુ હો અંબિકા, જૈન તણા બહુ ધાંમ. ૨
હિમો હઠીભાઈ બે જણા હો અંબિકા, નગરશેઠ બહુ દામ;
સંગ કહાડ્યો તારંગા તણો હો અંબિકા, નવખંડ થાએ નામ. ૩
સંવત હરાડ નવાણુએ હો અંબિકા, શુભ પંચમી માઘમાસ;
મહુરત કરી ડેરા તાણીઆ હો અંબિકા, ગામ મહાર કીધો વાસ.૪
દેશ દેશ કંકોતરિયે લખી હો અંબિકા, મળીયો સંગ અપાર;
હાથી ઘોડાને પાલખી હો અંબિકા, ગાડિયો રથ અસવાર. ૫
વાહન બહુ શણગારિયા હો અંબિકા, સોનુ રૂપુને જડાવ;
પહેરી હોડીને નિસરચાં હો અંબિક, જેમ સમુદ્રમાં નાવ. ૬
સાહેબને અરજી કરી હો અંબિકા, વાજા લીધાં છત્રીસ;
પલટણ આપી પ્રેમે ભરી હો અંબિકા, વળાઉ હજાર છત્રીસ. ૭
અનેક વસ્તુ લેઈ વાણીઆ હો અંબિકા, બેસે કરી બજાર;
લાભ એ લાભ ના જાણીયા હો અંબિકા, ખરચે દ્રવ્ય અપાર. ૮
ગુણકાઓ માંહે નાચતી હો અંબિકા, ગાંનતાંન રંગને રાગ;
જગત જોઇજોઇ રાજતી હો અંબિકા, કરે વખાણુ સહુ જાત. ૯
સુખી દુઃખી કોઈ સાથમાં હો અંબિકા, લેજો વૈદ દાકતર;
કાળ કોઇના નથી હાથમાં હો અંબિકા, પાંચે પહેરચા બકતર.૧૦
જેવુ થનાર હેવુ થશે હો અંબિકા, તેવા થાય શુકન;
ગામોગામ વાસો રહે હો અંબિકા, ભાવે તેવા ભોજન. ૧૧
નિશાન સોનેરી તણા હો અંબિકા, ઠામો ઠામ કરે નાત;
લહાણા કરે કાંસા તણા, હો અંબિકા, જ્યાં પોતાની જાત. ૧૨

સંગ માહે ડુંડી ફરે હો અંબિકા, ભુખ્યુ તરસ્યુ ન રહે કોય;
જસ થયે હેતુ કરો હો અંબિકા, નામ રહે જુગ જોય. ૧૩
શ્રીપુજ સાથે પાલખી હો અંબિકા, બનીઠણીને સ્વસ્ત;
ગોરજી સાથે એમુખી હો અંબિકા, ન પાળી કોઇની વાત. ૧૪
સમરીને સંગ ચલાવિઓ હો અંબિકા, અજીતનાથ અરીહંત;
તારંગા સુધી આવિયો હો અંબિકા, પુઠે પરકમણ્યુ ભણંત. ૧૫
લોક જોઈ વિસ્મે થયું હો અંબિકા, કરે ઇંદ્ર તણો વૈભવ;
મોહે ભરચું સાથે ગયું હો અંબિકા, કરમ તણો સંજોગ. ૧૬
અજીતનાથ પુજા કરી હો અંબિકા, નોકાર ગણે એક ઠાંમ;
કેસર ચડાવે ખોળાભરી હો અંબિકા, રમેજમે પકવાન. ૧૭
મન ઇછા પુરી થઈ હો અંબિકા, અભીમાને થયુ મન;
સીપુજને જઈ પુછીયુ હો અંબિકા, ભવીસે પાડી ભુલ. ૧૮
જતીએ ગતીમતી ફેરવી હો અંબિકા, સાંભળો હિમાહઠીભાઈ;
સાથે હમો મોટા કવિ હો અંબિકા, સહુથી બુધી સવાઈ. ૧૯
પ્રેમે પુછો હમને સહી હો અંબિકા, આંબુ કરોને પરિયાણ;
બીજાને નવ માનીએ હો અંબિકા, કેસર પ્રભુને વિખાણ. ૨૦
આપણા મારગછે ઘણા હો અંબિકા, દયા પાળીએ જીવ;
એનો દેવ અસુર તણા હો અંબિકા, પશુહત્યં શક્તિને શિવ. ૨૧
કેસર પ્રભુને ચડાવીએ હો અંબિકા, કંકુનુ નહિ કાંમ;
લોકને કયાં અથડાવીએ હો અંબિકા, ચાલો સંઅેસર ધાંમ. ૨૨
એક મતીના શાવકો હો અંબિકા, માન્યુ જતીનુ વચંન;
ચાલો હઇયાથી હવે સહુ હો અંબિકા, પાલણપુર શુભ ધાંમ. ૨૩
આરાસુરી વિસારીયાં હો અંબિકા, મને ન માને કોઈ;
દુષ્ટને ડુંડ મુંડ ધારીયાં હો અંબિકા, અંબા કબુધી ન હોય. ૨૪
મુજવડે મોટા થયા હો અંબિકા, મુજ વિનાના રહે રાંક;
મારા દરશણ વિના ગયા હો અંબિકા, એમના કરમના વાંક. ૨૫
દેવીએ દીલમાં દયા કરી હો અંબિકા, એછે મુરખ અજાણ;
રાણાના ઘટમાં ઉતરી હો અંબિકા, મેલો કાસદ લીધુ દાંણ. ૨૬
દરશણ કરો અંબા તણા હો અંબિકા, હુકમ થયોછે આજ;

સંઘ સુખી થાશે ઘણો હો અંબિકા, રેશે તમારી લાજ. ૨૭
તેમાંથી ત્રીશ ગાડી નિકળી હો અંબિકા, કરી માતાજીયે મહેર;
રાજ રીતે જાત્રા કરી હો અંબિકા, કુશળ પહોંચ્યાછે ઘેર. ૨૮
અભીમાની આંધળા થયા હો અંબિકા, હુકમ માનો કીધો લોપ;
પરભારચા પાપી ગયા હો અંબિકા, ચંડીને ભરાણો કોપ. ૨૯
ચોસઠ જોગણી તેડાવિયાં હો અંબિકા, ખડગખપર લ્યો હાથ;
ખાવો શાવકના સંગને હો અંબિકા, ભૈરવ લ્યો સંગાથ. ૩૦
હિમા હઠી એને મહેલજો હો અંબિકા, જુવે તે સંગનો ઢંગ;
એક મરાથી ફરજો હો અંબિકા, ના રહે કોઇનો રંગ. ૩૧
કંકુ એમને વહાલુ નથી હો અંબિકા, ચાંલો કેડી પાળો શોક;
કેશરીયા ચાંલા કરેચા હો અંબિકા, ગાય સકળ સહુ લોક. ૩૨
વચન સિદ્ધ કરી જોગણી હો અંબિકા, ચાલી તે સંઘ મોઝાર;
દેવી કરેછે ભોગણી હો અંબિકા, કાંપ્યો સંગ અપાર. ૩૩
લોક સહુ ખાઇ પડી રહયું હો અંબિકા, સેન કર્યુંછે નિરાંત;
ઓચિંતાનો ભડકો થયો હો અંબિકા, દોડી આવી હેવી વાત. ૩૪
ઊઠ્યા હોલાવીયે સહુ જઇ હો અંબિકા, પડી તે સંઘમાં બુમ;
પહેલાં તેમને ખાઇ ગઇ હો અંબિકા, અંબા તણો હુકમ. ૩૫
પછે ખાધા સતીયે જતી હો અંબિકા, જેને આપી એવી બુધ;
રોગ પેઠો બધા સંગમાં હો અંબિકા, ના રહિ કોઇની શુધ. ૩૬
વિષ્ટા મુતર નાખે ઘણી હો અંબિકા, પાણી પોકારે મુખ;
માતપિતા પતી સુતનુ હો અંબિકા, કેમ જોવાએ દુઃખ. ૩૭
રૂધીર પીએ સહુ જોગણી હો અંબિકા, કાળજુ કરડીને ખાય;
નાઠું લોક હવે કોણ ધણી હો અંબિકા, કરશે કોણ હવે સાહ્ય. ૩૮
ઠામો તે ઠામ મડદા પડ્યાં હો અંબિકા, બાળવા ન રહે કોય;
અથડાયા અંનપાણી વિના હો અંબિકા, બહુ હેરાન ગતી હોય. ૩૯
ઝાડ તળે ઉભા રહે હો અંબિકા, ભાગી પડે તતકાળ;
ડેરા ગાડીયો સુની રહિ હો અંબિકા, કોઇનુ ન ચાલે જોર. ૪૦
નાસી ગામોગામ જાયછે હો અંબિકા, કાડી મુકે તતકાળ;
દુરવાસાનિ પુઠે ધાયછે હો અંબિકા, જેમ ચકરની ઝાળ. ૪૧

જ્યાં સંઘનુ માનવી જાયછે હો અંબિકા, ત્યાં પેસી જાએ રોગ;
શાવકંનુ સંગી થશે હો અંબિકા, તેના તે મળીયા ભોગ. ૪૨
હિમો હઠી કહે મુખથી હો અંબિકા, હમને કેમ રાખ્યા માત;
મુવા ભલા આ દુખથી હો અંબિકા, થયો જગત વિખ્યાત. ૪૩
સંગમાં ભંગ થયો ઘણો હો અંબિકા, ઢંગરંગમાં અતિ રોળ;
અમદાવાદ નાઠુ ગયું હો અંબિકા, સાહેબે વાસી પોળ. ૪૪
ગામમાં પેસવા દીધા નહિ હો અંબિકા, કરેચા અનેક ઉપાય;
માતાની જે નિંદા કરે હો અંબિકા, તેની હેવી ગત થાય. ૪૫
નાકલીટી પછે તાણતા હો અંબિકા, બાધાઓ રાખી સમસ્ત;
આરાસુરી મન આણતા હો અંબિકા. પાઘડી અનેક વસ્ત્ર. ૪૬
પારે આવીસુ પ્રેમભરી હો અંબિકા, કરસુ હોમહવંન;
ભોજન ધરીશુ પુજા કરી હા અંબિકા, માતા આપો હવે મોજ. ૪૭
મહેર કરો હવે ઘણી થઈ હો અંબિકા, મહેર કરો મંમાય;
પ્રથવી કરો અમરતણી હો અંબિકા, સરવે સુખિયું થાય. ૪૮
પડછો દેખાડ્યો પાર્પાને હો અંબિકા, પરસન થયા વરદાઈ;
પોતાનો જસ જુગ થાર્પાયો હો અંબિકા, કા ના ગ મહંમાય. ૪૯
હામો હામ રથ કાહાડીયા હો, અંબિકા, કરીયા હોમ હવંન;
આરાસુરીયે પહોચાડીયા હો, અંબિકા. બહુ થાય બ્રમ ભોજન. ૫૦
સંઘ કહાડી અંબા તણો હો અં. ભેર જુગળ મહારાજ;
દેવીને દીધા વધામણા હો અં. માજીએ રાખી લાજ. ૫૧
ગાયે વાણી માનવી મા તણી હો અં. મંગળ ગાએ નાર;
ધન ધન સકળ ભોવન ધણી હો અં. તારો સકળ સંસાર, ૫૨
ધરતી ધ્રુજી તારા ગળ્યા હો અં. પાછુ સહુ ગયું કેન;
ચરણ આવી તમને મળયા હો અંબિકા, ઉગારચા જગત હેત, ૫૩
એક અંબા આશીશથી હો અંબિકા, સાંભળજો સઉ કાન;
સરસ્વતી જગ પવીત્રતુ હો અં. ત્રિજુ સસ્ત્ર વિખાણ. ૫૪
જદુરામ કરજોડી કહે હો અંબિકા, આરાસુરીનો દાસ;
ગરબો ગાય શિખે સાંભળે હો અંબિકા, અંબામા પુરેઆશ. ૫૫

## શ્રી બહુચરાજીની પંચ તિરથિ. પ્રારંભ.

માજી તારૂ કારણ કળજુગમાહરે, બાળીબહુચરારે મા,
માજી તુ બુડતાં સાહેયાંહરે, બાળીબહુચરારે મા;
માજી તુ નીરમળ ગંગા કાયરે, બાળીબહુચરારે મા;
માજી તુ આવી અમરત પાયરે, બાળીબહુચરારેમા. ટેક.
સલખનપુર વાસો વસેરે મા, મદ્ય ભરીમા મસ મસેરે મા;
મુખ જોવા મનડુ ધસેરે મા, માજી તારૂ સુંદર વદન સોહ્યરે. બા,૧
ગોખ જોખમાં નિરખતાંરે મા, પારો પરતક્ષ પરખતાંરે મા;
અમ્રત આઈજી વરસતાંરે મા, માજી મને કેમ વિસરી જાયરે.બા.૨
આદ્યસ્થાનકે આવી નમેરે મા, મન્ય અન્ય કાંઈ નવ ભમેરે મા;
ત્રણુતાપ તનના સમેરે મા, મા તુ વેદવાયક કહેવાયરે. બા. ૩
માનશરોવર ઝીલતાંરે મા, પાપ ગયાં પગ પોલતાંરે મા;
રોમરોમ તન ખીલતારે મા, મા તે કોમળ કીધી કાયરે. બા. ૪
ચાચ્ય કુંડનાહી વાવ્યારે મા, કોટીક કર્મ કુંડા બળ્યાંરે મા;
બહુચરમા પોતે મળ્યાંરે મા, માજી તારૂ સિદ્ધક્ષેત્ર મહિમાયરે.બા.૫
ચાચર ચાલિને આવતાંરે મા, સ્થાનેક શિશ નમાવતાંરે મા;
આપો મામન ભાવતાંરે મા, માજી તુ પુરવજનમની સાહરે. બા.૬
ગાંનતાંન ગરબે કરેરે મા, તાળી દઈ ચાચર ફરેરે મા:
ઉદો ઉદો મુખ ઓચરેરે મા, માતુ દોહલાં વાંમે દુઃખરે, બા, ૭
પુજા પુષ્પે સમર્પતાંરે મા, પાંન પ્રસાંદ અર્પતાંરે મા;
ત્રુઠે ત્રિપુરા તરપતાંરેમા, માતે સોહલાં પાંમે સુખરે. બા. ૮
પરદક્ષણા દે પ્રાતમારે મા, રાખે મન જુગ માતમાંરે મા;
ન આવે જન જમ જાતમાંરે મા, મા તુ વિખ વિઘન હરનારરે.બા.૯
નમણુ નરનારી ગ્રહીરે મા, ધરે શિશ જેજે કહીરેમા;
અડળ તીરથ વળે અહીંરે મા, માતું કુરૂક્ષેત્ર કેદારરે. બા. ૧૦
પંચતિરથિ પૂજતાંરે મા, અરૂણુ ઉદે ત્રગ ગુંજતાંરે મા;
સ પરીવારે સહું જતાંરે મા, મા તારૂ દઈવત બધ્ય દરબારરે.બા.૧૧
યથા શક્તિ હવન કરેરે મા, બ્રંહ્મ ભોજન ભાવે ધરેરે મા,
આદ્ય શક્તિય ભાવે ફરેરેમા,રે. માતુ આપે પદારથ ચારરે બા.૧૨
અરચે અર્ધ નિશા વિસ્મેરે મા, બહુચર મા લેખે લખેરે મા;

જસઆયુંશ આપે અએરે મા, માવળી ધન દારા સંતાનરે.બા.૧૩
આરતી સમે લે વારણાંરે મા, વાંઝ બંધાવે પારણાંરે મા;
દીધાં ઉઘાડે બારણાંરે મા, માતેને અવશાંને વિમાનરે. બા. ૧૪
ટાગ્રહીને વગાડતાંરે મા, મહાડ માજીનો ગજાડતાંરે મા;
મુખડું જોઇ જોઇ લાડતાંરે મા, માતુ નોધારાનિ આધારરે.બા.૧૫
દે દક્ષણા ડેરે રહીરે મા, કાંમ ક્રોધ મોહને દહીરે મા;
દાનપાત્ર દેવી લહીરે મા, માતુ પ્રત્યક્ષ દ્વિજ અવતારરે. બા. ૧૬
પારે આવે જન પ્રેમસુરે મા, વરસ એક બધ નિમશુંરે મા;
વાંમે દીન દુઃખ એમસુરે મા, માવળી તુ સંસારનુ સારરે. બા. ૧૭
વન તરૂવર શોભા ઘણીરે મા, જુવો જન જેજે ભણીરેમા;
માયા મહમાયા તણીરે મા, માતુ વ્યાપીક વિવિધ પ્રકારરે. બા.૧૮
મધે ભરી મગડાં રમેરે મા, અરૂણ ઉદે થાયે સમેરે મા;
બહુચરી તુ કહેતે ગમેરે મા, માનુ પંખી મુખ પરમાંણરે. બા,૧૯
બહુચરમા બરદ ભરીરે મા, દોહલાં દાસતણા હરીરે મા;
નારી નર ક્ષણમાં કરીરે મા, માતું જુગ સચરાચર જાણરે.બા.૨૦
ધરી ધ્યાન રૂદે ધરેરે મા, માની મન મહા મુદરેમા;
હોયે કર્મતણા ઉદેરે મા, માતુ ભોળી ભવાંની માતરે. બા. ૨૧
દેવીદેવ જઇ તહીરે મા, ત્રણભોવન તોલે નહીરે મા;
પ્રગટ પીડ લહુ અહીરે મા, મા તારી નિપટ અટપટી વાતરે.બા.૨૨
સુરતણી વહારે ચડીરે મા, જીત્યા દઇત ઘડીઘડીરે મા;
મારચો મહિષાસુર વડીરે મા, માતુ ભુપતની પ્રતીપાળરે. બા. ૨૩
સરજે પાળેને સંહરેરે મા, આજ આઈ અમરીત ઝરેરે મા;
કાંમ અઘોર શું કરેરે મા, માતુ કંસકારણ માહા કાળરે.બા. ૨૪
નિરાધાર આધારમાંરે મા, જીવુ સફળ અવતારમાંરે મા;
મુકત સકળ સંસારમાંરે મા, માતુ નર વણરાખણ નીરરે. બા. ૨૫
સ્વર્ગ મ્રત્યું પાતાળમાંરે માં, બહુચર બહુબળ બાળમાંરે મા;
મહણ મહા મો જાળમાંરે મા, માજીતુ આપે અધીરને ધીરરે.બા.૨૬
નેણ નેણ ભરી ન્યાળતાંરે માં. પલક પલક મન વાળતાંરે મા:
જનમ મરણ ભય ટાળતાંરે મા, માતું અભેપદ દાતારરે. બા.૨૭
માગુ મનમાની રળીરે મા, લાગું પાએ બળી બળીરે મા;

પુરો આશવળી વળીરે મા, માતુ સેજકારણ ભવપારરે, બા. ૨૮
જન્મ સફળ કરો જાઇનેરે મા, જાવુ જુગમાં કમાઇનેરે મા;
ભાવધરી ભજો આઇનેરે મા, માતે નર નાવે ગર્ભવાસરે, બા.૨૯
કરજોડી કહુ કરગરીરે મા, સાંભળજો સત્ખનપૂરીરે મા;
બાંહ્ય ધરો શીર બહુચરીરે મા,માતારો વલ્લભ દાસનો દાસરે.બા.૩૦

—:o:—

## ગરબી.

અલબેલીમા, હેત ધરી ઘેર આવોરે હઈડાંહીસે;
બરદાળીમા, મુખડાંની બલીહારીરે, દરશણદીજે. ટેક.
પ્રથમ ગણપતીનુ દરશણ કરવું, માને પારે આવી ચાચર ફરવુ;
ધ્યાન અંબામાજીનુ ધરવું, અલબેલીમા. હે. ૧
માની જાળીએ રહી મુખડું જોતાં, દુનિયામા રહી ફરવું ખોટાં;
તારા નામતણા મહીમા મોટા, અલબેલીમા, હે. ૨
માજી માનશરોવર નાહીને, જઈ કરીએ અરજ અજાઇને;
રહ્યો ગરબો ગાવા ચાહીને, અલબેલીમા, હે. ૩
માના મંડપ ગરબો ગાઇને, સ્નેહ રાખો સત સાહિને,
મહારે ભજવું અંબા આઈને, અલબેલીમા હે. ૪
માના ડુંગરમાં ડંકો વાગે, તેનો શબ્દ ગગનમા બહુ ગાજે;
માને છત્ર સોનાનુ શિરછાજે, અલબેલીમા, હે. ૫
માનુ મુખડુ જોઈ મનમાં હરખુ, માજી દરશણ દો નયણેનિરખુ;
મારે બીજુ નથી કોઇ તમસરખુ, અલબેલીમા, હે. ૬
ચાચર ફરતાં ગરબોગાતિ, હોડી ચુંદડીયો રંગરાતી;
જોગણીયો મળી સહુ મદમાતી, અલબેલીમા હે. ૭
માયે ચંડ મુંડ નાખ્યા ચોળી, મારચો રકતબીજ રણમાં રોળી;
બ્રહ્માદિક મુનિજ કહે ભોળી; અલબેલીમા, હે. ૮
ગરબા ગાતા પાડે તાળી, પાવાઘડથી આવ્યા ચાલી;
બોલાવો અંબા બહુચરબાળી, અલબેલીમા હે. ૯
ચાચર પુજા કરવા આવો, મારી માજીતણા હુકમ લાવો;
માલવ જઈ અંબાનો સાહો, અલબેલીમા હે. ૧૦
કરજોડી કહુ કીપા કીજે, આતમારામ કહે માનુ નામ લીજે;

તારા શેવકને સરપાવ દીજે, અલબેલીમા હે. ૧૧

### ગરબી દેશી ફેર

અંબા આણંદી આણંદી, રહુ ચરણકમળપર વંદી;
બહુચર બહુ રંગી બહુ રંગી. માને બટુકભૈરવ સંગી,
અંબા આણંદી આણંદી; ટેક.
મા શાવણ મહિનો આવે, સરવેના મનમાં ભાવે;
ઇછા હોય તે પારે આવે, અંબા આ૦ ૧
પુઠે માનસરોવર આરો, ત્યાંતો સંગ ભરાયો સારો;
નહિ સફળ થયો જનમારો, અંબા આ૦ ૨
ડાબે ગણપતી કેરો વાસે, શુધબુધછે બહુ પાસે;
કીરપા કરી રાખો પાસે, અંબા આ૦ ૩
જમણી બાજુએ જઇએ, વહેરાઈ શિવ ત્યાં સોહીએ;
દરશણથી દુઃખડાં ખોઇએ, અંબા આ૦ ૪
સામા ગોખમાં જોત બિરાજે, પ્રથવીથી ગજ દોડ છાજે;
આણંદ કરો વિધવિધ આજે, અંબા આ૦ ૫
માને લુસેછે રૂમાલ અંગે, છે નિશદીન દરશણનો સંગે;
તેનુ દીલ કદી ના હોય ભંગે, અંબા આ૦ ૬
માને પેરણ ચુંદડીને ચીર, સામી ચાચર વાવ્યતણીતીર;
સરવે લેછે વારણા ધીર, અંબા આ૦ ૭
માને કોટે એકાવળહાર, વુસી તરસથીવાનુ સાર;
આભુશણનો નહિ પાર, અંબા આ૦ ૮
માને કાને ઝાલર જોઇએ, લલાટે ટીલડી સોહીએ;
ભ્રગુટીમાં મનડા મોહિયે, અંબા આ૦ ૯
માને જડાવ ચુડલો ખળકે, વદન ચંદ્ર સરખુ ઝળકે;
બાજુબંધ બોરીઆ લળકે, અંબા આ૦ ૧૦
માને કલાંકાંબી ઠમકે, ઉપર ઝાંઝરીયા બહુ ઝમકે;
ગોફણો ગુઘરીએ ધમકે, અંબા આ૦ ૧૧
માને વિધવિધ થાળો આવે, સેવા સમસ્ત સહુ લાવે;
તેતો અંબાને મન ભાવે, અંબા આ૦ ૧૨
માની અકળ કળાછે ભારી, નવ કળે મુનીવર નારી;

મહેર કરો મા હમારી, અંબા આ૦ ૧૩
મા જુગજુગની તુ માયા, હરિહર બ્રહ્મા પાર નવ પાંમ્યા;
મા દેવ સમસ્ત ઉપર છાયા, અંબા આ૦ ૧૪
મા શુંભનિશુંભ તે મારયો, મધુકૈટભને વિડારયો;
રૂષી માર્કંડને તારયો, અંબા આ૦ ૧૫
ચાચરની શોભા થાયે, ત્યાં ગરબાનિ ધુંમ મચાયે;
ચોસઠ જોગણીયો ગાયે, અંબા આ૦ ૧૬
મા આંબુધડની રાણી, શુધ સાચી આપે વાણી;
વાચ્યનાછે અમ્રત પાણી, અંબા આ૦ ૧૭
ચાચરની જુવો પેર, ત્યાં અંબામાની લહેર;
ઉતમરામ ઉપર કરો મહેર, અંબા આ૦ ૧૮
સંવત નવાણુની સાલે, શાવણુક્રષ્ન નોમ રવીવારે;
ગરબો કરયોછે નીરધારે, અંબા આ૦ ૧૯
એક ચિતે ગરબો ગાયે, તેને અંબામાછે સાહે;
તેના ભવના બંધન જાયે, અંબા આ૦ ૨૦

### ગરબી દેશી ફેર

અંબા જોયાની આડીરે નિરખુ મોરી માડી. એ રાગ.
અલબેલી અંબેમાતરે, સુણો અરજ હમારી. ટેક.
પેરણુ પીતાંબર શોભિતા માને, ચુદડી દીસેછે સારીરે, સુણો. ૧
કલ્લાં કાંબીને વિછુવા શોભે, ઝાંઝરની ગત ન્યારીરે, સુણો. ૨
બાહે બાજુબંધ શોભે માને, સોનાના ચુડલા વાળીરે, સુણો. ૩
નાકના મોતીને ઝળહળ જ્યોતી, ટીલડી આણંદકારારે, સુણો. ૪
કરજોડી રાવો ભગત કહેછે, માનાં વારણા લઊં હું વારીરે. સુણો.૫

### ગરબી

અલબેલીરે અંબેમાતરે, ચાલો જોવાને જઇએ. ટેક.
માનશરોવરે માજીનુ મહાતમ, નીરમળનીર માહિરે, ચાલો. ૧
દુખિયાના માજી દુઃખજ ભાગ્યા, સદાય સુખીયાં થઇએરે, ચાલો.૨
દુધપુરી મા આપે દયાળી, મોજે માજી પામીએરે, ચાલો. ૩
અંબા બહુચર સદા આણંદમાં. માનો પાલવ સાહીએરે, ચાલો. ૪
કરજોડી રાવો ભગત કહેછે, માના હરખે કરી ગુણ ગાઇયેરે, ચાલો.૫

## ગરબી

અલબેલી અંબેમાતરે, મા રમવાને આવો. ટેક.
ચાચરચોક સોહામણુરે, માનો મોતીડે ચોક પુરાવોરે, મા રમ. ૧
જળહળ જ્યોત તે મંદિર માના, ચાચર દીપ મુકાવોરે,મા રમ. ૨
ઢોલદદામાં દુંદુભી વાજે, તાલ મૃદંગ મંગાવોરે, મા રમ. ૩
સેવક ઉભા અરજ કરેછે, ભગતને લાડ લડાવોરે, મા રમ. ૪
કરજોડીરાવો ભગત કહેછે, માના હરખે ગુણ ગવડાવોરે,મા રમ.૫

## ગરબી

સમરંતા સુખ પામીએ, આરાસુરનિરાએ. ટેક.
સહવારે આરાસુરીને સમરૂ, મહેર કરો મહંમાયરે, આરા. ૧
બપોરે બહુચરાને સમરૂ, દુખ દારિદ્ર જાયરે, આરા. ૨
ત્રિજેપોરે ત્રિપુરાને સમરૂ, બુડતાં સાહે બાંહ્યરે, આરા. ૩
સંધ્યાયે આદ્ય શક્તિને સમરૂ, કાયા કોમળ થાયરે, આરા. ૪
કરજોડી રાવો ભગત કહેછે, સદાયે રહેજો સહાયરે, આરા. ૫

## તિથીયો ગરબી દેશી ફેર.

દરશણ આપો મોરી માય, અંબા મુને દરશણ આપો;
તારા દરશણની મુને આશ, અંબા મુને દરશણ આપો. ટેક.
સરસ્વતીને વિનવું, ગણપત લાગુ પાય;
પંદર તિથિયો પૂરી કરૂ, તેથી મનવાંછીત ફળ થાય. અંબા. ૧
પડવે માતા પ્રસિદ્ધછો, નવે ખંડમાં નામ;
દુખીયાના સુખીયાં થાયછે, જો જાય આરાસુર ગામ. અંબા.૨
બીજે બાળી બહુચરા, પશ્ચમ કીધો વાસ;
આતુર જનને તેડીયો, માજી પુરી મનની આશ. અંબા. ૩
ત્રીજે માતા તુળજા, દક્ષણમાંછે નામ;
તુજવિના મારે કો નહી, મને મોટીછે તારી હામ- અંબા. ૪
ચોથે ચાંમુંડા માતને, તેડાં આરાસુર ઠેઠ;
માજી મુખથી ઓચરે, તમે ચોસઠમાંછો શ્રેષ્ટ. અંબા. ૫
પાંચમે પાવાઘડથકી, આવ્યાં કાળી માત;
પાંચે બેનો એકઠી થઈ, તાંવો રમવાને નવરાત. અંબા. ૬

છઠે છબિલી માતનુ, જાણો મનની વાત;
અંબા મારે આદ્યછો, માજી માત તાતને ભ્રાત. અંબા. ૭
સાતમે સિંધવાઈ માતને, તેડી લાવો આજ;
ગરબો ગાઇએ પ્રેમથી, તેથી સરસે સઘળા કાજ. અંબા. ૮
આઠમે અંબાઇશ્વરી, સરખા સરખી જોડ;
ગરબે ફરતી આયછે, તારે પોચે મનના કોડ. અંબા. ૯
નોમે નવરાત્રી ખેલીને, વળીયાં માજી આપ;
બ્રહ્મા વિષ્નુ માહેશ્વરે, માજી જપે તમારા જાપ. અંબા. ૧૦
દશમે દેવી સવને, દેછે માજી ઘણુ માન;
આપે બેઠાં આસને, પછિ કરાવે સર્વને પાંન. અંબા. ૧૧
અગિયારસે આણંદ થયો, દીઠુ માનુ મુખ,
પાપ પુરવના પ્રલે થયાં, તારે સઘળું પામ્યો સુખ. અંબા. ૧૨
બારશ મા બળવંતછો, અંબા આપો આપ;
તુજવિના કોઇને નવ ભજુ, માજી તારો કરી મુને થાપ. અંબા. ૧૩
તેરશે તન તલપી રહ્યું, માજી પુરો આશ;
વરસ નીમે આવશું, જ્યારે આવશે શાવણમાસ. અંબા. ૧૪
ચઉદશે ચાચર મધ્યમા, હવન મોટા થાય;
તેથી માજી પ્રસંનછો, તારા ભગતને કરજો સાહ્ય. અંબા. ૧૫
પૂનમે પુજુ પાવડી, કુંમ કુંમ અક્ષત લઈ;
શાવણકેરા સાથમાં, ત્યાંતો થાયછે થૈથૈથૈ, અંબા. ૧૬
પંદરતિથિ પુરી થઇ, મનમાં અતિ ઉલ્લાસ;
કરજોડીને વિનવે, એમ કહેછે રવિયો[1] દાસ. અંબા. ૧૭
જેવા દવાદસ માસછે, તેવા પંદર દીન;
માજી શિખ્યાથી ઓચરૂ, હુતો નિશ્ચે રાતને દીન. અંબા. ૧૮
સંવત ઓગણીસે બારમા, ઉતરાંણ કેરો જોગ;
પોસસુદી સપ્તમી, રવીવારે આવે બહુ લોક. અંબા. ૧૯



૧ હાલ નડીયાદમાં જાતે સાઠોદરા નાગર બ્રાહ્મણ છે.